# પ્રસ્તાવના.

રામાયણ અને મહાભારત એ સુપ્રસિદ્ધ મહાકાવ્ય તથા ઇતિહાસના ગ્રન્થોની સ્વતંત્રપણે સમાલોચના કર્યાનું માન રા. રા. ચિન્તામણ વિનાયક **વૈદ્ય, એમ. એ, એલ. એલ. બી,** મુંબાઈ યુનિવર્સિટીના ઑનરરી ફેલો, એમણે મેળવ્યું છે. સંસ્કૃત સાહિત્યના એ બન્ને પ્રૌઢ ગ્રન્થોના વાચનને પરિણામે એ વિદ્વાનને જે જે વિચારો સૂઝ્યા તે એમણે ત્રણ ન્હાનકડા ગ્રન્થો વડે પ્રકટ કર્યા છે. મહાભારતની સમાલોચનાનું એમનું પુસ્તક છપાયું તેવાં તેનાં જુદાં જુદાં સામયિક પત્રોમાં ઘણાં વખાણ આવ્યાં હતાં. કેટલાકને એનો સંશોધનવિભાગ ઘણો અગત્યનો જણાયો, કેટલાકને એનો કથાવિભાગ ઘણો રસભર્યો લાગ્યો, અને કેટલાકને એની વિવેચનપદ્ધતિ ઘણી પ્રશંસનીય માલમ પડી. એ અંગ્રેજી પુસ્તકને આધારે એક ગુજરાતી પુસ્તક તૈયાર કરવાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી મ્હને સોંપવામાં આવ્યું ત્યારે એ પુસ્તકની પાછળ મ્હારે જે શ્રમ લેવાનો હતો તેનો મ્હને સંપૂર્ણ ખ્યાલ ન્હોતો, અને એ પુસ્તકમાંથી કાપકુપ કરવા જેવું ઘણું મળી આવશે એવી મ્હેં આશા રાખી હતી. પણ જેમ જેમ હું એ પુસ્તક વાંચતો ગયો તેમ તેમ મ્હને એમાં એટલી સંક્ષિપ્તતા અને એટલું સચોટપણું જણાયું કે એ પુસ્તકમાંથી કાઢી નાંખવા જેવું કે ટુંકાવી દેવા જેવું કંઈ પણ નીકળી શકે એવી આશા મ્હને નિર્મૂળજ લાગી. પરિણામે, મ્હારી પોતાની તરફનું કંઈ પણ ડહાપણ ડહોળ્યા વિના અને માત્ર શરતચૂકને લીધેજ રહી ગયલી બે ત્રણ ન્હાની ન્હાની ભૂલો સુધારવા સિવાય બીજો કંઈ પણ ફેરફાર કર્યા વિના રા. વૈદ્યના પુસ્તકનેજ આદિથી તે અન્ત સુધી હું ચુસ્તપણે વળગી રહ્યો છું; અને મૂળ ગ્રન્થ (મહાભારત)ને સાથે રાખીને તેમાંથી જુદા જુદા ફકરાઓ શોધી કાઢવાની અને સ્થળે સ્થળે ઉતારાઓ આપવાની પણ મ્હેં ખાસ કાળજી રાખી છે, તેને લીધે પુસ્તકના કદમાં કંઈક વધારો થયો છે તે માટે વાંચકો ક્ષમા આપશે એવો મ્હને ભરોસો છે. સંસ્કૃત ભાષા જેમને આવડતી હશે તેમને એ ઉતારાઓ વાંચતાં કંટાળો નહીં આવે પણ વધારે રસ લાગશે એમ હું મ્હારા પોતાના અનુભવ પરથી માનું છું.

**દેવલાલી** તા. ૧૨-૮-૧૯૧૪. **મોહનલાલ પાર્વતીશંકર દવે.**

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

## પ્રથમ વિભાગ-કાવ્ય તરીકે મહાભારતની સમાલોચના.



## દ્વિતીય વિભાગ-ઇતિહાસ તરીકે મહાભારતની સમાલોચના.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૪ | એને | મહાભારતને |
| ૨૧ | ૯ | આ | એના |
| ૬૩ | ૧૭ | કો | કોણ |
| ૬૪ | ૬ | ભારતસાવિત્રા | ભારતસાવિત્રી |
| ૬૪ | ૧૩ | ૨૬ | ૨૬ |
| ૯૫• | ૨૧ | મહાભારતમાં | વૈદિક સાહિત્યમાં |
| ૧૦૪ | ૧૭ | આમવામાં | આપવામા |
| ૧૧૧ | ૫ | પરુ | પૂરુ |
| ૧૨૪ | ૭ | રક્ષક્ષેત્રની | ગણુક્ષેત્રની |
| ૧૩૧ | ૨ | ખિસકોલીઓ | ચકલીઓ |
| ૧૩૬ | ૨૩ | રાજાએ | રાજાઓ |
| ૧૪૭ | છેલ્લી | વખતે | તે વખતે |
| ૧૫૮ | ૨૩ | ઉમદ | ઉમેદ |
| ૧૬૦ | ૭ | હાથ | હાથે |
| ૧૭૫ | ૧૮ | અતે | અને |
| ૧૯૫ | ૧૩ | ૨૦૬૭ | ૨૦૫૦ |
| ૧૯૫ | ૨૬ | મહાપ્રાસ્થાનિક | મહાપ્રસ્થાનિક |
| ૧૯૫ | છેલ્લી | ૯૫૮૨૬ | ૯૬૪૦૬ |
| ૧૯૬ | ૪ | ૯૬૮૨૬ | ૯૬૮૩૬ |
| ૧૯૬ | ૫ | ૯૫૮૨૬ | ૯૬૪૦૬ |
| ૧૯૬ | ૬ | ૧૦૧૦ | ૪૩૦ |
| ૧૯૮ | ૩ | સૈનાકાન | સૈનાયાન |
| ૧૯૮ | ૪ | રથાતીરથ | રથાતિરથ |
| ૧૯૮ | છેલ્લી | અશ્વમેધ | અશ્વમેધ. |
| ૨૦૫ | ૧૫ | અરેબિય | અરેબિયન. |

આ ઉપરાંત ત્રીજા પરિશિષ્ટમાંની કેટલીક અશુદ્ધિઓ સાધન તથા સમયને અભાવે સુધારાઈ શકી નથી તે વાંચકો ક્ષમ્ય ગણશે એવી આશા છે.

# કાવ્ય તરીકે મહાભારતની સમાલોચના.



## પ્રકરણ ૧ લું.

### મહાભારતની ત્રણ આવૃત્તિઓ.

મહાભારતનો મૂળ ગ્રન્થ હાલના કરતાં ઘણો ન્હાનો હતો અને તેમાં પાછળથી બે વખત કેટલાક ઉમેરાઓ કરવામાં આવ્યા હતા એ વાતની કોઈથી પણ ના પાડી શકાય એમ નથી. મહાભારતની અંદરજ એવી મતલબનું કથન કરવામાં આવ્યું છે કે મૂળ ગ્રન્થના કર્તા વ્યાસજીએ પોતાના પાંચ શિષ્યોને એ ગ્રન્થનો ઉપદેશ આપ્યો હતો, અને એ પાંચ શિષ્યોમાંના એક વૈશંપાયન હતા. જનમેજય રાજાએ સર્પસત્ર કીધો તે વખતે એની આગળ વૈશંપાયને મહાભારતની કથા કહી સંભળાવી હતી. હવે, જે મહાભારત હાલ આપણા જોવામાં આવે છે તેની અંદર જનમેજય તરફથી કેટલાક સવાલો પૂછવામાં આવ્યા છે અને વૈશંપાયન તરફથી એ સવાલોના યોગ્ય ખુલાસાઓ આપવામાં આવ્યા છે. આ સવાલો અને તેના ખુલાસાઓ એ વ્યાસજીના રચેલા મૂળ ગ્રન્થમાં કેવી રીતે હોઈ શકે? વૈશંપાયને પોતે, અથવા વૈશંપાયને જે કથા કરેલી અને તેને અંગે જનમેજયની સાથે એને જે સવાલજવાબ થયલા તે સાંભળનારા કોઈ માણસે, મૂળ ગ્રન્થમાં કેટલોક ઉમેરો કરેલો એમ માન્યા વગર આપણને ચાલે એમ નથી. ત્યાર પછી આ વિસ્તાર પામેલું ભારત પાછું શૌનકના દ્વાદશ વર્ષના યજ્ઞ વખતે શૌનકની આગળ સૌતિએ કહી સંભળાવ્યું, અને તે વખતે પાછા શૌનક તરફથી કેટલાક પ્રશ્નો પૂછવામાં આવ્યા અને સૌતિએ તેના ઉત્તર આપ્યા. આ પ્રશ્નો અને ઉત્તરો મૂળ ગ્રન્થમાં અથવા વૈશંપાયનની વધારે મ્હોટી આવૃત્તિમાં પણ આપવામાં આવ્યા હોય એ અસંભવિત છે. એટલે સૌતિએ અથવા સૌતિની કથા જેણે સાંભળેલી એવા બીજા કોઈ માણસે મૂળ ગ્રન્થમાં વખત કેટલોક ઉમેરો કરેલો એવું માન્યા વગર આપણને ચાલે મ

મહાભારતની અંદરના બીજા કેટલાક વચનો, જે શરતચૂકને લીધે અથવા એ વચનો કાઢી નાખવાની ખાસ જરૂર નહીં પડેલી તેને લીધે રહેવા દેવામા આવ્યા છે, તે ઉપરથી પણ મહાભારતની બધી મળીને ત્રણ આવૃત્તિઓ થઈ છે એ વાત સિદ્ધ થાય છે ઉદાહરણ તરીકે, એના ત્રણ આરભ દર્શાવવામા આવ્યા છે —

मन्वादि भारतं केचिदास्तीकादि तथापरे ।
तथोपरिचराद्यन्ये विप्राः सम्यगधीयिरे ॥

કેટલાક એમ માને છે કે ઉપરિચરથી ભારતની શરૂઆત થાય છે, કેટલાક એમ માને છે કે આસ્તીકથી ભારતની શરૂઆત થાય છે, અને કેટલાક એમ માને છે કે મનુથી ભારતની શરૂઆત થાય છે. ગ્રન્થનો વિસ્તાર પણ જુદો જુદો કહેવામા આવ્યો છે, ગ્રન્થના વિભાગ પણ જુદા જુદા દર્શાવવામા આવ્યા છે, અને જુદા જુદા નામ પણ રહેવાથી જડી આવે એમ છે એ જુદા જુદા નામો, જુદા જુદા વિભાગો અને ગ્રન્થના વિસ્તાર વિષે જુદા જુદા કથનો એ સઘળાનો ખુલાસો મૂળ ગ્રન્થનો બે વખત વિસ્તાર કરવામા આવેલો એ વાત સ્વીકારવાથીજ સારી રીતે થઈ શકે છે એ આપણે જોઈશુ

**મૂળ ગ્રન્થ**—મહાભારતનો મૂળ ગ્રન્થ ઉપદેશાત્મક નહીં હોય, પણ ઐતિહાસિક હશે એવુ જણાય છે એ ગ્રન્થને ઇતિહાસ એવુ ખાસ નામ આપવામા આવ્યુ છે, અને આ ઇતિહાસને માટે વ્યાસજીએ "જય" એવો શબ્દ વાપર્યો છે

"जयो नामेतिहासोऽयं श्रोतव्यो मोक्षमिच्छता ॥"

(સ્વર્ગારોહણ પર્વ).

પ્હેલોજ-પ્રાર્થનાનો-શ્લોક ગ્રન્થના આરભમા આપ્યો છે તેમા પણ આ નામ આવે છે —

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

છેલ્લા પર્વમાં પણ એ ગ્રન્થના સમ્બન્ધમાં એજ નામ વાપરવામાં આવ્યું છે. વ્યાસના આ ઐતિહાસિક કાવ્યનો વિસ્તાર કેટલો હશે તેના વિષે કંઈ ચોક્કસ કહી શકાતું નથી. તોપણ કવિની વિસ્તૃત યોજના વિષે, કાવ્યમાં વર્ણવેલા બનાવોની મહત્તા વિષે, અને કુશળ કવિથી અનુષ્ટુભ્ છન્દના શ્લોકો કેવી સ્હેલાઈથી બનાવી શકાય છે તે વિષે વિચાર કરતાં એમ લાગ્યા વગર નથી રહેતું કે તે વખતે પણ એ કાવ્ય લાંબું હશે. મૅકડોનલ કહે છે કે, વ્યાસના મૂળ કાવ્યમાં ૮૮૦૦ શ્લોકો હતા એવું મહાભારતમાં જણાવવામાં આવ્યું છે. અમારા અભિપ્રાય પ્રમાણે મૅકડોનલનું આ કહેવું ખરૂં નથી, અને વેબરના ગ્રન્થમાં* એક પૃષ્ઠની નીચે જે ટિપ્પણ આપવામાં આવ્યું છે તેના ઉપરથી કદાચ આ ભૂલ થઈ હશે એવું સંભવિત જણાય છે. ૮૮૦૦નો આંકડો‡ મહાભારતમાં આપવામાં આવ્યો છે ખરો, પણ તે કૂટ શ્લોકો, જેના વિષે આ પુસ્તકમાં આગળ વિવેચન કરવાની જરૂર પડશે, તેની સંખ્યાને લગતો છે; અસલ મહાભારતમાં કેટલા શ્લોકો હતા તેને લગતો નથી. મહાભારતમાં એવું કહેવામાં આવ્યું છે કે "કૃષ્ણદ્વૈપાયન અથવા વ્યાસ મુનિએ ત્રણ વર્ષ સુધી રાતદિવસ મહેનત કરીને આ કાવ્ય રચ્યું."

त्रिभिर्वर्षैः सदोत्थायी कृष्णद्वैपायनो मुनिः ।
महाभारतमाख्यानं कृतवानिदमद्भुतम् ॥

એ કાવ્યની શરૂઆતમાં વ્યાસ તરફથી પોતાનો વૃત્તાન્ત આપવામાં આવે એવી આપણે સ્વાભાવિક રીતે આશા રાખીએ છિયે, અને ભારતની શરૂઆત ખરેખરી "ઉપરિચર"થી થાય છે એ વિચાર ખચીત ઘણો વ્યાજબી લાગે છે. ૬૩ મો અધ્યાય, જેની શરૂઆત "**राजोपरिचरो नाम**" એ શબ્દોથી થાય છે, તેની આગળના અધ્યાયમાં વૈશંપાયને મહાભારતની

* ટિપ્પણ ૨૦૬, પૃષ્ઠ ૧૮૭

‡ अष्टौ श्लोकसहस्राणि अष्टौ श्लोकशतानि च ।
अहं वेद्मि शुको वेत्ति संजयो वेत्ति वा न वा ॥

પ્રશંસા કીધી છે અને મહાભારત રચાવાના સમ્બન્ધમાં કેટલીક હકીગતો કહી છે તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે આદિ પર્વના આ ૬૨ અધ્યાય ક્યાંતો વૈશંપાયને અથવાતો સૌતિએ પાછળથી ઉમેરેલા છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે ૬૨ મા અધ્યાય પછીનો સઘળો ભાગ વ્યાસનો પોતાનોજ રચેલો છે, કારણ કે આખા કાવ્યમાં એટલો ફેરફાર કરી નાંખવામાં આવ્યો જણાય છે કે પાછળના અધ્યાયમાંથી કયો ભાગ મૂળ ગ્રન્થકારનો પોતાનો રચેલો છે તેનો નિર્ણય કરવો અશક્ય છે.

**બીજી આવૃત્તિ**—હવે આપણે બીજી, એટલે વૈશંપાયનની આવૃત્તિ સુધી આવી પ્હોંચ્યા છિયે. આગળ જણાવ્યુ છે તે પ્રમાણે વૈશંપાયન એ વ્યાસનો પોતાનો શિષ્ય હતો અને એને તથા સુમન્તુ, જૈમિનિ, પૈલ, અને વ્યાસનો પુત્ર શુક એ ચાર શિષ્યોને ભારત શિખવવામાં આવ્યું હતું. ભારતની અંદરજ એવું કહેવામાં આવ્યુ છે કે આ પાંચે શિષ્યોએ ભારતની જુદી જુદી આવૃત્તિ પ્રસિદ્ધ કીધી હતીઃ

" संहितास्तैः पृथक्त्वेन भारतस्य प्रकाशिताः ॥ "

વૈશંપાયને આખા ગ્રન્થને જાણે ફરીથીજ બનાવ્યો હોય એવી રીતે એ ગ્રન્થની નવી આવૃત્તિ તૈયાર કરી એમ માનવાની તરફેણમાં આ સ્પષ્ટ પ્રમાણ આપણી પાસે છે. અત્યાર સુધી જળવાઈ રહી હોય એવી આવૃત્તિ એકલી આ વૈશંપાયનનીજ છે. એ સિવાય એક અશ્વમેધ પર્વ મોજુદ છે તે જૈમિનિનુ રચેલુ કહેવાય છે, પણ તેના સમ્બન્ધમાં શંકાને માટે અવકાશ રહે છે. પણ આશ્વલાયનના વખતમાં આ પાંચે જુદી જુદી આવૃત્તિઓ ખરેખરી અસ્તિત્વ ધરાવતી હશે એ સંભવિત જણાય છે, કારણ કે આશ્વલાયને આ પાંચે ઋષિઓને "ભારતાચાર્ય" અથવા ભારતના પ્રકાશકો તરીકે ગણાવ્યા છે. આ ઉપરથી એમ પણ માલમ પડે છે કે "ભારત" એ નામ સૌથી પ્હેલું વૈશંપાયન અને એની સાથેના બીજા ચાર શિષ્યોના ગ્રન્થને આપવામાં આવ્યુ હતું. વૈશંપાયનના "ભારત"માં બધા મળીને ૨૪૦૦૦ શ્લોક હતા એમ જણાય છે, કારણ કે મહાભારતમાં એક શ્લોક એવો છે કે વ્યાસજીએ ૨૪૦૦૦ શ્લોકની "ભારત સંહિતા"

રચી, અને એની અંદરનાં ઉપાખ્યાનો વગરની એ સંહિતા "ભારત" ના નામથી ઓળખાય છેઃ—

चतुर्विंशतिसाहस्रीं चक्रे भारतसंहिताम् ।
उपाख्यानैर्विना तावद् भारतं प्रोच्यते बुधैः ॥

આ "ભારત"ની શરૂઆતમાં ૧૫૦ શ્લોકનો એક ટૂંકો અધ્યાય હતો તેમાં બધા અધ્યાય અને પર્વની કુલ સંખ્યા પણ આપવામાં આવી હતી. વૈશંપાયન પોતાના ગ્રન્થમાં જનમેજય અને તેના સર્પસત્રથી આરંભ કરે એ ઘણું સ્વાભાવિક છે, કારણ કે ત્યાં આગળ એ કથા એણે કહી સંભળાવી હતી, અને આ પ્રમાણે "આસ્તીકોપાખ્યાન"થી ભારતની શરૂઆત થતી કેટલાક જણાવે છે તે સકારણ છે એમ આપણે જોઈ શકીએ છિયે.

**ત્રીજી આવૃત્તિ**–છેવટે આપણે સૌતિની ત્રીજી આવૃત્તિ આગળ આવી પ્હોંચીએ છિયે. વૈશંપાયનના ગ્રન્થને સૌતિએ નવું સ્વરૂપ આપ્યું હતું અથવા તો તેનો વિશેષ વિસ્તાર કીધો હતો એવું એના પોતાના શબ્દથીજ પુરવાર કરી શકાય એમ છે. એ કહે છેઃ—

अस्मिंस्तु मानुषे लोके वैशंपायन उक्तवान् ।
एकं शतसहस्रं तु मयोक्तं वै निबोधत ॥

અહીં વૈશંપાયનના ગ્રન્થની એક લાખ શ્લોકમાં કથા કર્યા વિષે સૌતિએ સ્પષ્ટ કહ્યું છે.

આસ્તીકોપાખ્યાનની પ્હેલાંનો અધ્યાય વૈશંપાયનના ગ્રંથમાં આપવામાં આવ્યા હોય એ સંભવિત નથી, એટલે "મનુ"* એ શબ્દથી મહાભારતની શરૂઆત થતી ગણાવવામાં આવે છે તે વાસ્તવિક રીતે સૌતિની આવૃત્તિનેજ લાગુ પડે છે. સૌતિએ આ ગ્રન્થને જે સ્વરૂપ આપ્યું હતું તેજ સ્વરૂપમાં એ ગ્રન્થ આજ દિન સુધી એવો ને એવો સચવાઈ

* મનુ એ શબ્દથી શરૂ થતો કોઈ પણ શ્લોક આદિ પર્વમાં જોવામાં આવતો નથી; પણ ટીકાકાર "મનુ" અને "વિવસ્વત્" એ બંને એકજ ગણે છે.

રહ્યા છે એમ કહીએ તો ચાલે; કારણ કે હાલની આવૃત્તિઓની પેઠે સૌતિએ પ્રસ્તાવના, અનુક્રમણિકા વગેરે આપીને એ ગ્રન્થને સ્થાયી સ્વરૂપ આપ્યું છે. સૌતિએ શ્લોકની જે સંખ્યા ગણાવી છે તેના કરતાં હાલના મહાભારતમાં હજારેક શ્લોક ઓછા છે. સૌતિએ ૯૬૮૩૬ શ્લોક ગણાવ્યા છે, પણ હાલના મહાભારતમાં ૯૫૮૨૬ શ્લોકો છે. કેટલાક પર્વમાં સૌતિના ગણાવેલા કરતાં વધારે શ્લોક જોવામાં આવે છે, પણ એકંદરે શ્લોકની સંખ્યા ઓછી થાય છે (જુઓ પરિશિષ્ટ ૧). શ્લોકની સંખ્યા જ્યાં વધારે મ્હોટી હોય ત્યાં આગળ પર્વના છેવટના ભાગમાં સાધારણ રીતે ટીકાકાર જણાવે છે કે "આ પર્વમાં સૌતિના કહ્યા કરતાં શ્લોકોની સંખ્યા વધારે છે," પણ નવાઈ જેવું એ છે કે લહીયાની ભૂલને લીધે એ સંખ્યામાં વધારો થયો હોવો જોઇએ એવું એ માને છે. આવા વધારાના શ્લોકો અને અધ્યાયો ખાસ કરીને આદિ પર્વ અને દ્રોણ પર્વમાં જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે, આદિ પર્વને છેડે ટીકાકારે ૨૩૭ અધ્યાય ગણાવ્યા છે ત્યારે વ્યાસે ૨૨૭ ગણાવ્યા છે.

નવી આવૃત્તિ પામેલું આ મહાભારત ક્યારે અને ક્યાં આગળ કહી સંભળાવવામાં આવ્યું હતું તે જણાવવા ઉપરાંત સૌતિએ એક પ્રસ્તાવના જેવું આપ્યું છે તેમાં એણે ધૃતરાષ્ટ્રને મુખેથી આખી કથાનો સાર કહેવડાવ્યો છે. પ્હેલા અધ્યાયના ૬૯ શ્લોક, જે સઘળા "यदाऽश्रौषम्" થી શરૂ થાય છે, તે મૂળ પ્રસ્તાવનામાં આપવામાં આવ્યા હોય એ સંભવિત નથી, અને તે વધારે વિસ્તૃત છન્દમાં લખાયલા છે એટલે તે સૌતિ તરફથીજ ઉમેરવામાં આવેલા એ ખુલ્લું છે. પણ કાવ્યના એક પાત્રને મુખેથીજ સઘળી કથાનો સાર કહેવડાવવાની આ યુક્તિ ઘણી ચતુરાઈભરેલી છે એમ લાગ્યા વગર રહેતું નથી. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે વૈશંપાયને પણ ભારતનો સાર સક્ષેપમાં આપ્યો હતો, પણ તે અધ્યાયના દોઢસોજ શ્લોક હતા ત્યારે આ અધ્યાયમાં શ્લોકની સંખ્યા ઘણી વધારે મ્હોટી છે, અને એ પણ સિદ્ધ કરી આપે છે કે લગભગ એ આખો અધ્યાય સૌતિએ નવા સ્વરૂપમાંજ મૂક્યો છે.

સૌતિએ ઘણું કરીને પ્હેલીજ વખત એ ગ્રન્થને "મહાભારત" નું નામ આપ્યુ હતું. આશ્વલાયને "ભારત" અને "મહાભારત" એ બે નામ છૂટાં છૂટાં ગણાવ્યાં છે અને વૈશંપાયનના ગ્રન્થને માટે એણે "ભારત" એ નામ વાપરેલુ અને સૌતિના વધારે વિસ્તૃત ગ્રન્થને માટે, એણે "મહાભારત" એ નામ વાપરેલુ એવું આપણે માનીએ તો તેમાં આપણે અતિતર્કનો દોષ કરેલો કહેવાશે નહીં; કારણ કે સૌતિએ પોતેજ કહ્યુ છે કે એના મહત્ત્વને લીધે અને એના ભારને લીધે એ ગ્રન્થને "મહાભારત"નુ નામ આપવામાં આવ્યુ છે

"महत्त्वात् भारतत्वाच्च महाभारतमुच्यते ॥"

વળી વેબરે બતાવી આપ્યુ છે કે 'મહાભારત" એ નામ પાણિનિના ગ્રન્થમાં પણ આવે છે, પણ ત્યાં આગળ તેનો અર્થ તદ્દન જુદોજ છે. 'મ્હોટો ભારત યોદ્ધો' એવો 'મહાભારત' એ શબ્દનો અર્થ ત્યા આગળ થાય છે. પાણિનિએ ભારતની કથામાં જાણીતાં એવાં યુધિષ્ઠિર વગેરે નામો વાપર્યાં છે તે ઉપરથી પણ માલમ પડે છે કે એ કાવ્યના સમ્બન્ધમાં "મહાભારત" એ નામ પાણિનિના વખતમા બીલકુલ વપરાતું ન્હોતું.

એ કાવ્ય હવે ઘણુ મ્હોટું થઈ ગયુ હતું તેથી સૌતિએ એના નવા વિભાગ પાડયા અને એ કાવ્યનાં એણે ૧૮ પર્વ કરી નાખ્યા. મહાભારતની અંદર એક બીજી રીતનો વિભાગ પણ દર્શાવવામાં આવ્યો છે. તે વિભાગને પણ "પર્વ" એજ નામ આપવામાં આવ્યુ છે, પણ તેની સખ્યા વધારે મ્હોટી છે. આ બેઉ વિભાગ એકજ વખતે અને એકજ ગ્રન્થકર્તા તરફથી પાડવામાં આવ્યા હોય એ સભવિત નથી; કારણ કે જો એમ હોત તો મ્હોટા વિભાગ અને ન્હાના વિભાગ એ બેઉને માટે "પર્વ" એ એકજ નામ રાખવામાં આવત નહીં. ઉદાહરણ તરીકે, એક ગ્રન્થના જુદા જુદા "કાણ્ડ" આપવામા આવ્યા હોય તો એ "કાણ્ડ"ના વિભાગને માટે પાછો "કાણ્ડ" એ શબ્દજ ન વાપરવામાં આવે, પણ "અધ્યાય" અથવા "પ્રકરણ" એવો કોઈ જુદો શબ્દ વાપરવામાં આવે; બીજુ કઈ નહીં તો એ પેટાવિભાગને માટે જે શબ્દ વાપરવામાં આવ્યો હોય તેની આગળ

સૌતિએ તૈયાર કીધી હતી. પણ મહાભારતના મૂળ ગ્રન્થનો રચનાર વ્યાસ હતો એવું જે સાધારણ રીતે માનવામાં આવે છે તે તદ્દન ખોટું અને અસંભવિત છે એવું કહેવાને આપણી પાસે કંઈ આધાર ન હોય અને એ ગ્રન્થનો રચનાર વ્યાસ નથીજ એવું સાબીત થઈ શકે તેવી મજબૂત દલીલો આપણાથી આપી શકાતી ન હોય ત્યાં સુધી જે સાધારણ રીતે મનાતુ હોય તે શા માટે કબૂલ ન રાખવું એ સમજી શકાતુ નથી. વ્યાસને માટે એવું કહેવાય છે ખરૂ કે એણે વેદની વ્યવસ્થા કીધી, વેદના મન્ત્રોને બરાબર ગોઠવ્યા તે ઉપરથી એનુ નામ " વ્યાસ " પડયુઃ—

" वेदं विव्यास यस्मात्तु व्यास इत्यभिधीयते ॥"

આ પ્રમાણે વેદની એણે વ્યવસ્થાજ કીધી હતી એમ કહેવાય છે, પણ મહાભારતની એણે રચના નહીં પણ વ્યવસ્થાજ કીધી હતી એવું કોઈ કહેતું નથી. વળી, વ્યાસ પારાશર્ય નામનો એક ઋષિ ખરેખરો થઈ ગયો હતો એવું આપણને કૃષ્ણ યજુર્વેદના કાઠક ઉપરથી માલમ પડે છે. મહાભારતની અંદર વર્ણવેલા બનાવોના સમ્બન્ધમાં એ ઋષિએ કેવી રીતનો ભાગ લીધો હતો અને એ ક્યારે થઈ ગયો હતો તે વિષે આપણે આગળ વિચાર કરીશુ. પણ કૌરવો અને પાંચાલ લોકોની વચ્ચે જે યુદ્ધ થયલુ તેનો ઇતિહાસ એણે પોતાની જાતમાહિતી ઉપરથી લખેલો એ વિષે શકા રાખવાનું કંઈ

હરિવંશની સાથે મહાભારતને સમ્બન્ધ છે, પણ ઉત્તરકાણ્ડમાં અને એમાં ફેર એટલો છે કે ઉત્તરકાણ્ડને કોઈ દહાડો રામાયણમાંથી બાતલ કરવામાં નથી આવતું ત્યારે હરિવંશને સાધારણ રીતે મહાભારતમાંથી બાતલ કરવામાં આવે છે, એને એક સ્વતંત્ર ગ્રન્થ તરીકેજ ગણવામાં આવે છે, અને એની પાછળ જાણે કંઈ આવવાનું ન હોય તેવી રીતેજ એનો અન્ત આવે છે. વૈશંપાયનનાં સો પર્વો હજી મહાભારતમાં જળવાઈ રહ્યાં છે તે પરિશિષ્ટમાં આપવામાં આવ્યાં છે. આદિ પર્વના પ્હેલા અધ્યાયમાં પર્વની સંખ્યા ગણાવવામાં આવી છે તે ખચીત સો કરતાં વધારે છે, અને એ ઉપરથી વૈશંપાયનના ભારતમાં સૌતિએ ઉમેરાઓ કરેલા એ વાત સિદ્ધ થાય છે. સૌતિ જાતે કહે છે તે પ્રમાણે આ સો પર્વનો એણે ૧૮ પર્વમાં સમાવેશ કીધો હતો; કારણ કે એ કહે છે કે "આ સો પર્વ" વ્યાસે રચ્યાં હતાં, પણ ત્યાર પછી નૈમિષારણ્યમાં સૂતના પુત્ર લોમહર્ષણિએ માત્ર અઢારજ પર્વમા એની કથા કરી.

ઉપર જે કંઈ આપણે કહી ગયા તે સક્ષેપમા ફરીથી કહીએ તો "જય" એ નામનું વ્યાસનું જે ઐતિહાસિક કાવ્ય વૈશંપાયને "ભારત" એ નામથી પ્રકટ કરેલું અને સૌતિએ કેટલાક ઉમેરાઓ તેમજ પ્રસ્તાવના, અનુક્રમણિકા વગેરે સાથે ફરીથી પ્રકટ કરેલું તેજ હાલનુ "મહાભારત" છે. એ કાવ્યના જે પ્રકાશકો ગણાય છે તે ખરેખરા અસ્તિત્વ ધરાવના હતા કે નહીં એ વિષેનો વિચાર હવે પછીના પ્રકરણમાં આપણે કરીશું.

## પ્રકરણ ૨ જું.

### વ્યાસ, વૈશંપાયન, અને સૌતિ.

મહાભારતના મૂળ ગ્રન્થનો રચનાર વ્યાસ હતો એવું સાધારણ રીતે માનવામાં આવે છે. પણ વ્યાસ નામનો કોઈ માણસ ખરેખરો થઈ ગયો હતો કે નહીં તે વિષે શકા ધરાવનારા પણ ઘણા છે. હવે આપણે એટલું ઉપર જોઈ ગયા છિયે કે મહાભારતની છેવટની આવૃત્તિ વ્યાસે નહીં, પણ

"લઘુ" એવું કંઈ વિશેષણ તો વાપરવામાં આવેજ આવે. આ ઉપરથી સાફ જણાઈ આવે છે કે વૈશંપાયને પોતાના ગ્રન્થનાં ૧૮ પર્વ કર્યાં ન્હોતાં, પણ એથી વધારે ન્હાના ન્હાના વિભાગ પાડયા હતા, અને એ ન્હાના ન્હાના વિભાગને માટે એણે "પર્વ" એ શબ્દ વાપર્યો હતો. સૌતિએ વધારે મ્હોટા અને વધારે સગવડ પડે એવા વિભાગ પાડયા, પણ તે વિભાગને માટે "પર્વ" એજ નામ એણે વાપર્યું. આને પરિણામે કેટલીક વાર એવું થાય છે કે મ્હોટા પર્વનું જે નામ હોય તે નામનુ ન્હાનું પર્વ પણ એજ પર્વના પેટા-વિભાગ તરીકે આપણા જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે, સૌપ્તિક પર્વ એ મ્હોટા વિભાગના એક પેટાવિભાગ તરીકે "સૌપ્તિક પર્વ"નુંજ નામ આપણા જોવામાં આવે છે; સભા પર્વ એ મ્હોટા વિભાગના એક પેટાવિભાગ તરીકે "સભા પર્વ"નુંજ નામ આપણા જોવામાં આવે છે. આ પર્વના પણ પાછા અધ્યાય પાડવામાં આવ્યા છે. વ્યાસનો જે મૂળ ગ્રન્થ હશે તેને પણ પર્વ અને અધ્યાયમાં વ્હેંચી નાંખવામાં આવ્યો હશે, પણ વૈશંપાયનની આવૃત્તિમાં ૧૦૦ પર્વ ગણાવવામાં આવ્યાં છે એટલે વ્યાસના મૂળ ગ્રન્થમાં પર્વની સંખ્યા ઘણુંખરૂં ૧૦૦ કરતાં ઓછી હશે. હમેશ પ્રમાણે આ વિચારના સમ્બન્ધમાં પણ મહાભારતની અંદરથીજ આપણને મજબૂત ટેકો મળે છે. આદિ પર્વના બીજા અધ્યાયમાં એ સો પર્વ ગણાવવામાં આવ્યાં છે ત્યાં "હરિવંશ"ને "खिलपर्व" (એટલે બીજે ઠેકાણેથી લેવાયલું પર્વ) કહેવામાં આવ્યું છેઃ

"हरिवंशस्ततः पर्व पूरणं खिलसंज्ञितम् ।
एतत्पर्वशतं पूर्णं व्यासेनोक्तं महात्मना ॥"

આ ઉપરથી જણાય છે કે વ્યાસના ગ્રન્થમાં "હરિવંશ"નો સમાવેશ થતો ન્હોતો, પણ વૈશંપાયને "હરિવંશ"ને પણ પોતાના ગ્રન્થમાં દાખલ કીધો હતો. ખચીત, રાવણનાં પરાક્રમોની હકીકત વિના જેમ રામાયણની વાર્તા અપૂર્ણ લાગે તેમ શ્રી કૃષ્ણનાં પરાક્રમોની હકીકત જેમાં આપવામાં આવી હોય તે પર્વ વિના મહાભારતના યુદ્ધની વાર્તા પણ અપૂર્ણજ લાગે; અને ઉત્તરકાણ્ડની સાથે રામાયણને જેવો સમ્બન્ધ છે તેવોજ

હરિવંશની સાથે મહાભારતને સમ્બન્ધ છે, પણ ઉત્તરકાણ્ડમાં અને એમાં ફેર એટલો છે કે ઉત્તરકાણ્ડને કોઈ દહાડો રામાયણમાંથી બાતલ કરવામાં નથી આવતું ત્યારે હરિવંશને સાધારણ રીતે મહાભારતમાંથી બાતલ કરવામાં આવે છે, એને એક સ્વતંત્ર ગ્રન્થ તરીકેજ ગણવામાં આવે છે, અને એની પાછળ જાણે કંઈ આવવાનું ન હોય તેવી રીતેજ એનો અન્ત આવે છે. વૈશપાયનનાં સો પર્વો હજી મહાભારતમાં જળવાઈ રહ્યાં છે તે પરિશિષ્ટમાં આપવામાં આવ્યાં છે. આદિ પર્વના પ્હેલા અધ્યાયમાં પર્વની સંખ્યા ગણાવવામાં આવી છે તે ખચીત સો કરતાં વધારે છે, અને એ ઉપરથી વૈશપાયનના ભારતમાં સૌતિએ ઉમેરાઓ કરેલા એ વાત સિદ્ધ થાય છે. સૌતિ જાતે કહે છે તે પ્રમાણે આ સો પર્વનો એણે ૧૮ પર્વમાં સમાવેશ કીધો હતો; કારણ કે એ કહે છે કે "આ સો પર્વ" વ્યાસે રચ્યાં હતાં, પણ ત્યાર પછી નૈમિષારણ્યમાં સૂતના પુત્ર લોમહર્ષણિએ માત્ર અઢારજ પર્વમાં એની કથા કરી.

ઉપર જે કંઈ આપણે કહી ગયા તે સક્ષેપમા ફરીથી કહીએ તો "જય" એ નામનું વ્યાસનું જે ઐતિહાસિક કાવ્ય વૈશપાયને "ભારત" એ નામથી પ્રકટ કરેલું અને સૌતિએ કેટલાક ઉમેરાઓ તેમજ પ્રસ્તાવના, અનુક્રમણિકા વગેરે સાથે ફરીથી પ્રકટ કરેલુ તેજ હાલનુ "મહાભારત" છે. એ કાવ્યના જે પ્રકાશકો ગણાય છે તે ખરેખરા અસ્તિત્વ ધરાવના હતા કે નહીં એ વિષેનો વિચાર હવે પછીના પ્રકરણમાં આપણે કરીશું.

## પ્રકરણ ૨ જું.

### વ્યાસ, વૈશંપાયન, અને સૌતિ.

મહાભારતના મૂળ ગ્રન્થનો રચનાર વ્યાસ હતો એવું સાધારણ રીતે માનવામાં આવે છે. પણ વ્યાસ નામનો કોઈ માણસ ખરેખરો થઈ ગયો હતો કે નહીં તે વિષે શકા ધરાવનારા પણ ઘણા છે. હવે આપણે એટલું ઉપર જોઈ ગયા છિયે કે મહાભારતની છેવટની આવૃત્તિ વ્યાસે નહીં, પણ

સૌતિએ તૈયાર કીધી હતી. પણ મહાભારતના મૂળ ગ્રન્થનો રચનાર વ્યાસ હતો એવું જે સાધારણ રીતે માનવામાં આવે છે તે તદ્દન ખોટું અને અસંભવિત છે એવું કહેવાને આપણી પાસે કંઈ આધાર ન હોય અને એ ગ્રન્થનો રચનાર વ્યાસ નથીજ એવું સાબીત થઈ શકે તેવી મજબૂત દલીલો આપણાથી આપી શકાતી ન હોય ત્યાં સુધી જે સાધારણ રીતે મનાતું હોય તે શા માટે કબૂલ ન રાખવું એ સમજી શકાતું નથી. વ્યાસને માટે એવું કહેવાય છે ખરૂં કે એણે વેદની વ્યવસ્થા કીધી, વેદના મન્ત્રોને બરાબર ગોઠવ્યા તે ઉપરથી એનું નામ "વ્યાસ" પડયુઃ—

"वेदं विव्यास यस्मात्तु व्यास इत्याभिधीयते ॥"

આ પ્રમાણે વેદની એણે વ્યવસ્થાજ કીધી હતી એમ કહેવાય છે, પણ મહાભારતની એણે રચના નહીં પણ વ્યવસ્થાજ કીધી હતી એવું કોઈ કહેતું નથી. વળી, વ્યાસ પારાશર્ય નામનો એક ઋષિ ખરેખરો થઈ ગયો હતો એવું આપણને કૃષ્ણ યજુર્વેદના કાઠક ઉપરથી માલમ પડે છે. મહાભારતની અંદર વર્ણવેલા બનાવોના સમ્બન્ધમાં એ ઋષિએ કેવી રીતનો ભાગ લીધો હતો અને એ ક્યારે થઈ ગયો હતો તે વિષે આપણે આગળ વિચાર કરીશું. પણ કૌરવો અને પાંચાલ લોકોની વચ્ચે જે યુદ્ધ થયલું તેનો ઇતિહાસ એણે પોતાની જાતમાહિતી ઉપરથી લખેલો એ વિષે શંકા રાખવાનું કંઈ પણ કારણ નથી. ગ્રન્થની અંદર જુદી જુદી હકીગતોનાં જે વર્ણન આપવામાં આવ્યાં છે તે ઉપરથી ચોખ્ખુ માલમ પડે છે કે પોતે જે બનાવો વર્ણવ્યા છે તે વિષે ગ્રન્થના રચનારને સારી રીતનુ જ્ઞાન હતું. ગ્રન્થનાં જુદાં જુદાં પાત્રોને એવી સચોટ અને આબેહુબ રીતે આલેખવામાં આવ્યાં છે કે જેની પીંછીથી એ પાત્રો આલેખાયાં છે તેને એ પાત્રોનું પ્રત્યક્ષ દર્શન થયું હશે એવું આપણને લાગ્યા વગર રહેતું નથી. વળી "સૂંજય" ને એવાં કેટલાંક નામો ઘણી વખતે કોઈ પણ રીતની પ્રસ્તાવના અથવા કોઈ પણ રીતના વર્ણન વગરજ આપવામાં આવ્યાં છે. પોતાના સમકાલીન માણસોનાં નામની સાથે કવિને કોઈ પણ રીતની પ્રસ્તાવના અથવા કોઈ પણ રીતનું વર્ણન ઉમેરવાની કદી જરૂર પડતી નથી, તેવી રીતે એ નામોના સમ્બન્ધમાં

પણ આ કવિને કંઈ પણ કથન કરવાની જરૂર પડી નથી. વળી સાધારણ રીતે સર્વ કોઈ કબૂલ કરે છે કે મહાભારતનાં પાત્રો કવિકલ્પનાનાં નહીં પણ જાણે ખરેખરાં જીવતાં પ્રાણીઓ હોય તેવાં આપણને લાગે છે. આનું કારણ એજ છે કે એ ગ્રન્થનું મુખ્ય વસ્તુ કવિની પોતાની પ્રત્યક્ષ માહિતીનું છે, કેવળ કલ્પનાનું નથી. રે। કેટલીક વખતે એ ગ્રન્થમાં એવી હકીગતો અને એવા વિચારો આવે છે કે તે ઉપરથી ખરેખરા ભૂતકાળનુંજ આપણને ભાન થાય છે. ટૂંકામાં હમારૂં માનવું એવું છે કે મહાભારતનો એક મૂળ રચનારો હતો તેણે પોતાની જાતમાહિતી ઉપરથી એ કાવ્ય રચ્યું છે એવું કહેવાને માટે આપણી પાસે જોઇએ તેટલો આધાર છે, અને એ રચનાર તે વ્યાસ પારાશર્યજ હતો એવું આપણે માનીએ તો તેમાં કોઈ પણ રીતની હરકત નથી.

વૈશંપાયનને માટે એવું કહેવામાં આવે છે કે એ વ્યાસનો શિષ્ય હતો. અર્જુન, જે વ્યાસનો સમકાલીન હતો, તેના પ્રપૌત્ર જનમેજયની આગળ એ મહાભારતની કથા કહી સંભળાવે છે એ દંતકથા તરફ જોતાં, વ્યાસ અને વૈશંપાયનની વચ્ચે ગુરુશિષ્યનો સમ્બન્ધ હોય તેમાં કંઈ પણ અસંભવિત લાગતું નથી "વૈશંપાયન" એ નામનો માણસ ખરેખરો થઈ ગયો હતો એ વાત પણ આપણે કબૂલ રાખવી પડશે, કારણ કે આશ્વલાયને 'ભારત'ના આચાર્ય તરીકે એનું નામ ગણાવ્યું છે. આ સમ્બન્ધમાં ભાષાનું પ્રમાણ પણ ઘણું અગત્યનું છે. જોકે આખા મહાભારતની ભાષા આપણને પ્રાચીન જેવી અને ત્યાર પછીના સમય કરતાં સ્પષ્ટ જુદી જણાય છે તોપણ મહાભારતની અંદરજ કેટલાક ભાગ એવા છે કે તેની ભાષા બીજા ભાગના કરતાં વધારે પ્રાચીન જણાય છે. એ ભાષા સાદી હોવા ઉપરાંત પ્રૌઢ, ગંભીર, અને કર્ણને પ્રિય લાગે એવી છે. એનું વ્યાકરણ અને એની શબ્દરચના તથા વાક્યરચના પણ પ્રાચીન જણાય છે. કોઈ હોંશિયાર માણસને જાણે સાધારણ વાતચીતની ભાષા વપરાતી હોય તેવી એ ભાષા જણાય છે. ઉદાહરણ તરીકે, ભગવદ્ ગીતાની ભાષા જુઓ. એ ગીતા વ્યાસે કહી રચી હોય તો વૈશંપાયને તો રચીજ હોવી જોઇએ, અને ભાષાના

પ્રમાણ ઉપરથી આપણે કહી શકીએ છિયે કે વૈશંપાયનનો સમય તે ઉપનિષદ્‌ના સમયથી ઘણો આઘો નહીંજ હોય.

હવે આપણે મહાભારતના છેલ્લા રચનાર સૌતિ તરફ વળીએ. એનું વ્યક્તિત્વ વૈશંપાયન અથવા વ્યાસના જેટલું સ્પષ્ટ નથી. મહાભારતની અંદરજ કેટલેક ઠેકાણે એને માટે "સૂતપુત્ર" નહીં પણ "સૂત" એ શબ્દજ આપવામાં આવ્યો છે. એનું નામ "ઉગ્રશ્રવા" હતું અને એ રોમહર્ષણનો પુત્ર હતો એવું પણ કહેવામાં આવ્યું છે. કેટલેક ઠેકાણે એને માટે "પૌરાણિક" અથવા "પુરાણ વાંચનારો" એ શબ્દ પણ વાપરવામાં આવ્યો છે. વળી એમાં નવાઇભરેલું એ છે કે એ શૌનકની પાસે ગયો હતો એવું મહાભારતમાં બે ઠેકાણે જણાવવામાં આવ્યું છે. ગ્રન્થની શરૂઆતમાંજ–મહાભારતની અંદર ગદ્યનું જે પ્હેલું વાક્ય છે તેમાંજ–કહ્યું છે કે શૌનક કુલપતિ જે વખતે દ્વાદશ વર્ષના યજ્ઞમાં રોકાયો હતો તે વખતે રોમહર્ષણનો પુત્ર સૌતિ ઉગ્રશ્રવા એની પાસે આવ્યો હતો. "તમે ક્યાંથી આવ્યા છો ?" એવું એને પૂછવામાં આવ્યું ત્યારે એણે જણાવ્યું કે "જનમેજયનો સર્પસત્ર જ્યાં થયો હતો ત્યાંથી હું આવ્યો છું. વ્યાસની રચેલી અને વૈશંપાયનની કહેલી જુદી જુદી કથાઓ મ્હેં સાંભળી છે, અને ત્યાર પછી કુરુક્ષેત્ર અથવા સ્યમંતપંચક, જ્યાં આગળ કૌરવોનું અને પાંડવોનું યુદ્ધ થયું હતું, ત્યાં આગળ પણ હું જઈ આવ્યો છું." આદિપર્વના ચોથા અધ્યાયની શરૂઆતમાં એજ વાક્ય પાછું ગદ્યમાં આપવામાં આવ્યું છે, અને આગળ જે ત્રણ અધ્યાય આવી ગયા તે જાણે બીલકુલ હોયજ નહીં તેવી રીતે કથાનો આરંભ થાય છે. આ સ્થળે "તમે ક્યાંથી આવ્યા છો ?" એમ શૌનક તરફથી સૌતિને પૂછવામાં આવતું નથી, પણ તે સૌતિને નીચે પ્રમાણે કહે છેઃ–

"તમારા પિતાએ અગાઉ આખું પુરાણ વાંચ્યું હતું. તમે પણ તે વાંચ્યું છે ? જો એમ હોય તો ભૃગુકુળની કથા હમને કહો !"

ત્યાર પછી "सौतिः उवाच" એ પ્રમાણે નહીં પણ "सूत उवाच" એ પ્રમાણેના શબ્દો આવે છે. આ ઉપરથી સૂત એ વૈશંપાયનનો સમકાલીન હતો એવું ફલિત થતું નથી. પણ એણે પુરાણનો અભ્યાસ કર્યો હતો એટલુંજ ફલિત થાય છે.

પ્હેલા અધ્યાય અને ચોથા અધ્યાયનાં આવી રીતનાં બે આરંભ-વચનોની અયોગ્યતા ટીકાકારના જોવામાં આવી છે, અને જુદા જુદા કલ્પોમાં એ સૂત થઈ ગયા હતા એવી રીતનો હંમેશનો ખુલાસો આ સ્થળે પણ એણે આપ્યો છે. મહાભારતની હાલની વિસ્તૃત આવૃત્તિ તૈયાર થઈ તેમાં કદાચ બે માણસ કામે લાગ્યાં હોય અને તેઓની વચ્ચે પિતાપુત્રનું સગપણ હોય એ સંભવિત છે. એ બેઉ પૌરાણિક અથવા પુરાણની કથા કરનારા હતા, જોકે "સૂત" એ શબ્દનો "ક્ષત્રિય પિતાથી બ્રાહ્મણ માતાને પેટે અવતરેલો પુત્ર" એવો અર્થ થાય છે, તોપણ ટીકાકાર એવું જણાવે છે કે એ બેઉ બ્રાહ્મણ હતા. ઘણુંખરૂં સૂત લોકો પુરાણની કથાઓ મ્હોંડે રાખવાનો ધંધો કરતા હશે, અને હાલના ભાટ લોકોની પેઠે સમાજમાં ધીરે ધીરે તેઓની પ્રતિષ્ઠા વધી હશે એમ જણાય છે. ભારતને હાલના સ્વરૂપમાં મૂકતી વખતે સૌતિ અને એના પિતાને પોતાનું પૌરાણિક જ્ઞાન ઘણું ઉપયોગી થઈ પડયું હશે. એ ગ્રન્થને એ સ્વરૂપ ક્યારે મળ્યું અને શા કારણથી મળ્યું તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઇશું.

## પ્રકરણ ૩ જું.

### મહાભારતની છેલ્લી આવૃત્તિ કયારે અને શા કારણથી થઇ.

વેબર કહે છે કે: "મહાભારત એ વીરચરિત કાવ્યના અસ્તિત્વ વિષેનું સૌથી પ્હેલું પ્રમાણ રૂહેટોર ડાયોન ક્રિસોસ્ટોમ, જે ઇસ્વી સનના પ્હેલા સૈકાના દ્વિતીયાર્ધમાં થઈ ગયો, તેની પાસથી આપણને પ્રાપ્ત થયું છે. એ કાવ્ય વિષે મિગૅસ્થનિસે કંઈ પણ કહ્યું નથી તે ઉપરથી એ કાવ્ય મિગૅસ્થનિસના પાછી અને ક્રિસોસ્ટોમના પ્હેલાં રચાયલું હોવું જોઈએ એવું અનુમાન કરવામાં આવે તો તે ભૂલભરેલું કહેવાશે નહીં." આ સ્થળે વેબરની ભૂલ એ જણાય છે કે મિગૅસ્થનિસનો ગ્રન્થ આપણી આગળ છે નહીં એ વાત એના સ્મરણમાં રહી નથી. મિગૅસ્થાનસનું અત્યન્ત કીમતી પુસ્તક

લુપ્ત થયું છે. એ પુસ્તકમાંના છૂટક છૂટક ઉતારાઓ બીજાં પુસ્તકોમાં આપવામાં આવ્યા છે તે ઉપરથી પણ વેબરે પોતે દર્શાવ્યું છે તે પ્રમાણે એટલું માલમ પડે છે કે એક હિરૅકિલસ અને એક પાંડિયા (એટલે કૃષ્ણ અને એની બ્હેન) વિષે મિગૅસ્થનિસે પોતાના ગ્રન્થમાં કથન કર્યું છે. એ ઉપરથી ખુલ્લું જણાય છે કે મિગૅસ્થનિસના વખતમાં પણ પાંડવોની વાર્તા સારી રીતે જાણીતી થઇ ચૂકી હતી (આ વિષયના સમ્બન્ધમાં વધારે વિવેચન આપણે દ્વિતીય વિભાગમાં કરીશું). આ કારણથી, મહાભારતની ઉત્પત્તિ ઇ. સ. પૂર્વે ૩૦૦ પછી અને ઇ. સ. ૫૦ પ્હેલાં થયલી એવો વેબરનો મત આપણે માની શકીશું નહીં. ખરેખર, એ ગ્રન્થ અસ્તિત્વમાં આવ્યો અને તેનો આટલો બધો વિસ્તાર થયો એ સઘળાંને માટે આટલો સમય ઘણોજ ટૂંકો છે. પણ એટલું સંભવિત છે ખરૂં કે સૌતિને હાથે મહાભારતની છેવટની આવૃત્તિ આ બે તારીખની વચ્ચેના સમયમાં તૈયાર થઈ હશે. એક તરફથી આપણી પાસે ડાયોન ક્રિસોસ્ટોમનો સ્પષ્ટ ઉલ્લેખ છે કે ઇ. સ. ૫૦ માં એક લાખ શ્લોકવાળું મહાભારત હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં પણ સારી રીતે જાણીતું થઈ ચૂક્યું હતું. બીજી તરફથી આપણે અનેક દલીલો વડે એવું પણ સાબીત કરી શકીએ એમ છે કે મહાભારતની જે આવૃત્તિ હાલ આપણા જોવામાં આવે છે તે ઇ. સ. પૂર્વે ૩૦૦ કરતાં વધારે વ્હેલી તૈયાર થઈ હોય એ બનવા જોગ નથી. એમાંની મ્હોટામાં મ્હોટી દલીલ એ છે કે મહાભારતમાં એક ઘણી બળવાન્ પ્રજા તરીકે યવનો વિષે વારંવાર કથન કરવામાં આવ્યું છે. હિંદુસ્તાનના લોકો સૌથી પ્હેલા સિકંદર બાદશાહના વખતમાં યવન અથવા ગ્રીક લોકોની સાથે સમ્બન્ધમાં આવ્યા, અને તે વખતથી તે લગભગ ઇસ્વીસનની શરૂઆત સુધી એ સમ્બન્ધ ચાલુ રહ્યો. એ યવન લોકોને જોકે આખરે હિંદુસ્તાનમાંથી પાછા હઠવું પડયું, તોપણ ઘણી વાર તેઓ હિંદુસ્તાનના લોકોને રણસંગ્રામમાં હરાવતા. યવનો તરફ મહાભારતના સમયમાં કેટલા માનથી જોવામાં આવતું તે દર્શાવનારા અનેક શ્લોકો મહાભારતમાં છે, તેમાંથી એક શ્લોક અત્રે ટાંકવો હમે જરૂરનો ધારીએ છીએ:—

न शशाक वशीकर्तुं यं पाण्डुरपि वीर्यवान् ।
सोऽर्जुनेन वशं नीतो राजर्षिर्यवनाधिपः ॥

( જે યવનોના રાજાને પાંડુ જેવા પરાક્રમી પુરુષ પણ તાબે ન્હોતા કરી શક્યા તેને અર્જુને તાબે કર્યા ).

વળી આદિપર્વના પૌષ્ય આખ્યાનમાં નગ્ન ક્ષપણક ( નગ્ન જૈન ) વિષે કથન કરવામાં આવ્યું છે. મહાવીર નામના આચાર્યથી જૈનધર્મની ઉત્પત્તિ આશરે ઈ. સ. પૂર્વે ૫૦૦ માં, એટલે લગભગ બૌદ્ધધર્મની સાથેજ, થઈ હતી એવું સાધારણ રીતે માનવામાં આવે છે. મહાભારતમાં બૌદ્ધધર્મ વિષે કોઈ પણ ઠેકાણે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પણ તે ઉપરથી એ ગ્રન્થ બૌદ્ધધર્મ પ્હેલાં લખાયો હતો એવું માનવાને કારણ નથી. શાન્તિપર્વના મોક્ષધર્મ વિષેના અધ્યાયમાં બૌદ્ધધર્મના જેવી ચર્ચાઓ અને વિવાદોનું સૂચન કરવામાં આવ્યું છે. બૌદ્ધધર્મ અને જૈનધર્મ એ બેઉ પ્રાચીન આર્યધર્મની સાથે આ સમયે સખ્ત હરીફાઇમાં ઉતરવા માંડયા હતા, અને જોકે બુદ્ધ વિષે અથવા બૌદ્ધધર્મના સિદ્ધાન્તો વિષે મહાભારતમાં કોઈ પણ ઠેકાણે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી તોપણ એ બેઉ ધર્મોથી થતી હાનિ અટકાવવાને માટે ભારતની નવી આવૃત્તિ તૈયાર કરવામાં આવી હતી એવું આપણે માની લઇએ તો તે ખોટું કહેવાશે નહીં. એ વખતે ધર્મોપદેશને માટે પોતાનાં સઘળાં સાધનોને એકજ ઠેકાણે એકઠાં કરવાની જરૂર બ્રાહ્મણોને જણાઈ હશે અને તેથી ભારતના યુદ્ધની દંતકથાને પાયા તરીકે લઇને તેના ઉપર એક મ્હોટા ઉપદેશાત્મક ગ્રન્થની ઇમારત તેઓએ ચણી હશે એ અનુમાન ઘણું સ્વાભાવિક જણાય છે. મહાભારતની અંદર ધર્મનો ઉપદેશ વારંવાર કરવામાં આવ્યો છે અને એ ઉપદેશ કરનારાઓનું ગૌરવ વધારવામાં આવ્યું છે તેનો ખુલાસો પણ આ ઉપરથીજ મળી શકે છે. ધર્મ અને ધર્મનો ઉપદેશ કરનારા બ્રાહ્મણો એ બેઉ એ વખતે જોખમમાં આવી પડેલાં જણાય છે અને તેથી ધર્મનું રક્ષણ અને બ્રાહ્મણોનું સન્માન એ બે વિષય ઉપર મહાભારતમાં સ્થળે સ્થળે ભાર મૂકીને

વિવેચન કરવામાં આવ્યું છે. વૈશંપાયન અથવા વ્યાસના રચેલા "ભારત" નામના વીરચરિત કાવ્યને ધર્મગ્રન્થ અથવા સ્મૃતિનું સ્વરૂપ કેવી રીતે પ્રાપ્ત થયું અને મિગૅસ્થનિસના વખતમાં આર્ય ધર્મ અને નીતિની જે સ્થિતિ હતી તેનું યથાર્થ પ્રતિબિંબ પાડનારો વિસ્તૃત ઉપદેશાત્મક ગ્રન્થ એ કેવી રીતે થયો તેનો ખરો ખુલાસો હમારા અભિપ્રાય પ્રમાણે આ કારણ વડેજ થઈ શકે છે.

કદાચ કોઈ તરફથી એવી રીતની દલીલ કરવામાં આવશે કે યવન અને શક લોકો વિષે જેમાં કથન કરવામાં આવ્યું છે તે શ્લોકો ખ્રિ. સ. પૂર્વે ૩૦૦ પછી મહાભારતમાં દાખલ કરવામાં આવ્યા હશે, પણ બાકીનો બધો ભાગ વધારે વ્હેલો લખાયો હશે, પરતુ આ દલીલ ચાલી શકે એમ નથી. હમે ઉપર જે કંઈ જણાવી ગયા છિયે તેનું વિશેષ સમર્થન કરવાની જરૂર હોય તો તે એટલા ઉપરથી થઈ શકશે કે મહાભારતની અંદર જે સમાજ-સ્થિતિ, જે ધર્મ, અને જે જ્ઞાનનું પ્રતિબિમ્બ પડેલું જોવામાં આવે છે તે મિગૅસ્થનિસે આપેલા હિંદુસ્તાનના વર્ણન સાથે ઘણુંજ મળતું આવે છે. એ ગ્રન્થમાં જુદી જુદી વર્ણોના વિભાગ વધારે સ્ફુટ થયલા જોવામાં આવે છે; માંસાહારની રૂઢિ ધીરે ધીરે નાબુદ થતી જોવામાં આવે છે; અને શિવ-પૂજા તથા વિષ્ણુપૂજાનું માહાત્મ્ય પૂરેપૂરૂં વધી ચૂકેલું જોવામાં આવે છે. આખા દેશના જુદા જુદા વિભાગો એ સમયમાં જાણીતા થઈ ચૂક્યા છે, અને ગ્રીસના ભૂગોળશાસ્ત્રીઓની પેઠેજ મહાભારતમાં પણ જુદા જુદા લોકોની નિવાસભૂમિ વિષે કથન કરવામાં આવ્યું છે. નવાઈ જેવું છે કે પોતાના કર્ણથી પોતાનાં અંગને ઢાંકનારા લોકો વિષે મહાભારતમાં કથન કરવામાં આવ્યું છે અને એવી અકુદરતી વસ્તુ વિષે મિગૅસ્થનિસે કહ્યું પણ છે અને એ સમ્બન્ધમાં પોતાની શ્રદ્ધા પણ બતાવી છે. વ્યાકરણશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને વેદાન્તશાસ્ત્રનાં સૂત્રો એ વખતે ઘડાઈ ચૂક્યાં હતાં અને એ ત્રણે શાસ્ત્રોનો અભ્યાસ પણ કરવામાં આવતો હતો. આ વિષયની વિસ્તૃત ચર્ચા હમે બીજે ઠેકાણે કરીશું. આ સ્થળે તો હમે એટલુંજ કહીને સન્તોષ માનીશું કે મહાભારત ઉપરથી જે સ્થિતિનું આપણને ભાન થાય છે તે મિગૅસ્થનિસના સમય કરતાં વધારે પ્રાચીન હોય એ સંભવિત નથી.

આ સમ્બન્ધમાં ખગોળશાસ્ત્ર ઉપરથી આપણને એથી પણ વધારે ચોક્કસ પ્રમાણ મળી આવે છે. ખરેખર મહાભારતની અદર ખગોળશાસ્ત્રના જ્ઞાનનો વધારો થતો જતો હોય તેવાં ચિહ્ન આપણા જોવામાં આવે છે તે ઉપરથી એ કાવ્યમાં જે ઉત્તરોત્તર વૃદ્ધિ થયલી તે આપણે સમજી શકીએ છિયે. ઉદાહરણ તરિકે, મહાભારતમાં કૃત્તિકાથી આરંભ કરીને સઘળાં નક્ષત્રોની ગણત્રી કરવામાં આવી છે એવી રીતની ગણત્રી કરવાની યોજના હજારો વર્ષ ઉપર દાખલ કરવામાં આવી હતી એ આપણે હવે પછી જોઈશું. જે સમયે વ્યાસે પોતાનો મૂળ ગ્રન્થ રચેયો તે સમયનુ એ ગણત્રી વડે આપણને સ્મરણ થાય છે. વળી વેદાંગ જ્યોતિષમાં કહ્યું છે તે પ્રમાણે સંક્રાન્તિ ધનિષ્ઠ નક્ષત્રમાં થતી એ સમયનુ સૂચન પણ મહાભારતમાં કરવામાં આવ્યુ છે, અને તે ઉપરથીજ દીક્ષિતે એવું અનુમાન કર્યું છે કે વેદાંત જ્યોતિષનો ગ્રન્થ આશરે ઇ. સ પૂર્વે ૧૪૦૦ માં લખાયો હોવો જોઈએ એ ઉપરાંત, જે સમયે શ્રવણ નક્ષત્રમા સક્રાન્તિ થતી અને શ્રવણથી આરભ કરીને નક્ષત્રોની ગણત્રી કરવામાં આવતી તે સમયનું સૂચન પણ મહાભારતમાં એક સ્થળે કરવામાં આવ્યુ છે. આ રીતની ગણત્રી કરવાની યોજના વિશ્વામિત્રે દાખલ કરેલી કહેવાય છે; મહાભારતના આદિ પર્વના ૭૧ મા અધ્યાયમાં કહ્યુ છે તે પ્રમાણે "વિશ્વામિત્રે પોતાની નવીજ દુનિયા રચી, અને એણે શ્રવણથી નક્ષત્રોની ગણત્રી કરવા માંડી." અશ્વમેધ પર્વના ૪૪ મા અધ્યાયમાં પણ નક્ષત્રોની ગણત્રીનો આરભ શ્રવણ નક્ષત્રથીજ થતો જણાવવામાં આવ્યો છે. દીક્ષિતનુ અનુમાન એવું છે કે જે સમયે એવી રીતની ગણત્રી થતી તે સમય આશરે ઇ. સ. પૂર્વે ૪૫૦ નો હોવો જોઈએ. આ ઉપરથી માલમ પડે છે કે હાલનો મહાભારતનો ગ્રન્થ, જેમાં નક્ષત્રોની ગણત્રી શ્રવણ નક્ષત્રથી થતી હોવાનું કહેવામાં આવ્યુ છે, તે ઇ. સ. પૂર્વે ૪૫૦ કરતાં વધારે વ્હેલો રચાયલો હોઈ શકે નહીં. (જુઓ દીક્ષિતનો "હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રનો ઇતિહાસ," પૃ. ૧૪.)

દીક્ષિતનો "હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રનો ઇતિહાસ" એ નામનો અતિ મૂલ્યવાન્ ગ્રન્થ, જેના વિષે આ સ્થળે લખવામાં આવ્યું છે, તેનું

કમનસીબે હજી સુધી અંગ્રેજીમાં ભાષાન્તર થયું નથી. આ વિષયમાં દીક્ષિતની ઉંડી શોધખોળો અને એનાં અનુમાનો સાધારણ રીતે વાસ્તવિક અને વજનદાર ગણાવાને યોગ્ય હોય છે; પણ એક બાબતમાં એ લેખક આડા દોરવાઈ ગયલા જણાય છે, અને એ બાબતને પ્રસ્તુત વિષયની સાથે સમ્બન્ધ છે તેથી એ વિષે આ સ્થળે લખવાની હમને જરૂર પડે છે.

એ તો સર્વ કોઈ કબૂલ કરે છે, અને દીક્ષિત પણ કબલ કરે છે કે મહાભારતનો જે ગ્રન્થ હાલ આપણા જોવામાં આવે છે તેમાં કોઈ પણ ઠેકાણે રાશિ અથવા વારનું કથન કરવામાં આવેલું જણાતું નથી. દીક્ષિતનું માનવું એવું છે કે ઇ. સ. પૂર્વે ૪૨૫ ના અરસામાં હિંદુસ્તાનના ખગોળ-શાસ્ત્રીઓએ રાશિની કલ્પના પ્હેલી વારની કીધી હતી (દીક્ષિતનો ગ્રન્થ, પૃ. ૧૩૯); પણ આ માનવું ભૂલભરેલું જણાય છે. હિંદુસ્તાનના લોકોને ગ્રીક લોકોનો સમ્બન્ધ સૌથી પ્હેલો ઇ. સ. પૂર્વે ૩૨૩ માં થયો, અને એ સમ્બન્ધ આશરે ત્રણ સૈકાઓ સુધી ચાલુ રહ્યો, એટલે રાશિઓનો વિચાર ગ્રીક લોકોની પાસેથી લેવામાં આવ્યો હતો એવી દલીલ કરી શકાય નહીં તેટલા માટે એ રાશિઓની કલ્પનાનો ઉદ્દ્ભવ ક્યારે થયો તે વિષે દીક્ષિતે આ પ્રમાણેનો વિચાર દર્શાવ્યો હોય એમ જણાય છે, પણ તે ખરો લાગતો નથી. હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રને ગ્રીક લોકોના સમ્બન્ધથી કેટલો લાભ થયો છે તે વિષે ઉભય પક્ષ તરફથી ઘણું લખવામાં આવ્યું છે, પણ એટલાની તો કોઈથી પણ ના પાડી શકાશે નહીં કે ગ્રીક ખગોળશાસ્ત્ર સાથેના સમ્બન્ધને લીધે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રમાં નવું બળ આવ્યું હતું, અને એ શાસ્ત્રની પ્રવૃત્તિને માટે નવો માર્ગ ઉત્પન્ન થયો હતો. દીક્ષિત પોતે કબૂલ કરે છે તે પ્રમાણે ગ્રહોના સ્થાનની બરાબર ગણત્રી કરવાની પદ્ધતિઓ દર્શાવનારા સઘળા સિદ્ધાન્તો ઇ. સ. પૂર્વે ૩૦૦ પછીના છે. એ પદ્ધતિઓમાં રવિમાર્ગના નક્ષત્ર પ્રમાણેના પ્રાચીન વિભાગ નહીં પણ રાશિ પ્રમાણેના વિભાગ સ્વીકારવામાં આવ્યા છે. આ ઉપરથી રાશિઓની કલ્પના ગ્રીક લોકોની પાસથી લેવાયલી એવું અનુમાન કરવાને મજબૂત કારણ મળે છે. આ અનુમાન વિરુદ્ધ દીક્ષિતની મુખ્ય દલીલો બે છે (પૃ. ૫૧૫-૧૬). એ કહે

છે કે રાશિઓને માટે સંસ્કૃત નામ આપવામાં આવ્યાં છે, અને બીજું, મેષનો આરંભ અશ્વિની નક્ષત્રથી કરવામાં આવ્યો છે. એટલે એની ગણત્રી પ્રમાણે રાશિ અને નક્ષત્ર એ બેનો એ પ્રમાણેનો સમ્બન્ધ ઇ. સ. પૂર્વે ૪૭૧ ના અરસામાં સ્થાપિત થયો હોવો જોઈએ. હવે રાશિઓનાં સંસ્કૃત નામ તે ગ્રીક નામોનાજ તુલ્યાર્થ શબ્દો છે એ વાતનું દીક્ષિતને વિસ્મરણ થયલું જણાય છે. અશ્વિની વગેરે નક્ષત્રોથી મેષ, વૃષભ વગેરે આકૃતિઓ થતી ધારવામાં આવે છે તે સઘળી કાલ્પનિક છે એ વાત દીક્ષિત પોતે પણ કબૂલ કરે છે. ત્યારે, બેઉ પ્રજાઓમાં એકસરખી આકૃતિઓની કલ્પના સ્વતંત્ર રીતે ઉદ્‌ભવી હોય એ કેવી રીતે સંભવિત ગણી શકાય ? રાશિઓનાં નામ સંસ્કૃત છે તોપણ હમારા વિચાર પ્રમાણે 'ગ્રીક ખગોળશાસ્ત્ર સાથે રાશિઓની કલ્પનાને સમ્બન્ધ છે' એ વિચારને એ નામ ઉપરથી ઉલટો ટેકો મળે છે. હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓને રાશિઓનાં ગ્રીક નામ જાણીતાં હતાં અને સંસ્કૃત નામના તુલ્યાર્થ શબ્દો તરીકે એ નામ તેઓએ ઘણી વાર વાપર્યાં છે પણ ખરાં. બીજી દલીલ પણ ચાલી શકે એમ નથી. એ દલીલથી માત્ર એટલુંજ સાબીત થઈ શકે છે કે ઇ. સ. પૂર્વે ૪૭૫ પહેલાં રાશિઓની કલ્પના હિંદુસ્તાનમાં દાખલ થઈ નહીં હોય, પણ પાછળથી દાખલ થઈ હશે. અને ખરેખરૂં થયું હતું પણ એમજ, કારણ કે અશ્વિની નક્ષત્રનો પહેલો તારક બેટેરિયસ તેજ મેષ રાશિનું પ્રથમ બિન્દુ છે એવું હિંદુસ્તાનના કોઈ પણ ખગોળશાસ્ત્રીએ કહ્યું નથી. ઉલટું સૂર્યસિદ્ધાન્તમાં મેષનું પ્રથમ બિન્દુ તે આ તારકથી આઠ અંશ પાછળ મૂકવામાં આવ્યું છે. એક અંશ પાછળ જતાં વિષુવને ૭૨ વર્ષ લાગે છે એમ ગણીએ તો આ ઉપરથી એવું જણાય છે કે આશરે ૫૭૬ વર્ષ પછીનો સમય, એટલે ઇ. સ. ૧૦૦ વિષે સૂર્યસિદ્ધાન્તમાં લખ્યું છે. હજી પણ આ પ્રથમ બિન્દુના ચોક્કસ સ્થાન વિષે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓમાં આશરે ચારેક અંશનો મતભેદ છે. આપણાથી એટલુંજ કહી શકાય એમ છે કે જે સમયમાં મહાવિષુવ અશ્વિની અને રેવતી એ બેની વચમાં કોઈ ઠેકાણે હતું તે સમયમાં રાશિઓની કલ્પના હિંદુસ્તાનમાં દાખલ થઈ હતી. આ સમય ઘણો મ્હોટો છે. ઇ. સ. પૂર્વે ૪૭૫ થી

તે આશરે ઇ. સ. ૧૦૦ સુધી એ સમય પ્હોંચે છે, પણ ઘણુંખરું ઇ. સ. પૂર્વે ૨૦૦ ના અરસામાં રાશિઓની કલ્પના હિંદુસ્તાનમાં દાખલ થયલી એ ઘણું સંભવિત જણાય છે. જેમાં રાશિઓનાં નામ આપવામાં આવ્યાં હોય એવો જૂનામાં જૂનો સિદ્ધાન્ત આજ દિન સુધી જળવાઈ રહ્યો નથી એ તો સ્વાભાવિકજ છે, પણ તે સિદ્ધાન્ત ઇ. સ. પૂર્વે ૨૦૦ ના અરસામાં રચાયલો એવું દીક્ષિતનું અનુમાન છે, અને એજ સમયમાં રાશિઓની કલ્પના હિંદુસ્તાનમાં દાખલ થયલી એમ માનવું વાસ્તવિક જણાય છે.

રાશિઓની કલ્પના આશરે ઇ. સ. પૂર્વે ૪૫૦ માં નહીં, પણ આ અરસામાંજ દાખલ થયલી એવું દર્શાવનારાં કેટલાંક બીજાં પ્રમાણો પણ છે. નક્ષત્રોમાં ચન્દ્રના સ્થાન ઉપરથી કાળનો નિર્ણય કરવાની જે પ્રાચીન પદ્ધતિ હાલના મહાભારતમાં પણ વપરાયલી આપણા જોવામાં આવે છે તેજ બૌદ્ધધર્મનાં ત્રિપિટકમાં પણ જોવામાં આવે છે. હમે એ ગ્રન્થો જેટલા જોયા છે તેટલામાં રાશિઓ વિષે કોઈ પણ ઠેકાણે કથન કરવામાં આવ્યું જણાયું નથી. કાળની ગણત્રી કરવાના કામમાં તેના તેજ પ્રાચીન નક્ષત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, અને આપણને એવું લાગ્યા વગર નથી રહેતું કે અશોકના વખતમાં અથવા મોડામાં મોડો સમય લઈએ તો બૌદ્ધધર્મની પ્હેલી સભામાં ત્રિપિટકો રચાયાં તે સભાના વખતમાં રાશિઓનો પ્રચાર હિંદુસ્તાનમાં ન્હોતો. આ ઉપરથી એટલું ચોક્કસ જણાય છે કે લાંબા વખત થયાં હિંદુસ્તાન ઉપર જેઓએ ચ્હડાઈ કીધી હતી અને હિંદુસ્તાનની સાથે જેઓનો સમ્બન્ધ સ્થાયી થઈ જવાનો સંભવ હતો તે ગ્રીક લોકોની પાસેથી હિંદુસ્તાનના લોકોએ ઇ. સ. પૂર્વે ૨૦૦ ના અરસામાં રાશિઓની કલ્પના લીધી હશે. હાલના મહાભારતમાં યવનોને વિષે આદરપૂર્વક લખવામાં આવ્યું છે, પણ કોઈ પણ ઠેકાણે રાશિઓ વિષે કથન કરવામાં આવ્યું નથી તે પરથી એવું અનુમાન થાય છે કે મહાભારતની છેલ્લી આવૃત્તિ ઇ. સ. પૂર્વે ૩૦૦ થી તે ૨૦૦ સુધીમાં તૈયાર થયલી હોવી જોઇએ.

આ સમ્બન્ધમાં એક બીજી વાત પણ ઉમેરવા જેવી છે. ગદા પર્વના સારસ્વતી આખ્યાનમાં એક વૃદ્ધ ગર્ગ વિષે કથન કરવામાં આવ્યું છે.

સરસ્વતીના કિનારા ઉપર તપ કરીને તેણે પોતાના આત્માને પવિત્ર કર્યો હતો, અને કાળ વિષે, ગ્રહોની ગતિ વિષે, તેમજ શુકન અપશુકન વિષે પણ જ્ઞાન મેળવ્યું હતું. હવે પાણિનિ, જે સાધારણ રીતે ઇ. સ. પૂર્વે ૫૦૦ ના અરસામાં થઈ ગયલો કહેવાય છે, તેણે ગર્ગ પરાશર એ નામના એક ખગોળશાસ્ત્રી વિષે કથન કર્યું છે; પણ આ ગર્ગને "વૃદ્ધ" કહેવામાં આવ્યો છે તે ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે મહાભારતની નવી આવૃત્તિ તૈયાર થઈ તે વખતે તેનાથી ન્હાની ઉમ્મરનો કોઇ ગર્ગ નામનો માણસ પ્રસિદ્ધિમાં આવી ચૂક્યો હતો. મિનેન્ડરના અમલ દરમ્યાન ગ્રીક લોકોએ સાકેત ઉપર ઘેરો ઘાલ્યો હતો, તેના વિષે આ ગ્રન્થમાં કથન કરવામાં આવ્યું છે તે ઉપરથી કેટલાક એમ ધારે છે કે આ ન્હાનો ગર્ગ ઈ. સ. પૂર્વે ૧૪૫ ના અરસામાં થઇ ગયો હશે. જો આ વાત ખરી હોય તો મહાભારતની છેલ્લી આવૃત્તિ ઇ. સ. પૂર્વે ૧૪૦ ના અરસામાં, અથવા મોડામાં મોડો સમય લઈએ તો ઇ. સ. પૂર્વે ૧૦૦ પ્હેલાં તૈયાર થઈ હોવી જોઈએ. ગર્ગના રચેલા ગ્રન્થમાં રાશિઓ વિષે કંઈ પણ કથન કરવામાં આવ્યું નથી એમ જણાય છે, અને રાશિઓની કલ્પના હિંદુસ્તાનમાં દાખલ થયાનો સમય પણ આની પછીના અરસામાં મૂકવો પડશે. આ પ્રમાણે ઉપર જણાવેલાં સઘળાં પ્રમાણોનો વિચાર કરતાં એકંદરે આપણાથી એવું અનુમાન કરી શકાય છે કે મહાભારતની હાલની આવૃત્તિ ઇ. સ. પૂર્વે ૩૦૦ થી ૧૦૦ સુધીમાં તૈયાર થઈ હોવી જોઈએ.

## પ્રકરણ ૪ થું.

### મહાભારતનો આટલો વિસ્તાર કેવી રીતે થયો.

મહાભારતનો વિસ્તાર કયે વખતે અને શા કારણથી થયો તેની ચર્ચા આપણે કરી ચૂક્યા. એ વિસ્તાર કેવી રીતે થયો તેની ચર્ચા હવે આપણે કરીશું. એવી રીતની ચર્ચા કરવાનું કામ ઘણું મુશ્કેલ અને જોખમભરેલું હોય તેમાં કંઈ નવાઈ જેવું નથી. એવા વિષયમાં મજબૂત પ્રમાણો આપી

શકાય એ બનવા જોગ નથી, અને મહાભારતનો અમુક અધ્યાય અથવા અમુક આખ્યાન પાછળથી ઉમેરવામાં આવ્યું છે એવું સૂચવવામાં આવે તે હમેશાં હિન્દુ લોકને અરુચિકર અને ત્રાસદાયક લાગ્યા વિના રહે નહીં; પણ મ્હને લાગે છે કે એવા મ્હોટા ગ્રન્થ વિષેના વિવેચનમાં એ પ્રકારની ચર્ચા ન કરવામાં આવે તો એ વિવેચન અપૂર્ણજ કહેવાય, અને જે કોઈ એ ગ્રન્થનો મ્બાજપૂર્વક અભ્યાસ કરે તેને સ્વાભાવિક રીતે કેટલાંક ચોક્કસ અનુમાનો સૂઝયા વગર રહે નહીં. એ અનુમાનો ખરાંજ છે એવું તો ન કહી શકાય, પણ એ અનુમાનો ખરાં હોવાનો સભવ છે એટલુ તો આપણે કહી શકીએ. તેમના માટે આ પ્રકરણમાં એવા અનુમાનો આપણે જણાવીશું.

**આખ્યાનોનો સંગ્રહ**—મહાભારતનો વિસ્તાર થયાનું સૌથી પ્હેલું અને સૌથી વધારે મહત્ત્વનું કારણ એ છે કે એ ગ્રન્થના છેલ્લા પ્રકાશક સૌતિને એવી હોશ હતી કે એ ગ્રન્થને સઘળા પ્રકારની દંતકથાઓનો ભંડાર બનાવવો. ખરેખર, મહાભારતની શરૂઆતમાંજ એ કહે છે કે "આ ગ્રન્થમાં જે હશે તેજ બીજા ગ્રન્થમાં હશે અને આ ગ્રન્થમાં જે નહીં હોય તે બીજા ગ્રન્થમાં પણ નહીંજ હોય."

"यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित्"

આ ઉપરથી એવું અનુમાન થાય છે કે ભારતથી સ્વતંત્ર એવાં જે જે આખ્યાનો અને ઇતિહાસો હતાં તે સર્વ સચવાયલાં રહે અને એકજ ગ્રન્થમાંથી નીકળી આવે તેટલા માટે સૌતિએ તેને ભારતની અદર દાખલ કર્યાં. એક તરફથી બૌદ્ધધર્મને લગતી વાર્તાઓ લખાતી જતી હતી તે વખતે આર્યધર્મની પ્રાચીન કથાઓ સ્હેજસાજ ફેરફાર સાથે સાચવી રાખવાનો પ્રયત્ન એ ગ્રન્થમાં કરવામાં આવ્યો હોય એમ જણાય છે. ભારતની અંદરનાં આખ્યાનો અને ઇતિહાસો સર્વ નવાં રચાયાં હતાં એવું કંઈ ન્હોતું; પણ જે દતકથાઓ અગાઉ ગાથા, ઇતિહાસ, અને પુરાણ તરીકે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી હતી તેને પાછળથી આ ભારતના ગ્રન્થમાં ઘુસાડી દેવામાં આવી હતી. એ કથાઓ વૈશંપાયન અથવા વ્યાસના મૂળ ભારતમાં ન્હોતી, પણ પાછળથી એ ગ્રન્થમાં દાખલ કરવામાં આવી હતી.

ગ્રન્થ વાંચતા જઈએ છિયે તેજ વખતે આપણને લાગતું જાય છે કે એમાં અમુક અમુક કથાઓ પાછળથી ઘુસાડી દેવામાં આવી છે. ખરેખર મહાભારતની અંદરજ કહ્યું છે કે ભારતમાં અગાઉ ૨૪,૦૦૦ શ્લોક હતા, અને ઉપાખ્યાન વગરનું મહાભારત તેજ "ભારત"ના નામથી ઓળખાતું હતું. એ ઉપાખ્યાનો કયાં અને મૂળના ૨૪,૦૦૦ શ્લોક કયા તે કોઈએ શોધી કાઢ્યું નથી અને કોઈ તરફથી કહેવામાં પણ આવ્યું નથી. આવી રીતના કથનનો ખુલાસો એટલોજ થઈ શકે છે કે કોઈ માણસે પાછળથી ઉપાખ્યાનો દાખલ કીધાં ત્યાર પહેલાં ૨૪,૦૦૦ શ્લોકનું ભારત હતું. પાછળથી ઉમેરાયલાં સ્પષ્ટ જણાઈ આવે એવાં કેટલાંક ઉપાખ્યાનો આપણે આ સ્થળે ગણાવીશું.

ગદાપર્વનું સરસ્વતી ઉપાખ્યાન એ આવી રીતનું છે. એમાં સરસ્વતી નદી વિષે તેમજ એ નદીની ઉત્પત્તિ, એનો પ્રવાહ, એના કિનારા ઉપરનાં તીર્થો, એ તીર્થોનો મહિમા વગેરે વિષે હકીગત આપી છે. આ હકીગત બનાવટી નથી, પણ જે વખતે સરસ્વતી નદી ખરેખરી હતી તે વખતની એ કથા છે. ગમે તેમ હોય, પણ ભારતની અંદર એ કથા ઘુસાડી દેવામાં આવી છે તે બરાબર બંધ બેસતી આવતી નથી. યુદ્ધની વાર્તાનો રસ સંપૂર્ણ જામ્યો છે, અનેક મનુષ્યોનો સંહાર થયા છતાં ઉભય પક્ષની હારજીતનો છેવટનો નિર્ણય હજી થયો નથી અને દુર્યોધન તથા ભીમ એ બે મલ્લના યુદ્ધનું જે પરિણામ આવે તેના ઉપર સઘળો આધાર રહ્યો છે, એવે વખતે બળરામ યાત્રા કરીને પાછા આવે છે અને પ્રેક્ષક તરીકે ઉભા રહેવાને માટે ઉભય પક્ષ તરફથી એને વિનંતિ થાય છે. આ પ્રમાણે કથાનો પ્રવાહ ચાલતો હોય છે તેમાં જનમેજય ભંગાણ પાડે છે અને પૂછે છે કે "બળરામ ક્યાં ક્યાં યાત્રા કરી આવ્યા? અને એ તીર્થોનું માહાત્મ્ય કેવું હતું?" આવી રીતે અનેક અધ્યાય અને અનેક શ્લોકો વચમાં ઘુસી જાય છે. આવી રીતનો વિસ્તાર અસ્થાને હોવાથી આપણને કંટાળો આવે છે અને કવિતાની ખુબીમાં ઘણો ઘટાડો થાય છે. એવી રીતનો દોષ વ્યાસ કે વૈશંપાયન જેનાને હાથે થયો હોય એ સંભવિત નથી. એ સરસ્વતી ઉપાખ્યાન તો સૌતિએજ ગમે તેમ પણ ઘુસાડી દીધું જણાય છે. બળરામ યાત્રા કરીને પાછા ફર્યા

એટલી હકીગત આવી તેમા 'યાત્રા' શબ્દ ઉપરથીજ એણે આ ઉપાખ્યાન અદર દાખલ કર્યું છે રે ! આ ઉપાખ્યાન પાછળથી ઘુસાડી દેવામા આવ્યુ છે એવુ સિદ્ધ કરી આપવાને માટે આ સિવાયનો એક સ્વતંત્ર પુરાવો પણ છે વ્યાસ અથવા વૈશપાયનની પછીના વૃદ્ધ ગર્ગ, શાડ્ય વગેરેના નામ પણ આ અધ્યાયમા આવે છે આવીજ રીતનો, પણ લગાર ઓછુ ધ્યાન ખેંચે એવો બીજો દાખલો વનપર્વના રામોપાખ્યાનનો છે દ્રૌપદીને જયદ્રથ લઈ ગયો હતો, પણ પાછળથી તેને છોડાવીને પાછી લાવવામા આવી હતી એટલા ઉપરથી સૌતિને રામની કથા દાખલ કરવાનો લાગ મળે છે એ ઉપાખ્યાન લાબુ છે એટલુ જ નહિ પણ આખા મહાભારતમાં સૌથી વધારે લાબુ ઉપાખ્યાન એ છે, પણ વાચનારને એ ઉપાખ્યાન વાચતી વખતે કોઈ એની પ્હેલાના ગ્રન્થનો સાર પોતે વાચતો હોય એવુ લાગે છે અલબત્ત એ ઉપાખ્યાનના શબ્દો સૌતિના પોતાના છે, અને સૌતિની ભાષા પણ ઘણી ખુબીદાર છે પરતુ એ ઉપાખ્યાનના વિસ્તાર ઉપરથીજ એવુ લાગ્યા વગર રહેતુ નથી કે એ ઉપાખ્યાન પાછળથી ઘુસાડવામા આવેલુ છે, કારણ કે પોતાના ગ્રન્થમા બીજાના ગ્રન્થનો સાર ૭૫૦ શ્લોક જેટના વિસ્તારથી કોઈ ડાહ્યો ગ્રન્થકાર તો આપે નહીં

**જ્ઞાનનો સંગ્રહ**—મહાભારતમા આખ્યાનોનો સગ્રહ કરવો એટલુજ નહીં પણ સઘળા વિષયના જ્ઞાનનો પણ સમાવેશ કરવો એવો સૌતિનો વિચાર હતો આનુ એક ઉદાહરણ **ભીષ્મપર્વના** જબુખડ અને ભૂખડ ઉપરથી મળી આવે છે રણક્ષેત્રની ખરેખરી લડાઈનુ વર્ણન આપવાનો પ્રસગ આવ્યો હોય છે તેવે વખતે કવિતામા બીનકુલ ન શોભે તેવી રીતે ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે કે "જે પૃથ્વીને માટે લોકો લડવાની તૈયારી કરે છે તે પૃથ્વી શુ છે અને તેનો વિસ્તાર કેવો છે?" આ ઉપરથી એ સ્થળે ભૂગોળનો જાણે એક ગ્રન્થજ લખવામા આવ્યો છે અને આખી દુનિયાની અને ખાસ કરીને જંબુદ્વીપની ભૂગોળ આપવામા આવી છે વિશ્વનુ જે વર્ણન આપવામા આવ્યુ છે તે હમેશની જૂની ઢબનુ, કદાચ અનેક સૈકાઓ થયા ચાલતું આવેલું હશે તેવુ ને તેવુ છે, પણ એ વર્ણન અહીં ઘુસાડી દેવામા

આવ્યું છે એ કાવ્યના પ્રવાહમાં જે સ્ખલન થાય છે તે ઉપરથી સ્હેલાઇથી સમજી શકાય છે. ભીષ્મપર્વના ૧૨મા પ્રકરણને છેડે ભૂમિખંડ પૂરો થાય છે ત્યાં આગળ ધૃતરાષ્ટ્ર અને સંજય એકબીજાની સાથે વાતો કરતા જોવામાં આવે છે. ત્યાર પછીનું પ્રકરણ આ પ્રમાણે શરૂ થાય છેઃ– "પછી, સઘળું નજરોનજર જોઇને રણક્ષેત્રમાંથી પાછા ફરેલા સંજયે ભીષ્મના મૃત્યુની હકીગત ધૃતરાષ્ટ્રને કહી." આ પ્રકરણ ખરૂં જોતાં ભીષ્મપર્વની શરૂઆતમાં પ્હેલું નહીં તો બીજું આવવું જોઈએ; કારણ કે રણક્ષેત્રમાં સંજય ક્યારે ગયો હતો અને જગતના વિસ્તાર વિષે સંજય અને ધૃતરાષ્ટ્ર વચ્ચે આ સંવાદ ક્યારે ચાલ્યો હતો તે કોઈ પણ ઠેકાણે ક્હેવામાં આવ્યું નથી. એવીજ રીતનો, પણ કંઈક ઓછો સ્પષ્ટ એવો બીજો દાખલો સભાપર્વનો છે. એ પર્વના શરૂઆતમાં યુધિષ્ઠિરને નારદ પૂછે છે કે "તમે રાજ્ય કેવી રીતે ચલાવો છો?" આ સ્થળે પ્રશ્નના રૂપમાં રાજ્યશાસનપદ્ધતિ વિષેનું આખું શાસ્ત્ર તે વખતે જેવું હતું તેવું આપવામાં આવ્યું છે. સિકંદરની છત થઈ તે અરસામાં સુનિયન્ત્રિત રાજ્ય વિષે કેવા વિચાર પ્રચલિત હતા તેનો ચિતાર આ સ્થળે આપવામાં આવ્યો છે. જે વખતે મહાભારતનું યુદ્ધ થયું તે પ્રાચીન સમયમાં રાજ્યશાસનપદ્ધતિનું શાસ્ત્ર આ પ્રકરણમાં જોવામાં આવે છે તેટલું વિકાસ પામેલું હોય એ સંભવિત નથી.

પાછળથી ઘુસાડી દેવામાં આવ્યું છે એમ કહેવું મુસ્કેલ થઈ પડે છે. ઘણું કરીને શાન્તિપર્વ અને અનુશાસનપર્વમાં કેટલુંક પાછળથી દાખલ કરવામાં આવ્યું છે, પણ ઇ. સ. પૂર્વે ૨૦૦ના અરસામાં ભારતની છેલ્લી આવૃત્તિ તૈયાર થઈ તે વખતે આ પર્વો તદ્દન નવાંજ દાખલ કરવામાં આવ્યાં હતાં એવું કહી શકાય એમ નથી; કારણ કે એ પર્વોનો કેટલોક ભાગ આગળ જણાવ્યું છે તે પ્રમાણે ખરેખર ઘણો પ્રાચીન છે, અને એ ભાગ મૂળ ભારતમાં હશે એ ઘણું સભવિત જણાય છે. પણ આ વિષયના જે ઉમેરાઓ કરવામાં આવ્યા છે તે બીલકુલ અસન્તોષ ઉપજાવે એવા નથી, કારણ કે એમાં જૂની કથાઓ, સિદ્ધાન્તો, અને ધર્મક્રિયાઓનો મ્હોટો સંગ્રહ આપવામાં આવ્યો છે તે ઉપરથી ૨,૦૦૦ વર્ષ ઉપર અને તેથી પણ પ્હેલાંના સમયમાં આર્ય લોકોની સામાજિક, નૈતિક, અને ધાર્મિક સ્થિતિ કેવી હતી તેનો નિશ્ચય આપણાથી થઈ શકે છે. એ રસિક વિષયની સવિસ્તર ચર્ચા કરવાનો પ્રયત્ન બીજા પુસ્તકમાં કરવામાં આવશે.

**પુનરુક્તિ**—મહાભારતના વિસ્તારનું બીજું મ્હોટું કારણ પુનરુક્તિ છે. કેટલીક વખતે અમુક વાતની પુનરુક્તિ કરવાથી વાંચકના હૃદય ઉપર તે વાત વધારે મજબૂત રીતે ઠસાવી શકાય છે એ ખરૂં; પણ તે પુનરુક્તિ છે એટલું સ્વીકારવામાં આવવું જોઇએ. મહાભારતમાં તો તેની તેજ વાર્તા કંઈ પણ કારણ વગર અને કોઈ પણ રીતના સ્વીકાર વગર બબ્બે અને ત્રણ ત્રણ વખત પણ આપવામાં આવી છે. આવી રીતની પુનરુક્તિ આપણા કર્ણને અરુચિકર લાગે છે, અને તેની તે વાર્તા ફરીથી આપવાનું શું કારણ છે તેનો અથવા ગ્રન્થકારને પોતાને પુનરુક્તિ કર્યાનો કંઈ ખ્યાલ છે કે નહીં તેનો નિર્ણય વાંચકથી થઈ શકતો નથી. આ પુનરુક્તિ આખા પુસ્તકમાં અને કેટલીક વખત તો બહુ થોડે થોડે અન્તરે જોવામાં આવે છે. આના અસંખ્ય દાખલાઓ આપી શકાય, પણ ખાસ વધારે લક્ષ ખેંચે એવા થોડાકજ દાખલાઓ આ સ્થળે આપીને આપણે સન્તોષ માનીશું. આદિપર્વમાં આસ્તીકાખ્યાન બે વખત આપવામાં આવ્યું છે. એ આખ્યાન એક વખત આપી ગયા પછી થોડાંજ પ્રકરણો મૂકીને એ ફરીથી આપવામાં

આવ્યું છે. બીજી વખતનું વર્ણન પ્હેલી વખતના કરતાં વધારે લાંબું છે. સૌતિને જાણે વૈશંપાયનના સંક્ષિપ્ત વર્ણનથી સન્તોષ ન થયો હોય અને તેથી ઘણા ઉમેરાઓ સાથે, પણ ઠેકાણે ઠેકાણે અસલના શ્લોકો એમના એમ રહેવા દઇને, તેની તેજ વાર્તા એણે ફરીથી કહી હોય એમ જણાય છે. કશ્યપ અને તક્ષકની વાર્તા, તેમજ યયાતિની અને મૃગનો વેષ ધરનાર ઋષિને હણનાર પાંડુની વાર્તા પણ ફરીથી આપવામાં આવી છે. વનપર્વમાં તીર્થો બે વખત ગણાવવામાં આવ્યાં છે, અને બીજી વખત પ્હેલાંના કરતાં વધારે વિસ્તારથી ગણાવવામાં આવ્યાં છે. હિંદુસ્તાનના જુદા જુદા વિભાગ સૌતિના વખતમાં જેટલા જાણીતા થયા હતા તેટલા વૈશંપાયનના વખતમાં કમનસીબે ન્હોતા થયા, અને તેથી ઘણું કરીને હિંદુસ્તાનનાં તીર્થો ફરીથી ગણાવવાની સૌતિને જરૂર પડી હતી. પુનરુક્તિના આવા આવા દાખલાઓ ઘણી વાર બહુ થોડે થોડે અન્તરે આપવામાં આવ્યા છે તેના સમ્બન્ધમાં કેટલેક ઠેકાણે એવો ખુલાસો કરવામાં આવ્યો છે કે તેના તેજ વિષય અથવા તેની તેજ વાર્તાના સમ્બન્ધમાં વધારે વિગત જાણવાની ઇચ્છા જનમેજયે બતાવી. એથી ઉલટું, ૧૬ રાજાઓની વાર્તા એ ઘણે છેટે છેટે પુનરુક્તિ થયાનો દાખલો પૂરો પાડે છે. હમને યાદ છે તે પ્રમાણે એ વાર્તા પ્રથમ દ્રોણપર્વમાં અભિમન્યુના મરણ પછી કહેવામાં આવી છે. યુધિષ્ઠિરને અભિમન્યુના મરણથી શોક થયો હતો તે વખતે તેનું સાન્તવન કરવાને માટે વ્યાસે યુધિષ્ઠિરને એ વાર્તા કહી છે અને તેજ વાર્તા શોકશમનને માટે, તેમજ યુદ્ધમાં મળેલા વિજયનું ફળ ભોગવવાને માટે, શાન્તિપર્વમાં પાછી કૃષ્ણે યુધિષ્ઠિરને કહી છે. અને નવાઈ જેવું એ લાગે છે કે એ વાર્તા પોતાનીજ આગળ અગાઉ કહેવાઈ ગયલી હોવા છતાં હવે યુધિષ્ઠિર એ ભૂલી ગયો છે. (એ ભૂલી ગયો હોય તેમાં કંઈ અસમ્ભવિત નથી). સૂંજયનો પુત્ર કોણ હતો અને તે કેવી રીતે મરણ પામ્યો હતો એ પ્રશ્ન એ કૃષ્ણને પૂછે છે. પુત્રમરણને લીધે સૂંજયને શોક થયો હતો તે વખતે એ વાર્તા પ્રથમ નારદે સૂંજયને કહી હતી અને વ્યાસ અને કૃષ્ણ એ બેઉએ એ વાર્તા કહી તે બીજાની કહેલી હતી. પણ હવે નારદ પોતે આવીને સૂંજય કોણ હતો,

એણે પોતાના પુત્રને કેવી રીતે ગુમાવ્યો હતો, અને એ પુત્ર એને પાછો કેવી રીતે પ્રાપ્ત થયો હતો તે યુધિષ્ઠિરને કહી સમજાવે છે ટૂંકામા એ પુનરુક્તિ અત્યન્ત કંટાળો અને મહાભારત જેવા મ્હોટા ગ્રન્થમાંજ થઈ શકે એવી છે તોપણ વાર્તા ઘણી મઝાની છે, અને તે ઘણી જૂની હોય એવુ પણ લાગે છે શતપથ બ્રાહ્મણના ૧૩ મા કાણ્ડમા જેઓએ અશ્વમેધ કરેલા એવા પ્રાચીન સમયના પ્રખ્યાત રાજાઓની ટીપ આપી છે તેના ઉપરથી કદાચ એ વાર્તા લખાઈ હશે એ ત્રણ રાજાઓ બેઉમા તેના તેજ જોવામા આવે છે, અને એ રાજાઓની પ્રશંસાના જે શ્લોકો છે તે પણ બેઉમા લગભગ તેના તેજ છે

અનુકરણ—મહાભારતનો વિસ્તાર થવાનુ ત્રીજુ કારણ અનુકરણ છે ખરેખર, એ પુનરુક્તિનુંજ બીજુ સ્વરૂપ છે જે મૂળ આખ્યાન હોય તેના જેવુજ બીજુ કંઈ પછવાડેથી રચવામા આવ્યુ હોય છે અને તે મહાભારતમા દાખલ કરવામા આવ્યુ હોય છે જેમ કાલિદાસના "મેઘદૂત" એ નામના સુન્દર ન્હાનકડા કાવ્ય ઉપરથી અનુકરણ થઈને બીજા અનેક "દૂતો" લખાયા છે તેવી રીતે આ આખ્યાનો રચાયા છે આ પ્રમાણે ઉમેરાયલા ઘણા આખ્યાનો મહાભારતમા જોવામા આવે છે એવા આખ્યાનોનું સૌથી વધારે લક્ષ ખેંચે એવુ ઉદાહરણ વનપર્વને છેડે આપેલા યક્ષપ્રશ્નના ઉપાખ્યાનનું છે યમના મનેના નકુલ તળાવનું પાણી પીવાને માટે નકુલ જાય છે, અને યમના ના કહ્યા છતા નકુલ એ તળાવનું પાણી પીએ છે અને પરિણામે એનું મરણ થાય છે એના બીજા ભાઈઓ અનુક્રમે પછી અનુક્રમે એની શોધ કરવા ની ળી પડે છે અને તેઓનુ પણ એવી રીતે મરણ થાય છે એકલો યુધિષ્ઠિર બાકી રહે છે તે તળાવનું પાણી પીતો નથી યક્ષના પૂછેલા એ પ્રશ્નોના સન્તોષકારક જવાબ વાળીને યુધિષ્ઠિર તેને પ્રસન્ન કરે છે, અને પછી યુધિષ્ઠિરના મરણ પામેલા ભાઈઓને યક્ષ તરફથી પાછા સજીવન કરવામા આવે છે આ આખ્યાન ૧૯ મા અધ્યાયના નહુષોપાખ્યાનને મળતું આવે છે તે આખ્યાનમા પણ યુધિષ્ઠિર એવી જ રીતે પોતાના ભાઈ ઓને આફતમાથી બચાવે છે યક્ષપ્રશ્નનું ઉપાખ્યાન પાછળથી ઉમેરવામા

આવ્યુ છે એ વાત સ્વતંત્ર રીતે પણ સિદ્ધ કરી શકાય એવી છે; કારણ કે સહદેવ, અર્જુન, અને ભીમ એ ત્રણે જણ પોતાની આગળના માણસનું શું થયું તેની તપાસ કરવાની દરકાર ન રાખતાં અને યક્ષની ચેતવણીને ન લેખવતાં એકેક પછી એકેક તળાવનું પાણી પીએ એ નવાઈભરેલું છે. આગલા માણસનું મૃત્યુ થયા છતાં યક્ષની ચેતવણી ખરી હોવાની ખાતરી ન થાય એ વાત બનવા જેવી નથી. વળી યક્ષ તરફથી જે પ્રશ્નો પૂછવામાં આવે છે તે સમસ્યાના જેવા છે અને તે કોઈ મ્હોટા લેખકના બનાવેલા હોય એમ જણાતા નથી. આ ઉપરાંત બીજી વાત એ છે કે આ ઉપાખ્યાન આગળ, ગ્રન્થના મુખ્ય વૃત્તાન્તમાં ભંગાણ પડતું જણાય છે. આ ઉપાખ્યાન વનપર્વમાં સૌથી છેલ્લું છે, અને એમાં યુધિષ્ઠિરને યક્ષ એવી સલાહ આપે છે કે "તમારે એક વર્ષ સુધી છુપા વેષમાં રહેવાનું છે તે વિરાટ નગરમાં રહેવું." અને તે છતાં બીજા પર્વની શરૂઆતમાં આપણને માલમ પડે છે કે ક્યાં જવું અને છુપા વેષમાં ક્યાં રહેવું તે વિષે ધર્મને ઘણી ગુચવણ પડી હતી. વળી યક્ષપ્રશ્નોપાખ્યાનને છેડે એવું આવે છે કે ધર્મે સઘળા બ્રાહ્મણોને વિદાય કીધા, અને માત્ર પાંચ ભાઈઓ, દ્રૌપદી, અને ધૌમ્ય એટલાજ છુપા વેષમાં રહેવાને તૈયાર થયા, અને તે છતાં વિરાટપર્વની શરૂઆતમા બ્રાહ્મણો હજી ત્યાં આગળજ હોય એવું જોવામાં આવે છે અને તેઓને વિદાય કરવાનું હજી બાકી રહ્યું છે. આ સઘળાં ઉપરથી આપણને એવું લાગે છે કે યક્ષપ્રશ્નોપાખ્યાન ન હોત તો વાર્તાનો પ્રવાહ અસ્ખલિત વહ્યો જાત, અથવા બીજી રીતે કહીએ તો એ ઉપાખ્યાન મૂળ ગ્રન્થમાં પાછળથી ઉમેરવામાં આવ્યું હતું.

આજ પ્રકારનો, પણ એટલો સ્ફુટ નહીં એવો બીજો દાખલો અનુગીતાનો છે. એ ઉપાખ્યાન અશ્વમેધ પર્વમાં આવે છે, અને એના નામ ઉપરથીજ માલમ પડે છે તે પ્રમાણે ગીતાનુ અનુકરણ કરીને એ ઉપાખ્યાન લખાયું છે. યુદ્ધ પત્યા પછી શ્રીકૃષ્ણને અર્જુન કહે છે કે "યુદ્ધની શરૂઆતમાં મ્હને તમે જે ઉપદેશ આપ્યો હતો તે ફરીથી આપો." શ્રીકૃષ્ણ કહે છે કે "તે વખતના જેવીજ પ્રેરણા અત્યારે પણ મ્હને થાય એ અશક્ય છે,

તોપણ કોઈ બીજા માણસે કોઈની આગળ કહ્યું હતું તે હું તને અત્યારે કહી સંભળાવું છું." અને એ પ્રમાણે અનુગીતાની શરૂઆત થાય છે. ગીતાના જેટલી ખુબી અનુગીતામાં ન હોય એ તો સ્વાભાવિકજ છે, અને એ વાત અનુગીતાના આરંભમાંજ ઉપર પ્રમાણે કબૂલ કરવામાં આવી છે. એમાં કોઈ નવો ઉપદેશ આપવામાં આવ્યો નથી. એ ઉપાખ્યાનમાં ગીતાનું જે અનુકરણ કરવામાં આવ્યુ છે તે હલકા પ્રકારનુ લાગે છે, અને એ ઉપાખ્યાન મૂળ ગ્રન્થમાં પાછળથી ઉમેરવામાં આવ્યુ હોય એવું જણાય છે.

**કાવ્યની અલંકૃતિ**—કાવ્યની અલંકૃતિની ઇચ્છા એ પણ મહાભારતનો વિસ્તાર થવાનું એક મજબૂત કારણ છે. પોતાની કવિત્વશક્તિ દર્શાવવાનો પ્રસંગ જ્યાં જ્યાં મળી આવ્યો ત્યાં ત્યાં સૌતિએ તેનો લાભ લીધો એમાં કંઈ નવાઈ જેવું નથી. યુદ્ધો, કુદરતના દેખાવો, અને વિલાપો એ કવિઓના ખાસ વિષયો છે. મહાભારતમાં યુદ્ધોનાં જે વર્ણન આપવામાં આવ્યાં છે તે સાધારણ રીતે અલંકારયુક્ત હોય છે અને ઘણી વાર કંટાળો આવી જાય એટલાં લાંબાં હોય છે. કુદરતનાં વર્ણનો પણ વિસ્તારથી આપવામાં આવ્યાં છે. ખાસ કરીને વનપર્વમાં એવાં વર્ણનો વિશેષ જોવામાં આવે છે. સ્ત્રીપર્વ તો જાણે ફરીથીજ રચાયુ હોય એવું જણાય છે. મહાભારતમાં દિવ્ય દૃષ્ટિ વિષે ઘણી વખતે લખવામાં આવ્યું છે તેજ પ્રમાણે ગાંધારીના સમ્બન્ધમાં પણ દિવ્ય દૃષ્ટિથી રણક્ષેત્રનું દર્શન થયાનું લખવામાં આવ્યું છે. રણક્ષેત્રનું અને યુદ્ધમાં મરણ પામેલા લડવૈયાઓના શબ આગળ બેસીને રુદન કરતી સ્ત્રીઓનું વર્ણન ગાંધારીએ આપ્યું છે તે આખું પાછળથી ઉમેરવામાં આવેલું જણાય છે. એ સ્ત્રીઓના વિલાપો ગાંધારીની પાસેથી ઉચ્ચારાવવામાં કવિની ખામી જણાય છે, અને એવી ભૂલ વ્યાસે કે વૈશંપાયને કરી હોત નહીં એવું આપણને લાગે છે. વળી એ વર્ણન અને વિલાપોમાં વિષયનું પ્રાધાન્ય કઈક વિશેષ જોવામાં આવે છે, અને "अयं स रसनोत्कर्षी" એ જાણીતો શ્લોક* પણ એમાંજ આવે

* अयं स रसनोत्कर्षी पीनस्तनविमर्दनः ।
नाभ्यूरुजघनस्पर्शी नीवीविस्रंसनः करः ॥

છે. વળી એ દુઃખી વિધવાઓને મનુષ્યો તથા પશુઓનાં હાડકાંચામડાંઓના મ્હોટા ઢગલાઓથી ઢંકાઈ ગયલી રણભૂમિ ઉપર યથેચ્છ ફરવા દેવામાં આવી હોય એ સંભવિત લાગતું નથી, અને ઘણા દહાડા સુધી પડી રહેલા અને ક્ષુધાર્ત તથા વિકરાળ પશુપક્ષીઓથી ભક્ષણ કરાયલાં શબ ઓળખાઈ શકે એ પણ અસંભવિત જણાય છે. અભિમન્યુની યુવાન્ સ્ત્રી પોતાના પતિના મુખ ઉપર ચુમ્બન કરે છે, પણ એ મુખ એટલો વખત સુધી તાજું અને તેજીલું ક્યાંથી રહ્યું હોય? એ આખો વૃત્તાન્ત અસંભવિત, અપ્રાસંગિક, અને અણછાજતો છે. કાવ્યાલંકૃતિનો એવોજ પ્રયત્ન વિરાટ પર્વમાં પણ જોવામાં આવે છે. ત્યાં આગળ આસપાસના દેખાવનાં અને સ્ત્રીસૌન્દર્યનાં વર્ણનો ઘણા વધારે વિસ્તાર સાથે આપવામાં આવ્યાં છે, પણ એ વર્ણનોથી પાત્રનિરૂપણના કાર્યમાં કંઈ મદદ મળતી નથી, પણ પાત્રોના સ્વભાવ સાથે એ વર્ણનો ઉલટાં વિરોધ ધરાવતાં જણાય છે. ઉદાહરણ તરીકે, થોડા વખત ઉપર ઉત્તર તે એક બ્હીકણ છોકરા જેવો હતો, પણ અર્જુન પોતાનું ખરૂં સ્વરૂપ તેની આગળ પ્રકટ કરે છે એટલે તે એકદમ બહાદુર બની જાય છે અને એનામાં કવિત્વશક્તિ પણ આવી જાય છે. ઝાડ ઉપરથી ઉતારવામાં આવેલાં પાંચે ભાઈઓનાં ધનુષ્યનું વર્ણન એણે આપ્યું છે તે ઘણું સુન્દર છે, અને એમાંના બે શ્લોકો સમસ્યા તરીકે પણ ઘણા સારા છે.

કૂટ અથવા સમસ્યાના શ્લોકો વિષે પણ આ સ્થળેજ વિવેચન કરવું સગવડભરેલું થઈ પડશે. એ શ્લોકો સૌતિએ દાખલ કર્યા છે તે પણ કાવ્યાલંકૃતિની ઇચ્છાને લીધેજ કર્યા છે. મહાભારતની શરૂઆતમાં જણાવવામાં આવ્યું છે કે "આખા ગ્રન્થમાં બધા મળીને ૮,૮૦૦ કૂટ શ્લોકો છે." એટલે દરેક બાર શ્લોકે એક કૂટ શ્લોક એવો આશરો નીકળે છે. આ ઉપરથી એમ જણાય છે કે કૂટ શ્લોકોની જે સંખ્યા જણાવવામાં આવી છે તે ખરી નથી, પણ વધારે મ્હોટી છે. પુસ્તક વાંચતાં જે જે કૂટ શ્લોકો હમારા જોવામાં આવ્યા તે સઘળા એકઠા કરીને હમે પરિશિષ્ટમાં આપ્યા છે. એમાંના કેટલાક શ્લોકો ઘણા ચતુરાઈભરેલા છે અને જે બે શ્લોકોમાં બે ધનુષ્યનું વર્ણન ઉત્તરે આપ્યું છે તે કૂટ શ્લોકોના સારામાં સારા નમૂના

આપણને પૃચ્છ પાડે છે. આવા શ્લોકોમાં સાધારણ રીતે એક દ્વિ–અર્થી શબ્દ વાપરવામાં આવ્યો હોય છે તે શબ્દનો જે અર્થ વધારે જાણીતો હોય તેના તરફ વાંચકનું લક્ષ રહેવાથી તે આડો દોરવાઈ જાય છે. એવા કૂટ શ્લોકોનો સૌથી નકારો દાખલો કર્ણપર્વના ૯૦ મા અધ્યાયમાંથી મળી આવે છે. કદાચ સૌતિના કરતાં પણ વધારે અર્વાચીન વખતમાં એ શ્લોક મહાભારતમાં ઘુસાડી દેવામાં આવ્યો હશે એવું જણાય છે. ૪૦ મો શ્લોક લાંબા છન્દમાં (શાર્દૂલવિક્રીડિતમાં) રચાયલો છે, અને તેમાં "गो" શબ્દ જુદા જુદા અર્થમાં અનેક વખત વાપરવામાં આવ્યો છે.

**આગામી વસ્તુઓનું સૂચન**—આગામી વસ્તુઓનું સૂચન કરવું એ પણ કવિની કળા છે, અને એ કળાનાં એવી રીતનાં ઉદાહરણ મહાભારતમાંથી નથી જડતાં એમ નથી. મહાભારતના છેલ્લા પ્રકાશક સૌતિ તરફથી આ કારણને લીધે પણ કેટલાક ઉમેરાઓ કરવામાં આવ્યા છે. આમાંનો એક દાખલો સ્ત્રી પર્વમાંથી મળી આવે છે. રણભૂમિનો દેખાવ જોઈને, જે ભયકર ખૂનરેજી ચાલી રહી હતી તેનુ જે વખને ગાંધારીને ભાન થાય છે તે વખને શ્રીકૃષ્ણે એ લડાઈ થતી અટકાવી નહીં એવા વિચારથી કોપાયમાન થઈને ગાંધારી શ્રીકૃષ્ણને શાપ દે છે કે "તું અને હારો વંશ પણ એવી રીતે માંહોમાહે લડાઈ કરીને વિનાશ પામજે!" આપણે ઉપર જણાવી ગયા છિયે તે પ્રમાણે સ્ત્રી પર્વનો એ આખો વૃત્તાન્ત મહાભારતમાં પાછળથી ઘુસાડી દેવામાં આવ્યો છે. એજ પ્રમાણે યુદ્ધની શરૂઆત પહેલાં સ્હામા પક્ષના દરેક સેનાપતિની પાસે ધર્મરાજા જાય છે અને તેને પૂછે છે કે "હું તમને કેવી રીતે મારી શકું?" એ પ્રશ્નના જવાબમાં પાછળથી પોતાનું જે રીતનું મૃત્યુ થયું તેવીજ રીતની હકીગત દરેક તરફથી કહેવામાં આવે છે. હવે આ વૃત્તાન્ત મૂળ ગ્રન્થમાં નહીં હોય, પણ પાછળથી દાખલ કરવામાં આવ્યો હશે એ ઘણું સંભવિત જણાય છે. યુધિષ્ઠિર એથી હલકો પડે છે એટલું જ નહીં, પણ એ સમર્થ સેનાપતિઓ પણ એથી હલકા પડે છે; કારણ કે તેઓ પોતાનાજ પક્ષના દ્રોહી જણાય છે. વળી ઉઘાડી રીતે યુધિષ્ઠિર આવો ખાયલો પ્રશ્ન પૂછે એ પણ ઘણું હસવા જેવું લાગે છે. શલ્યની આગળ યુધિષ્ઠિર

પાસે એવું કહેવડાવવામાં આવ્યું છે કે "તમને કર્ણના સારથિ તરીકેનું કામ સોંપવામાં આવે તે વખતે તમે કર્ણનો "તેજોભંગ" કરજો." આ સ્થળે **બીજન્યાસ**ના વ્યાપારને હદબહાર લઈ જવામાં આવતો જણાય છે. **શલ્યને** સારથિ તરીકેનું કામ સોંપવામાં આવશે એવું આગળથી કોઈ ધારી શકે એમ હતું ખરૂં? અને એવું ધારી શકાય એમ હોય તોપણ માત્ર કર્ણના તેજોભંગથી યુધિષ્ઠિરને લાભ થશે એવું કોઈના માનવામાં આવે ખરૂં કે? મહાભારતનો ગ્રન્થ જે સ્વરૂપમાં આપણે જોઈએ છિયે તે સ્વરૂપમાં પણ **શલ્યને** એવી નીચ વર્તણુક ચલાવતો નથી દર્શાવવામાં આવ્યો. એથી ઉલટું પોતાની સ્વીકારી લીધેલી ફરજ એ ઘણા પ્રામાણિકપણાથી બજાવે છે અને જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે એ કર્ણનું રક્ષણ કરે છે અને તેને મદદ આપે છે.

**ખુલાસો**—અસાધારણ વર્તણુકનો ખુલાસો આપવાના હેતુથી પણ મહાભારતમાં ઉમેરાઓ કરવામાં આવ્યા છે. મૂળ બનાવો બન્યાનો સમય અને મહાભારતની છેલ્લી આવૃત્તિનો સમય એ બેની વચ્ચે હજારો વર્ષ વહી ગયલાં તેને લીધે કેટલાંક કર્મોનો ખુલાસો આપવાની જરૂર પડી છે, અને આ કારણને લીધે સૌતિએ ક્વચિત્ ક્વચિત્ કેટલાંક પ્રકરણોનો ઉમેરો કરેલો જણાય છે. પાંચ **પાંડવો** એકજ સ્ત્રીને કેવી રીતે પરણી શકે એ પ્રશ્નનો ખુલાસો દ્રુપદ રાજાની આગળ **વ્યાસ** તરફથી કરવામાં આવે છે એ આવી રીતના ઉમેરાનું સૌથી મ્હોટું ઉદાહરણ છે. "**પાંડવો તે સઘળા ઈન્દ્ર છે**" એવું જણાવવામાં આવ્યું છે (**મહાભારતમાં** બીજે સ્થળે "એકલો અર્જુન તેજ ઇન્દ્ર છે" એવું જણાવવામાં આવ્યું છે તેની સાથે આ વચન બંધબેસતું આવતું નથી) અને આ વચનથી પણ દ્રુપદને સન્તોષ નથી થતો ત્યારે હંમેશની પેઠે દિવ્ય દૃષ્ટિનો આશ્રય લેવો પડે છે અને "સઘળા **પાંડવો** ઇન્દ્ર છે" એવું દ્રુપદ રાજાને પ્રત્યક્ષ બતાવવામાં આવે છે. **ભીમ** દુઃશાસનના ગળાનું તાજું લોહી પીએ છે તેનો ખુલાસો પણ સ્ત્રીપર્વના ૧૫મા અધ્યાયમાં આપવામાં આવ્યો છે. ત્યાં આગળ એવું સૂચવવામાં આવ્યું છે કે **ભીમે** પોતાની પ્રતિજ્ઞાની ખાતર માત્ર દુઃશાસનરુધિરપાન કર્યાનો દેખાવજ

કર્યો હતો. એણે ખરેખર રુધિરપાન કર્યું ન્હોતું.

ક્વચિત્ ક્વચિત્ થતું વ્યાસનું દર્શન—વ્યાસ પોતાની દિવ્ય શક્તિ વડે કરીને ઘણી વાર દર્શન દે છે તેનો હેતુ પણ એવી રીતનો ખુલાસો આપવાનોજ હોય એવું જણાય છે. કાવ્યનાં પાત્રોને ચેતવણી આપવાના, શિખામણ આપવાના, અને સાન્ત્વન આપવાના હેતુથી પણ ઘણી વાર એવું આગમન થાય છે, પણ એવે પ્રસંગે એના આગમનની ખાસ જરૂર જેવું જણાતું નથી અને એ આગમનનું કંઈ ફળ પણ આવતું નથી. ઉદાહરણ તરીકે, દુર્યોધનના જન્મ વખતે વ્યાસ ત્યાં આગળ આવે છે, દુર્યોધનથી કેવા કેવા અનર્થ થશે તેના વિષે એ ધૃતરાષ્ટ્રને ચેતવણી આપે છે, અને દુર્યોધનને ગંગા નદીમાં ફેંકી દેવો એવી એ શિખામણ આપે છે, પણ તેનું કંઈ ફળ આવતું નથી. એજ પ્રમાણે યુદ્ધ શરૂ થવાની તૈયારી હોય છે તે વખતે ધૃતરાષ્ટ્રની આગળ વ્યાસ આવે છે અને કેવાં કેવાં અપશુકનો થાય છે, યુદ્ધ કેવું ભયંકર થશે તે સર્વનો ચિતાર આપે છે. અગાઉ ઉદ્યોગપર્વમાં ઘણાં અપશુકનો ગણાવવામાં આવ્યાં હતાં તે ઉપરાંત અપશુકનોની સંખ્યામાં અહીં પાછો ઉમેરો થાય છે, અને તે વખતે ગ્રહયોગ કેવો માઠો હતો તેનું પણ વર્ણન આપવામાં આવે છે. એ વર્ણન ઘણુંખરૂં કાલ્પનિક જણાય છે, અને એ વર્ણનથી જે ઘોટાળો થયો છે તેના વિષે આગળ ઉપર વિવેચન કરવાની હમને જરૂર પડશે. સાધારણ રીતે વ્યાસના આગમનથી કોઈ પણ રીતનો ફાયદો થતો નથી, અને એના આવ્યા વગર વસ્તુઓની જે ગતિ થાત તેમાં એના આવ્યાથી કોઈ પણ રીતનો ફેરફાર પડતો નથી.

મહાભારતની છેલ્લી આવૃત્તિ તૈયાર કરતી વખતે સૌતિ તરફથી જે ઉમેરાઓ કરવામાં આવ્યા જણાય છે તેને ઉપર પ્રમાણેનાં શીર્ષકોની નીચે ગોઠવી શકાય છે. આ શીર્ષકોમાં સઘળાજ ઉમેરાઓનો સમાવેશ થઈ શકે એમ છે અને એ શીર્ષકોની નીચે જે દાખલાઓ આપવામાં આવ્યા છે તે સિવાય બીજા દાખલાઓ આપી શકાય એમ નથી એવો ઉપરની ચર્ચાનો આશય નથી. મહાભારત જેણે વાંચ્યું ન હોય તેને આ વિષયનો કંટાળો ન આવે એટલા માટે દરેક શીર્ષકની હેઠળ બબ્બે દાખલાઓજ હમે આપ્યા

છે. ભારતની છેલ્લી આવૃત્તિ વખતે જે જે અધ્યાય અને જે જે ઉપાખ્યાન ઉમેરવામાં આવેલાં તે સઘળાંની સવિસ્તર નોંધ આપવાથી સામાન્ય વાચકને કંટાળો આવે માટે એવી નોંધ આ પ્રકરણમાં આપવામાં આવી નથી. પરિશિષ્ટમાં હમે આ વિષયની વધારે વિસ્તૃત ચર્ચા કરેલી છે.

આવી રીતના ઉમેરાઓ કરવામાં આવ્યા છે તે છતાં આવો મ્હોટો ગ્રન્થ તૈયાર કરતી વખતે અસંગતિ અથવા વિરોધ ન આવે અને ગ્રન્થની એકવાક્યતા સચવાય તેની સૌતિએ જે કાળજી રાખી છે તેને માટે એને ધન્યવાદ ઘટે છે. આખા ગ્રન્થમાં અસંગતિ, અસંભવ, અથવા અપ્રાસંગિકતાના દોષો કોઈ કોઈ વખતેજ જોવામાં આવે છે. ખરેખર, રામાયણ કરતાં મહાભારતમાં એવા દોષો ઓછા છે. તોપણ, બે ઠેકાણે સૌતિએ ગંભીર ભૂલ કરેલી જણાય છે. ભીષ્મપર્વમાં યુધિષ્ઠિર કર્ણનો તેજોભંગ કરવાનું શલ્યને કહે છે એ ઉપાખ્યાન, જે પાછળથી ઉમેરવામાં આવ્યું છે એમ હમે ઉપર જણાવી ગયા છિયે, તેમાં યુધિષ્ઠિરની પાસે એવું કહેવડાવવામાં આવ્યું છે કે "હમે ઉદ્યોગમાં આપેલું હમારૂં વચન પાળજો". અહીં "ઉદ્યોગ" એ શબ્દનો "ઉદ્યોગપર્વ" એવોજ અર્થ હોવો જોઇએ એમ લાગે છે. હવે નાટક અથવા વીરચરિત કાવ્યના અમુક ભાગ વિષેનું સૂચન કાવ્યના પાત્ર તરફથીજ કરવામાં આવે એ ઘણું વિચિત્ર છે. એજ પ્રમાણે અશ્વમેધપર્વના ૬૬મા અધ્યાયમાં કુન્તી શ્રીકૃષ્ણને વિનંતિ કરે છે કે "ઉત્તરાને મળેલું બાળક જન્મે તો તેને સજીવન કરવાનું વચન ઐષીકમાં (એ નામના એક આગલા પર્વમાં) હમે આપ્યું હતું તે પાળો અને હમને સર્વને આ મ્હોટી આફતમાંથી બચાવો."

त्वया ह्येतत्प्रतिज्ञातमैषीके यदुनन्दन।
अहं संजीवयिष्यामि मृतं जातमिति प्रभो॥
सोऽयं जातो मृतस्तात पश्यैनं पुरुषर्षभ।
उत्तरां च सुभद्रां च द्रौपदीं मां च माधव॥
धर्मपुत्रं च भीमं च फल्गुनं नकुलं तथा।
सहदेवं च दुर्धर्ष सर्वान्नस्त्रातुमर्हसि॥

આપણે ખુશીથી માનીશું કે બ્રાહ્મણસમયના ઋષિઓની જે સામાન્ય શ્રદ્ધા હતી તેજ વ્યાસના ગ્રન્થમાં પ્રતિબિંબિત થયલી છે. એ સિવાય બીજો એક સંપ્રદાય હતો તે શિવનું માહાત્મ્ય વધારવાનો પ્રયત્ન કરતો હતો' એમ અથર્વવેદના **માંડૂક્ય** ઉપનિષદ્ ઉપરથી માલમ પડે છે. એ ઉપનિષદ્માં "**तद्विष्णोः परमं पदम्**" એ શબ્દોને બદલે શિવ એ નામના "એક પુરુષ"ને પરમાત્મા તરીકે ગણવામાં આવ્યો છે. પણ આ સંપ્રદાયનાં માણસો થોડાં હતાં. એમ જણાય છે, અને બ્રાહ્મણસમયના ઋષિઓએ એવું સૂત્ર રચ્યું હતું કે "દેવતાઓમાં અગ્નિ એ સૌથી છેલ્લો અને વિષ્ણુ એ સૌથી પ્હેલો દેવતા છે" ( ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણનાં આરંભવચનો જુઓ )

સૌતિએ કાવ્યનાં પાત્રોને મુખેથીજ કાવ્યનાં પર્વો વિષેનાં વચનો કેમ કહાવ્યાં હશે તે સમજી શકવું મુશ્કેલ છે. કાવ્ય ઘણું લાંબું હોવાથી કાવ્યના વિભાગ વિષે કાવ્યનાં પાત્રો તરફથી પણ સૂચન કરવામાં આવે તો તે ક્ષન્તવ્ય છે એ સિવાય બીજું કંઈ પણ એ સમ્બન્ધમાં કહી શકાય એમ લાગતું નથી.

## પ્રકરણ ૫ મું.

### મહાભારતમાં વૈષ્ણવ સંપ્રદાયનું તત્ત્વ.

મહાભારત એ મૂળ વૈષ્ણવ સંપ્રદાયનો ગ્રન્થ હતો કે કેમ, એ ગ્રન્થમાં વૈષ્ણવ સંપ્રદાયનુ તત્ત્વ કેવી રીતે દાખલ થયું, અને વૈષ્ણવ સંપ્રદાય તરફ એ ગ્રન્થનું વલણ હાલમાં કેવી રીતનું જણાય છે, એ પ્રશ્નોને આગલા પ્રકરણના વિષય સાથે ગાઢો સમ્બન્ધ છે. એ પ્રશ્નો વિષેની ચર્ચા કરવાનું કામ ઘણુંજ રસ પડે એવું છે અને ધર્મના દષ્ટિબિન્દુથી જોતાં એ ગમે તેટલું અરુચિકર અને મુશ્કેલીભર્યું હોય તોપણ એ ચર્ચા કરવાની ફરજ આપણા શિર ઉપરથી આપણે ખસેડી શકીએ એમ નથી.

પ્રાર્થનાનો પ્હેલોજ શ્લોક, જે વ્યાસ સિવાય બીજા કોઇનો લખેલો છે એમ કહી શકાય એવું નથી, તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે વ્યાસ એ શ્રીકૃષ્ણની સ્તુતિ કરનારો અને વિષ્ણુનો ભક્ત હતો.

“ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥”

આપણે ખુશીથી માનીશું કે બ્રાહ્મણસમયના ઋષિઓની જે સામાન્ય શ્રદ્ધા હતી તેજ વ્યાસના ગ્રન્થમાં પ્રતિબિંબિત થયલી છે. એ સિવાય બીજો એક સંપ્રદાય હતો તે શિવનું માહાત્મ્ય વધારવાનો પ્રયત્ન કરતો હતો' એમ અથર્વવેદના માંડૂક્ય ઉપનિષદ્ ઉપરથી માલમ પડે છે. એ ઉપનિષદ્માં "तद्विष्णोः परमं पदम्" એ શબ્દોને બદલે શિવ એ નામના "એક પુરુષ"ને પરમાત્મા તરીકે ગણવામાં આવ્યો છે. પણ આ સંપ્રદાયનાં માણસો થોડાં હતાં. એમ જણાય છે, અને બ્રાહ્મણસમયના ઋષિઓએ એવું સૂત્ર રચ્યું હતું કે "દેવતાઓમાં અગ્નિ એ સૌથી છેલ્લો અને વિષ્ણુ એ સૌથી પ્હેલો દેવતા છે" (ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણનાં આરંભવચનો જુઓ) "अग्निर्वै देवानामवमो विष्णुः परमः". શ્રીકૃષ્ણના જીવનચરિત્ર વિષે અને એના ઉપદેશ વિષે આપણે જુદા પુસ્તકમાં વિવેચન કરીશું. અહીં તો આપણે એટલુંજ કહીશું કે એ વ્યાસનો સમકાલીન હતો અને એ વિષ્ણુનો અવતાર ગણાતો હતો. વ્યાસ પણ એને વિષ્ણુના અવતાર તરીકે ગણતો હોય એ સંભવિત જણાય છે, અને એણે "જય" એ નામનો જે ઇતિહાસ લખ્યો હતો તેમાં કૃષ્ણ તરફની એની માનતી લાગણી સર્વત્ર જોવામાં આવતી હશે એ બીલકુલ અસંભવિત ન'થી. આ કારણથી વ્યાસે પોતાનું મૂળ કાવ્ય કૃષ્ણ અથવા નારાયણ અને અર્જુન અથવા નર એ બેની સ્તુતિને માટે લખ્યું હતું એમ ગણવામાં આપણે અતિતર્કનો દોષ કરીએ છિયે એવું કહી શકાશે નહીં.

છતાં એટલું કબૂલ કરવું પડશે કે વ્યાસે જે વખતે પોતાનું કાવ્ય રચ્યું તે વખતે આપણાથી સ્વાભાવિક રીતે ધારી શકાય તે પ્રમાણે કૃષ્ણ-પૂજાની શરૂઆતજ થઈ હતી; અને મહાભારતની અંદર કૃષ્ણને સાધારણ માનવી તરીકેજ ગણ્યો હોય એવા પણ એક બે દાખલા જોવામાં આવે છે. એ દાખલાઓ ભૂલથી કે શરતચૂકથી આ મ્હોટા ગ્રન્થમાં રહી ગયા છે અને મહાભારતનું હાલનું સ્વરૂપ અને તે વખતનું સ્વરૂપ એ બેમાં ઘણો ફેર હતો એ વાતના ટેકામાં એ દાખલાઓ આપણને કીમતી પ્રમાણ પૂરૂં પાડે છે. માંહોમાંહેની ખૂનરેજીભરેલી લડાઈમાં યાદવોનો નાશ થયો ત્યાર પછી

કૃષ્ણની જે અનેક સ્ત્રીઓ હતી તેને અર્જુન દોરવી ગયો એમ કહ્યા પછી મૌસલ પર્વમાં એવું જણાવવામાં આવ્યું છે કે દસ્યુ લોકોએ અર્જુન ઉપર હુમલો કીધો અને અર્જુનના સાથમાંની ઘણી સ્ત્રીઓને તેઓ લઈ ગયા. વળી ઉમેરવામાં આવ્યું છે કે "કેટલીક સ્ત્રીઓ પોતાની ખુશીથી તેઓની સાથે ગઈ." હવે, એક માણસને અનેક સ્ત્રીઓ હોય ત્યારે એ અનેક સ્ત્રીઓમાંથી કેટલીક અસન્તુષ્ટ રહે અને અન્યની સાથે ન્હાસી જવાને તૈયાર થાય એ ઘણું સ્વાભાવિકજ લાગે છે, તોપણ કવિ જો પાક્કો વૈષ્ણવ હોત તો કૃષ્ણની કેટલીક સ્ત્રીઓ અન્યની સાથે ન્હાસી જવા વિષે એ લખત નહીં. વિષ્ણુના અવતાર તરીકેનું શ્રીકૃષ્ણનું મહત્ત્વ આ હકીગતથી ઓછું થાય છે. કૃષ્ણ જેવા પાત્રના સમ્બન્ધમાં પણ આ એક મ્હોટું દૂષણ હતું એવું આ સ્થળે સૂચવવાનો વ્યાસનો હેતુ હતો એમ જણાય છે, અને બીજા કોઈ વિચારોને લીધે એ વિષેનો પોતાનો મત છૂટથી દર્શાવતાં એ અચકાયો નથી. એજ પ્રમાણે ગદાપર્વમાં, રણક્ષેત્ર ઉપર જખમી થઇને પડેલા દુર્યોધનને તેનાં દુષ્કૃત્યોને માટે શ્રીકૃષ્ણ તરફથી ઠપકો આપવામાં આવે છે તે વખતે દુર્યોધન એક છટાદાર ભાષણ કરીને પોતાનો બચાવ કરે છે અને કહે છે કે "આબરૂદાર રીતે હું યુદ્ધ કરતો હતો તે વખતે આબરૂદાર હોવાનો દંભ કરનારા એક માણસે ગેરઆબરૂભરેલી રીતે મ્હારા ઉપર પ્રહાર કરીને મ્હને અશક્ત બનાવ્યો તેથી શું થયું ? મ્હારૂં જીવન યશસ્વી હતું અને મ્હારૂં મરણ પણ એટલુંજ યશસ્વી છે." કવિ ઉમેરે છે કે "મૃત્યુની તૈયારીમાં આવેલા એ માણસ ઉપર દેવતાઓ તરફથી પુષ્પવૃષ્ટિ થઈ અને ત્યાં આગળ જેઓ હાજર હતા તેઓ સર્વે શરમિંદા પડી ગયા." મહાભારતના ગ્રન્થમાં દરેક રીતે શ્રીકૃષ્ણનું માહાત્મ્ય વધારવામાં આવ્યું છે તેમાં પણ આવી રીતનો વૃત્તાન્ત આવે છે એ નવાઈ જેવું છે. જે વર્તણુક તરફ શ્રીકૃષ્ણ જાતે પોતાનો સખ્ત અણગમો બતાવે છે તે તરફ સ્વર્ગના દેવતાઓ પોતાની પ્રીતિ દર્શાવે છે એ આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે વ્યાસજી હંમેશાં કૃષ્ણનો પક્ષ લેતા ન્હોતા, પણ કોઈ પણ રીતના પક્ષપાત વગર એ પોતાના વિચારો પ્રકટ કરતા હતા.

વૈશંપાયનનું વૈષ્ણવ ધર્મ તરફનું વલણ વ્યાસના કરતાં વધારે મજબૂત હશે એમ જણાય છે; કારણ કે પંચરાત્ર એ નામના એક ખાસ ગ્રન્થ ઉપરાંત વૈશંપાયનનું ભારત એ વૈષ્ણવ લોકોમાં વેદના જેટલુંજ પવિત્ર ગણાય છે. એ કાવ્યને વૈષ્ણવ લોકો આટલું બધું માન આપે છે તેનું મુખ્ય કારણ એ જણાય છે કે ભગવદ્ ગીતા અને વિષ્ણુસહસ્રનામ એ બેઉનો પણ એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ભગવદ્ ગીતા એ વૈદિક સમય પછીના સંસ્કૃત સાહિત્યનો સૌથી વધારે કીમતી ગ્રન્થ છે એ વિષે કંઈ પણ સંશય નથી, અને એમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે શ્રીકૃષ્ણનો પોતાનો છે. એ ઉપદેશ વ્યાસની વાણીમાં મૂકાયલો છે, પણ તેના વિચારો શ્રીકૃષ્ણના પોતાના છે. વૈશંપાયને એ કાવ્યની ફરીથી વ્યવસ્થા કીધી હશે અને કોઈ કોઈ ઠેકાણે ફેરફાર કરીને એને વૈષ્ણવ સંપ્રદાયના ગ્રન્થનું સ્વરૂપ આપ્યું હશે એ ખરૂં, પણ એ કાવ્યનું મુખ્ય લક્ષણ એ છે કે વ્યાસની વાણીમાં મૂકાયલા શ્રીકૃષ્ણના પોતાના વિચારો એ કાવ્યદ્વારા પ્રકટ થયલા છે. વિષ્ણુસહસ્રનામ એ કાવ્ય મહાભારતના બીજા ભાગ કરતાં વધારે પ્રાચીન છે એવું એની ભાષા ઉપરથી જણાય છે. એ કાવ્ય વૈશંપાયનનું રચેલું છે એમ માનવામાં આવે તો તે સકારણ છે.

કૃષ્ણપૂજાને ટેકો આપવાને માટે વૈશંપાયને બીજા શા શા સુધારાવધારા કર્યા તે આટલો દીર્ઘ કાળ વ્યતીત થયા પછી નક્કી કરવું સ્હેલું નથી; પણ મહાભારતનો જે કોઈ લક્ષપૂર્વક અભ્યાસ કરશે તેને એટલું તો ચોક્કસ જણાયા વગર નહીં રહે કે એ ગ્રન્થમાં વૈષ્ણવ સંપ્રદાયનું તત્ત્વ વધારે ને વધારે પ્રવેશ પામતું ગયું છે. જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો છે ત્યારે ત્યારે કૃષ્ણની સ્તુતિ કરવામાં આવી છે અને અવતારના સમ્બન્ધમાં પુરાણોમાં જે વાર્તા કહેવામાં આવી છે કે પૃથ્વી ત્રાસ પામવાથી ગાયનું રૂપ ધરીને વિષ્ણુની પાસે રક્ષણ માગવાને ગઈ અને પૃથ્વીને ત્રાસ દેનારાઓનો વિનાશ કરવાને માટે વિષ્ણુએ અને સ્વર્ગના સઘળા દેવતાઓએ જન્મ ધારણ કર્યા તેજ વાર્તા એટલા સ્પષ્ટ સ્વરૂપમાં નહીં પણ બીજદશામાં આપણે ભારતમાં પણ જોઇએ છિયે. ભીષ્મપર્વના ૬૫મા અને ૬૬મા

અધ્યાયમાં વૈષ્ણુવો માને છે તે પ્રમાણેના વિષ્ણુના અવતાર વિષેના વિચારો ભીષ્મને મુખેથી કહેવડાવવામાં આવ્યા છે. દુર્યોધનના મગજ ઉપર શ્રીકૃષ્ણના માહાત્મ્યની છાપ પાડવાનો ભીષ્મનો હેતુ જણાય છે, પણ એ હેતુમાં એ સફળ થયો હોય એવું લાગતું નથી. એ ઠેકાણે ભીષ્મે કહ્યું છે કે "બ્રહ્માની આસપાસ ઋષિઓ અને દેવતાઓ બેઠા હતા તે વખતે બ્રહ્માએ એકદમ એક પ્રકાશમાન જ્યોતિ પોતાની આગળ દીઠી. વિષ્ણુ પરમાત્માની એણે સ્તુતિ કરી અને પૃથ્વીના પરિત્રાણ અર્થે જન્મ લેવાની તેને યાચના કરી. તે ઉપરથી વિષ્ણુ પ્રસન્ન થયા અને એની પ્રાર્થના કબૂલ કરવાનું વચન આપ્યું." આ સ્થળે વિષ્ણુનાં "વાસુદેવ", "સંકર્ષણ", "પ્રદ્યુમ્ન", અને "અનિરુદ્ધ" એ ચાર નામ, જેના વૈષ્ણવ ધર્મમાં ખાસ અર્થ કરવામા આવ્યા છે, તે જોવામાં આવે છે, અને એમાના છેલ્લા અનિરુદ્ધમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થયલી કહેવાય છે. આગળ જણાવવામા આવ્યુ છે કે દેવર્ષિઓ અને ગંધર્વો આશ્ચર્ય પામ્યા અને બ્રહ્માએ કોની સાથે વાતચીત કીધી તેની તેઓને સમજણ પડી નહીં, પણ બ્રહ્માએ જે હકીગત બની હતી તે સઘળી તેઓને સમજાવી.

પણ વિષ્ણુના અવતાર વિષે આનાથી જુદી અને કંઈક વિચિત્ર હકીગત આદિપર્વના ૧૯૯મા અધ્યાયમા આપેલી છે. એ સ્થળે આપેલો વૃત્તાન્ત વધારે જૂનો જણાય છે અને ઉપર જણાવેલાં બીજાં પ્રાચીન વચનો જેવી રીતે મહાભારતમાં જળવાઈ રહ્યા છે તેવીજ રીતે આ વૃત્તાન્ત પણ દાગતચૂકને લીધે અથવા પ્રાચીન વચનો તરફની પૂજ્યબુદ્ધિને લીધે જળવાઈ રહ્યો છે. એ વૃત્તાન્ત સવિસ્તર આપવા લાયક છે. પાંચ પાંડવો એકજ સ્ત્રીને કેવી રીતે પરણી શકે એ વાત વ્યાસજી તરફથી દ્રુપદરાજાને સમજાવવામાં આવે છે—એક વખતે દેવતાઓએ યજ્ઞ કીધો તે વખતે મૃત્યુએ શામિત્રકર્મ (એટલે યજ્ઞપશુનો વધ કરવાનું કામ) સ્વીકાર્યું અને દીક્ષા લીધી. આનું પરિણામ એ થયુ કે મર્ત્ય લોકોના મરણ થતાં અટકી પડયાં અને તેઓની વસ્તી ઘણી વધી ગઈ. ઇન્દ્ર વગેરે દેવતાઓને ગભરામણ થઈ તેથી તેઓ પ્રજાપતિની પાસે ગયા અને કહ્યુ કે "માનવીઓનો હમને ભય

લાગે છે, કારણુ કે હવે મર્ત્ય લોકો અને અમર લોકો વચ્ચે કંઈ પણુ ભેદ રહ્યો નહીં." પ્રજાપતિએ જવાબ આપ્યો કે "મૃત્યુદેવ પોતાનું કામ કરી રહેશે એટલે એ માણુસોનો સંહાર કરશે." પછી ઇન્દ્રરાજા યજ્ઞ જોવાને ગયા અને ગંગા નદીના પ્રવાહમા એક સુનેરી કમળ ઘસડાઇ આવતું એમણે જોયું. એ કમળ ક્યાથી આવ્યુ તે જાણુવાની એમને ઉત્કંઠા થઈ તેથી ગંગા નદીના મૂળ આગળ એ ગયા અને ત્યાં આગળ એક સુન્દર સ્ત્રીને રુદન કરતી અને પાણી લેવાને માટે નદીના પ્રવાહ આગળ ઉભેલી એમણે જોઈ. એનું અશ્રુબિન્દુ નદીના પ્રવાહમાં મળ્યું એટલે તરત તેનું સુનેરી

અથવા નારાયણથીજ કૃષ્ણનો જન્મ થયો હતો એવું માનવાનું છે." કૃષ્ણ એ વિષ્ણુનો સંપૂર્ણ અવતાર છે એ હાલની માન્યતા સાથે આ વચનને સુસંગતિમાં આણવાનો પ્રયત્ન આ પ્રમાણે ટીકાકારે કરેલો છે. પણ એ ખુલાસા છતાં કેટલીક અસંગતિઓ હજી રહી જાય છે. ઉપરની વાર્તામાં કૃષ્ણની પેઠે બળરામને પણ વિષ્ણુના પૂર્ણાવતાર તરીકે જણાવવામાં આવ્યો છે, પણ હાલના વખતમાં બળરામને કોઈ વિષ્ણુના અવતાર તરીકે ગણતું નથી. વળી બીજા વૃત્તાન્તમાં પ્રજાપતિ અને શિવના કરતાં વિષ્ણુનું જેટલું આઢ્યાતાપણું જોવામાં આવે છે તેટલું ઉપલા વૃત્તાન્તમાં જોવામાં આવતું નથી. એ ઉપરાંત, ઉપલી વાર્તામાં સઘળા પાંડવોને ઇન્દ્ર તરીકે અને દ્રૌપદીને માત્ર સ્વર્ગની લક્ષ્મી તરીકે ગણવામાં આવ્યાં છે.

આદિપર્વના "અંશાવતાર" નામના ૧૬૭ મા અધ્યાયમાં જે વૃત્તાન્ત આપવામાં આવ્યો છે તેમાં આ સઘળી ભૂલો સુધારી લેવામાં આવી છે. એ અધ્યાયમાં મહાભારતના દરેક પાત્રને કોઈ દેવ અથવા દાનવના અંશાવતાર તરીકે જણાવવામાં આવ્યું છે. આ વૃત્તાન્ત ત્રીજી વારનો છે અને એની રચના ઘણુંખરૂં સૌતિને હાથે થઈ હશે એમ જણાય છે. એ ઠેકાણે વાત એવી રીતની આપવામાં આવી છે કે પૃથ્વી ત્રાસ પામીને બ્રહ્માની પાસે જાય છે, અને બ્રહ્મા સઘળા દેવતાઓને પૃથ્વી ઉપર જવાની અને ત્યાં આગળ મર્ત્ય તરીકે જન્મ લેવાની આજ્ઞા કરે છે. પછી તે સઘળા નારાયણની પાસે જાય છે, અને ઇન્દ્ર નારાયણને વિનંતિ કરે છે કે "હમારા અંશથી હમે પૃથ્વી ઉપર જન્મ ધારણ કરો." પછી સઘળા એકસંપ કરે છે અને રાજા અને બ્રાહ્મણોના કુટુમ્બમાં સઘળા દેવતાઓ પોતાના અંશથી જન્મ લે છે. પછી જે ટીપ આપવામાં આવી છે તેમાં શેષથી બળરામનો અને ઇન્દ્રની સ્ત્રી શચીથી દ્રૌપદીનો જન્મ થયલો જણાવવામાં આવ્યો છે. ઇન્દ્રની આજ્ઞા પ્રમાણે અપ્સરાઓથી કૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓનો જન્મ થયલો આ સ્થળે કહેવામાં આવ્યો છે. સ્વર્ગારોહણપર્વના પાંચમા અધ્યાયમાં, મરણ પછી કાવ્યનાં સઘળાં પાત્રો જે જુદા જુદા દેવતાઓના અંશથી તેઓનો જન્મ થયો હતો તેની સાથે પાછાં ભળી ગયાં જણાવવામાં આવ્યાં

છે. કૃષ્ણની સ્ત્રીઓ તે મૃત્યુ પછી અપ્સરાઓની સાથે ભળી ગયલી કહેવામાં આવી છે, પણ એમાંની કેટલીક સ્ત્રીઓના સમ્બન્ધમાં જે વચનો કહેવાયલાં આપણે ઉપર જણાવી ગયા છિયે તેની સાથે આ વચનોને સુસંગતિમાં આણવાં એ કામ ન બની શકે એવું જણાય છે.

કૃષ્ણની પૂજા એ વૈષ્ણવ સપ્રદાયના પાયારૂપ છે. એ સંપ્રદાયની શરૂઆત કૃષ્ણથી થઈ અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એ સપ્રદાયનુ બળ વધતું ગયું. મિગેસ્થનિસના વખતમાં એ સંપ્રદાય પૂરેપૂરો સ્થાપિત થઈ ચૂક્યો હતો, અને એ ઇતિહાસકારે જણાવ્યું છે કે "શૌરસેની લોકો હિરેક્લિસ દેવની પૂજા કરતા હતા અને મિથોરા અને ક્લિસોબોરા એ બે તેઓનાં મુખ્ય શહેર હતાં." ક્લિસોબોરા તે કયું શહેર એ નક્કી કરવું અઘરૂં છે, પણ કૃષ્ણના પિતા શૂરસેનના વંશજો તેજ શૌરસેની લોકો હતા, અને એ લોકો મથુરામાં અથવા મથુરાની નજીકમાં રહેતા હતા એ વાત નક્કી છે. હજી પણ મથુરા એ કૃષ્ણની પૂજાનું મુખ્ય સ્થાનક ગણાય છે. વૈશપાયનના ભારતમાં ખાસ કરીને કૃષ્ણનાં અને અર્જુનનાં પરાક્રમો વર્ણવવામાં આવ્યાં છે એટલે એમાં વૈષ્ણવ સંપ્રદાયને ટેકો મળે એવી રીતના ઉમેરાઓ જેમ જેમ વખત ગયો તેમ તેમ થતા રહ્યા હોય તો તે સ્વાભાવિકજ છે. એવા ઉમેરા થયાના બે વધારે દાખલાઓ આ સ્થળે આપીશું તો તે બસ થશે. એક દાખલો ભીષ્મસ્તવરાજ, જે પરમાત્માની સ્તુતિના એક સારામાં સારા નમૂના તરીકે ચાલી શકે એવું કાવ્ય છે, તેનો છે, અને બીજો દાખલો નારાયણાસ્ત્રમોક્ષપર્વનો છે.

પણ મિગેસ્થનિસના વખતમાં વૈષ્ણવ સંપ્રદાય જેટલો ચોક્કસ સ્થાપિત થઈ ચૂક્યો હતો તેટલોજ શૈવ સપ્રદાય પણ સ્થાપિત થઈ ચૂક્યો હતો, અને આખો સનાતન ધર્મ તે વખતે જેવી સ્થિતિમાં હતો તેવી સ્થિતિમાં બૌદ્ધધર્મ વિરુદ્ધ તેનો બચાવ કરવો એ સૌતિનો ઉદ્દેશ હતો એટલે શિવનું માહાત્મ્ય દર્શાવનારાં આખ્યાનો અને કથાઓ પણ પોતાના ગ્રન્થમાં દાખલ કરવાની એને જરૂર પડી હતી. વૈશંપાયનના મહાભારત ઉપર વૈષ્ણવ સંપ્રદાયની મજબૂત છાપ પડી હતી એ જો ખરૂં હોય તો સૌતિનું

મહાભારત શૈવ કે વૈષ્ણવ એમાંથી કોઈ પણ સંપ્રદાય તરફ ખાસ પક્ષપાત ધરાવતું નથી એ પણ એટલુંજ ખરૂં છે. હાલના મહાભારતમાં આ ખુબી છે તેને લીધેજ હિંદુમાત્રને એ ગ્રન્થ ઘણો પ્રિય લાગે છે અને જુદા જુદા સંપ્રદાયવાળાએ એ ગ્રન્થને પવિત્ર ગણીને એના તરફ એકસરખા માનની દૃષ્ટિથી જોય છે. તત્ત્વચિંતનની દૃષ્ટિએ જોતાં પણ શિવ, વિષ્ણુ એ જુદા જુદા દેવોને એક તરીકે ગણવાની વૃત્તિ એજ એ વિશાળ ગ્રન્થની મ્હોટામાં મ્હોટી ખુબી છે. અનુશાસનપર્વના ઉપમન્યુ આખ્યાનમાં શિવની સ્તુતિ કરવામાં આવી છે અને ખુબી એ છે કે એ વાર્તા કૃષ્ણ પોતેજ કહી સંભળાવે છે. ૧૪–૧૮ અધ્યાયમાં એવું વર્ણન આવે છે કે કૃષ્ણે હિમાલય પર્વતમાં જઇને તપ કીધું, શંકરને પ્રસન્ન કર્યા, અને પોતાની સ્ત્રી જાંબુવતીને માટે પુત્રનું વરદાન માગી લીધું. શિવનાં સહસ્ર નામ પ્રથમ તણ્ડીએ ઉચ્ચારેલાં અને ઉપમન્યુએ કૃષ્ણને કહેલાં તે પણ આ સ્થળે આપવામાં આવ્યાં છે. ઋષિઓને પણ શિવની સ્તુતિ કરતા અને વરદાન મેળવતા જણાવવામાં આવ્યા છે. સનાતન હિંદુ ધર્મ પ્રમાણે શિવ, વિષ્ણુ અને બ્રહ્માની જે એકતા ગણવામાં આવે છે તે પણ આ આખ્યાનમાં ચોખ્ખી જણાઈ આવે છે, કારણ કે એ આખ્યાનમાં એવું કહેવામાં આવ્યું છે કે પરમાત્માએ જગતની ઉત્પત્તિ કરવાને માટે પોતાની જમણી બાજુએથી બ્રહ્માને મોકલ્યા, જગતનું રક્ષણ કરવાને માટે પોતાની ડાબી બાજુએથી વિષ્ણુને મોકલ્યા, અને જગતના અન્તની વખતે રુદ્રને મોકલ્યા. પણ આ આખ્યાન સૌતિનું દાખલ કરેલું છે એમાં કંઈ સંશય જેવું નથી, કારણ કે એની આગળ પાછળના ભાગ સાથે એ આખ્યાનને કંઈ પણ સમ્બન્ધ ન હોવાથી એ આખ્યાન તદ્દન છૂટું પડી જાય છે. તે ઉપરાંત એ અધ્યાયોની ભાષા અને એમાં છન્દો જે વારેઘડિયે ફેરફાર થાય છે તે ઉપરથી પણ એ આખ્યાન સૌતિનું રચેલું છે એમ જણાઈ આવે છે. વળી કૃષ્ણના સમ્બન્ધમાં ભીષ્મ કહે છે કે "એણે એક હજાર વર્ષ સુધી તપ કર્યું હતું." આ તદ્દન અસંભવિત છે, કારણ કે મહાભારતમાં કોઈ પણ પાત્રને હજારો વર્ષ સુધી જીવતું જણાવવામાં નથી આવ્યું. હાલમાં સાધારણ રીતે માણસો જેટલી વય સુધી જીવે

છે તેટલીજ વય મહાભારતમાં પણ દર્શાવવામાં આવી છે. મહાભારતનું યુદ્ધ થયું તે વખતે કૃષ્ણની ઉમ્મર પણ લોકમાન્યતા પ્રમાણે ૮૪ વર્ષની હતી અને એક બીજા સિદ્ધાન્ત પ્રમાણે ૧૨૩ વર્ષની હતી. આ સઘળા ઉપરથી એટલુંજ અનુમાન નીકળી શકે છે કે ઉપમન્યુ આખ્યાન એ સૌતિનું ઉમેરેલું છે.

બીજે ઘણે ઠેકાણે, શિવનું માહાત્મ્ય દર્શાવનારા અધ્યાયો અને આખ્યાનો મહાભારતમાં ઉમેરવામાં આવ્યાં છે. દ્રોણપર્વમાં, જે વખતે અર્જુને જયદ્રથને મારવાની અને દ્રોણે એને બચાવવાની પ્રતિજ્ઞા લીધી હતી તે વખતે શિવના વરદાન વડે કરીને અર્જુનનું સામર્થ્ય વધારવાની કૃષ્ણને જરૂર જણાઈ હતી, અને ૮૦-૮૧ અધ્યાયમાં એવું કહેવામાં આવ્યું છે કે સમાધિ ધારણ કરીને અર્જુન શિવની પાસે ગયો અને તેની પાસેથી પાશુપતાસ્ત્ર મેળવ્યું. (આ લગાર વિચિત્ર છે, કારણ કે વનપર્વ, જેમાં શિવની સાથેના યુદ્ધનું ઘણું સુન્દર વર્ણન આપવામાં આવ્યું છે, તેમાં આ અસ્ત્ર અર્જુનને મળી ચૂકેલું જણાવવામાં આવ્યું છે). આ વૃત્તાન્તમાં પણ ખુબી એ છે કે કૃષ્ણની સલાહ પ્રમાણે અર્જુને શિવનું ધ્યાન ધર્યું છે, અને સમાધિમાં બેઉ શિવની પાસે જાય છે અને તેની સ્તુતિ કરે છે. એજ પ્રમાણે, યુદ્ધના રહ્યાસહ્યા લડવૈયાઓ રાત્રે ઉંઘતા હોય છે તેઓની કતલ કરવાની તૈયારી અશ્વત્થામા કરે છે તે વખતે પોતાની જાતને બલિદાન તરીકે આપીને એ શિવને પ્રસન્ન કરે છે અને એની પાસેથી એક ઝેરી તરવાર મેળવે છે (જુઓ સૌપ્તિક પર્વ, અધ્યાય ૭ મો). અહીં પણ શંકર કહે છે કે "અનેક કારણોને લીધે કૃષ્ણ ઉપર મ્હારી પ્રીતિ છે અને તેમાંનું એક કારણ એ છે કે કૃષ્ણ એ મ્હારો પરમ ભક્ત છે." આ પર્વના છેવટના ભાગમાં લિંગપૂજા વિષે કથન કરવામાં આવ્યું છે અને એ પૂજા વિષે ખુલાસો આપવામાં આવ્યો છે. ત્યાં આગળ પણ કૃષ્ણને મુખેથી શિવનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે. શિવપૂજાને લગતાં આ સઘળાં કથનોનું કારણ ચોખ્ખું એજ જણાય છે કે સૌતિએ મહાભારતની છેવટની આવૃત્તિ તૈયાર કરી તે વખતે જે જુદા જુદા સંપ્રદાયો અસ્તિત્વ ધરાવતા હતા તે સઘળાનું ઐક્ય કરવું એવો સૌતિનો હેતુ હતો. વૈષ્ણવ અને પાશુપત

સંપ્રદાયના કેટલાક ખાસ સિદ્ધાન્તો વિષે બ્રહ્મસૂત્રો, જે ખ્રિસ્તી ધર્મના આરમ્ભકાળ કરતાં વધારે મોડા રચાયા હોય એમ ગણી શકાય એવું નથી, તેમાં ચર્ચા કરવામાં આવી છે અને તે સિદ્ધાન્તોનું ખોટાપણું દર્શાવવામાં આવ્યું છે સૌતિએ આ અને બીજા ઉમેરાઓ કર્યા છે,–ઉદાહરણ તરીકે ભીષ્મપર્વમાં દેવીની સ્તુતિ, વનપર્વમાં સૂર્યની સ્તુતિ, અને એજ પર્વમાં કાર્તિકેયની સ્તુતિ દાખલ કરી છે–તેનો હેતુ એકજ છે અને તે એ છે કે જુદા જુદા સંપ્રદાયો વચ્ચેનો ભેદભાવ ટાળી નાખવો દેવી, સૂર્ય, કાર્તિકેય એ સર્વેને એકજ પરમાત્માના જુદા જુદા સ્વરૂપો તરીકે ગણવામાં આવ્યાં છે આ કારણથી મહાભારત એ વૈષ્ણવ સંપ્રદાયનોજ ગ્રન્થ છે એવું આપણે ગણી શકીશું નહીં કદાચ શરૂઆતમાં વૈષ્ણવ સંપ્રદાય તરફ એ ગ્રન્થનું વલણ હશે અને છેવટની આવૃત્તિ તૈયાર થઈ ત્યાર સુધીમાં વૈષ્ણવ સંપ્રદાયના તત્ત્વો * એ ગ્રન્થમાં ઉમેરાતા ગયા હશે એ ખરૂ, પણ સૌતિની તૈયાર કરેલી છેવટની આવૃત્તિ વૈષ્ણવ સંપ્રદાય તરફજ પક્ષપાત ધરાવે છે એવું કહી શકાય એમ નથી ભારતને જેઓ ધર્મના ગ્રન્થ તરીકે ગણે છે તે વૈષ્ણવો હાલના વખતમાં બીજા દેવતાઓની સ્તુતિઓના સમ્બન્ધમાં એટલોજ ખુલાસો આપી શકે છે કે એ સ્તુતિઓ તો જગતને મોહમાં નાખવાને માટે મહાભારતમાં દાખલ કરવામાં આવી છે।

## પ્રકરણ ૬ ઠું

### મહાકાવ્ય તરીકે મહાભારતની સમાલોચના.

એવી રીતના સઘળા ઉમેરાઓ કાઢી નાખીએ તો મહાભારતનો ગ્રન્થ જગતના એક સુન્દરમાં સુન્દર મહાકાવ્ય તરીકે ગણાવાને લાયક છે એ વાતની

* ભગવદ્‌ગીતા, વિષ્ણુસહસ્રનામ, ભીષ્મસ્તવ, ગજેન્દ્રમોક્ષ અને અનુસ્મૃતિ એ ભારતના પંચ રત્નો કહેવાય છે મુબાઈની એક આવૃત્તિમાં ગજેન્દ્રમોક્ષ એ ચોખ્ખો ઘુસાડી દીધેલો જણાઈ આવે છે, અને અનુસ્મૃતિ તો કોઈપણ ઠેકાણે જોવામાં આવતીજ નથી

કોઈથી પણ ના પાડી શકાશે નહીં. મહાકાવ્ય ( epic poem ) એ સઘળા પ્રકારની કાવ્યરચનાઓમાં સૌથી ઉંચી પદવી ભોગવે છે અને આર્નોલ્ડના શબ્દોમાં કહીએ તો એમાં નીચે પ્રમાણેનાં લક્ષણો જોવામાં આવે છેઃ- " કોઈ એક મ્હોટી અને વૈવિધ્યભરી પ્રવૃત્તિ એ મહાકાવ્યનો વિષય હોય છે. એનાં મુખ્ય પાત્રો સમાજમાં ઉંચી સ્થિતિ ધરાવતાં હોય છે અને તેમના વિચારો પ્રૌઢ અને ઉન્નત હોય છે. એનો છન્દ કર્ણને પ્રિય લાગે એવો અને વિષયને શોભે તેવા ગૌરવવાળો હોય છે. સંવાદો, સ્વગત ભાષણો, અને વર્ણનો એ ત્રણના મિશ્રણ વડે કરીને મહાકાવ્યનો વિકાસ થયો જાય છે." છેક એરિસ્ટોટલના વખતથી આ લક્ષણો મહાકાવ્યમાં જરૂરનાં ગણાતાં આવ્યાં છે. મહાભારતમાં એ લક્ષણો કેટલે અંશે જોવામાં આવે છે તેની આ સ્થળે આપણે પરીક્ષા કરીશું.

એકજ વંશના કૌરવો અને પાંડવો એ બે પક્ષની વચ્ચે કુરુક્ષેત્ર આગળ જે મ્હોટી લડાઈ થઈ હતી, અને તે વખતે હિંદુસ્તાનનો જેટલો ભાગ જાણીતો હતો તેમાં વસનારી જુદી જુદી પ્રજાઓએ જે લડાઇમાં ભાગ લીધો હતો તે લડાઈ એ આ કાવ્યનો વિષય છે. એ વિષયનું કવિએ પ્રાર્થનાના પ્હેલાજ શ્લોકમાં સૂચન કર્યું છે.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

" નારાયણ દેવને અને સઘળા નરોમાં ઉત્તમ એવા નરને, તથા સરસ્વતી દેવીને નમસ્કાર કરીને પછી 'જય'ની કથા આપણે શરૂ કરીએ. "

હોમરે ઇલિયડ નામનું કાવ્ય રચ્યું છે તેનો નાયક એકિલિસ છે અને એકિલિસનો કોપ એ એના કાવ્યનો વિષય છે. કાવ્યના નાયક (એકિલિસ) અને કાવ્યનો વિષય ( એકિલિસનો કોપ ) એ બેઉનું સૂચન હોમર કવિએ પોતાના કાવ્યની શરૂઆતમા કર્યું છે. તેજ પ્રમાણે વ્યાસે પણ પોતાના કાવ્યનાં મુખ્ય પાત્રો ( નર અને નારાયણ ) તેમજ કાવ્યનો વિષય ( નર અને નારાયણે મેળવેલો જય ) એ બેઉનું સૂચન આ શરૂઆતનાજ શ્લોકમાં કર્યું છે. સૌતિએ પોતાની પ્રસ્તાવનામાં મૂળ કવિની આ કળાને

ખિલવવામાં કચાશ રાખી નથી અને કાવ્યના વિષયનો એણે એકદમજ આપણને પરિચય કરાવ્યો છે. એ શૌનકને કહે છે કે જનમેજયના મ્હોટા સર્પસત્રમાં વૈશંપાયનને મુખેથી મહાયુદ્ધ વિષેની વિવિધ કથાઓ મ્હેં સાંભળી હતી તેથી પ્રેરાઇને રણક્ષેત્રની એ પ્રખ્યાત ભૂમિને હું જોઈ આવ્યો છું:-

" जनमेजयस्य राजर्षेः सर्पसत्रे महात्मनः ।
कृष्णद्वैपायनप्रोक्ताः सुपुण्या विविधाः कथाः ॥
कथिताश्चापि विधिवद्या वैशंपायनेन वै ।
श्रुत्वाऽहं ता विचित्रार्था महाभारतसंश्रिताः ॥
गतवानस्मि तं देशं युद्धं यत्राभवत्पुरा ।
कुरूणां पांडवानां च सर्वेषां च महीक्षिताम् ॥"

ઘણુંજ ટૂંકાં જણાય છે. એટલે મહાભારત, જેને સઘળા લેખકો મહાકાવ્ય (epic poem) ના વર્ગમાં મૂકે છે, તેમાં પાંડવોનું જીવનચરિત્ર નહીં પણ મહાભારતનું યુદ્ધ એજ કવિતાનો ખરેખરો વિષય છે એવું આપણે ગણીએ તો તે ભૂલભરેલું કહેવાશે નહીં.

આ વિષય વૈવિધ્યભર્યો છે એની તો કોઈથી કદી પણ ના પાડી શકાશે નહીં. ખરેખર, 'મહાભારત' એ શબ્દથીજ વિશાળ અને અત્યન્ત વૈવિધ્યવાળી એવી કોઈ વસ્તુનો ખ્યાલ આપણને આવે છે. પણ કવિત્વના દૃષ્ટિબિન્દુથી મહાભારતમાં વિષયની કેટલી વિશાળતા અને વિવિધતા છે તેનું ભાન ઘણા થોડાનેજ હોય છે. કાવ્યરચનાને અનુકૂળ પ્રસંગો મહાભારતમાં એટલા સંખ્યાબંધ અને એટલા વૈવિધ્યભર્યા છે કે અર્વાચીન સંસ્કૃત કવિઓએ જે કોઈ રસભર્યા પ્રસંગનું નિરૂપણ કર્યું હશે તે સર્વેનું બીજ મહાભારતમાંથી જડી આવ્યા વગર ભાગ્યેજ રહેશે. સૌતિ જાતે પોતાના ગ્રન્થની શરૂઆતમાં અભિમાનપૂર્વક કહે છે કે "એક વિશાળ વટવૃક્ષની પેઠે મહાભારત એ સઘળા અર્વાચીન કવિઓનું આશ્રયસ્થાન છે." એ અમર ઝરણુંમાંથી અનેક કવિઓએ સુધારસનું પાન કર્યું છે અને નવું ચેતન મેળવ્યું છે.

મહાભારતના જુદા જુદા અને વૈવિધ્યભર્યા પ્રસગો એકજ વાર્તાના રૂપમાં એવી સારી રીતે ગ્રથિત થયા છે કે એથી વધારે ભવ્ય અને સુયોજિત વસ્તુ (plot)ની કલ્પના કરવી અશક્ય છે. મ્હને ઘણી વાર એવો વિચાર આવ્યો છે કે મહાભારતની કથા જો ઐતિહાસિક ન હોય તો ખચીત એ કથાની ઉત્પત્તિ જેનાથી થઈ તે કલ્પના શેક્સપિયરના કરતાં પણ વધારે ફળદ્રુપ હોવી જોઇએ. પાત્રોની વિવિધતા અને સ્વાભાવિકતા જેટલી શેક્સપિયરનાં નાટકોમાં જોવામાં આવે છે તેટલીજ મહાભારતમાં પણ જોવામાં આવે છે; પણ આશ્ચર્યની વાત એ છે કે મહાભારતમાં એકજ વસ્તુ (plot)ની અંદર આટલાં બધાં પાત્રોને એકઠાં કરવામાં આવ્યાં છે. શેક્સપિયરે અનેક નાટકો રચીને જે દર્શાવ્યું તે વ્યાસે એકજ વિશાળ વસ્તુ વડે દર્શાવ્યું છે. વસ્તુનાં અંગો વિશાળ હોવા છતાં ગજરાજનાં અવયવોની પેઠે એક સુબદ્ધ અને સુન્દર શરીરમાં તેની ઘટના થઈ છે.

એ તો જાણીતી વાત છે કે મહાભારતના અમુક પ્રસંગો ઉપરથી પાછલા સંસ્કૃત કવિઓને મહાકાવ્યો તથા નાટકોને માટે અનુકૂળ વિષયો જડી આવ્યા છે. એ પણ જાણીતી વાત છે કે હાલના કથાકારો એ વિશાળ ગ્રન્થમાંથી અમુક છૂટક છૂટક પ્રસંગો લઇને તે ઉપરથી કલાકોના કલાકો સુધી પ્હોંચે એવી કથાઓ ચલાવે છે. પણ એ જાણીતી વાત નથી કે મહાભારતની કથા મ્હોટી અને સુગ્રથિત છે એટલુંજ નહીં, પણ એનો હજી વિશેષ વિસ્તાર થવાને માટે અવકાશ રહે છે. ખરેખર, મહાભારતનું યુદ્ધ એ મુખ્ય વિષયને કવિએ પોતાનાં મનશ્ચક્ષુ આગળ હમેશાં રાખ્યો છે અને વિસ્તાર કરવાની લાલચને વશ થઇને એ બહુ આડો ચાલ્યો ગયો નથી. મ્હારા કહેવાનો શો ભાવાર્થ છે તે સમજાવવાને માટે એકજ ઉદાહરણ બસ થશે. ' દુર્યોધનની સ્ત્રી ' એ પાત્ર મહાભારતમાં કોઈ પણ સ્થળે દૃશ્યમાન થતું નથી. રે ! પાછલા કવિઓએ એનું નામ ભાનુમતિ જણાવ્યું છે પણ તે નામ પણ મ્હને યાદ છે તે પ્રમાણે મહાભારતમાં કોઈ પણ સ્થળે જોવામાં આવતું નથી. "ઇલિયડ" ના કાવ્યમાં હેક્ટર અને એંડ્રોમેશનો સંવાદ આવે છે. હેક્ટર એ ટ્રોજન પક્ષનો પરાક્રમી યોદ્ધો હતો. એકિલિસ જેવો પ્રતાપી ગ્રીક પણ એનાથી કંપતો હતો. આખરે એ એકિલિસને હાથે માર્યો ગયો. એકિલિસની સાથે યુદ્ધ કરવા માટે રણક્ષેત્રમાં જવાની તૈયારી એ કરતો હતો અને એ યુદ્ધનું પરિણામ કેવું આવશે તે વિષે એના ચિત્તમાં ઘણો ભય થયો હતો તે વખતે પોતાની પ્રેમાળ અને સદ્‌ગુણી સ્ત્રીને–એંડ્રોમેશને–છેલ્લી સલામ કરવાને માટે એ આવ્યો હતો. હેક્ટર અને એંડ્રોમેશના એ સમયના સંવાદનું પાછલા સમયના કવિઓએ ઘણી વાર અનુકરણ કર્યું છે. પણ એવી રીતનું ચિત્ર મહાભારતમાં બીલકુલ જોવામાં આવતું નથી. આ સ્થળે એટલી ટીકા કરવી પ્રાપ્ત થાય છે કે એવું ચિત્ર ન આપવામાં મહાભારતના રચનારે વધારે ઉંચા પ્રકારનું કૌશલ દાખવ્યું છે, કારણ કે નાયકના પ્રતિપક્ષીના દુરાગ્રહ અને અભિમાનથી એ પ્રતિપક્ષીના વિરુદ્ધમાં વાંચકના હૃદયમાં જે લાગણીઓ ઉત્પન્ન થઈ હોય તે મંદ પડી જવાને બદલે એવું કોઈ ચિત્ર ન હોવાથી જેવી ને તેવી કાયમ રહે છે. આ વિષયની વધારે ચર્ચા આપણે આગળ ઉપર ચલાવીશું.

## મહાકાવ્ય તરીકે મહાભારતની સમાલોચના.

મહાભારતનો વિષય જેવો વૈવિધ્યભર્યો છે તેવોજ પ્રૌઢ છે એ વાતના પણ કોઇથી ના પાડી શકાશે નહીં. રણક્ષેત્રમાં યુદ્ધ કરનારા ઉભય પક્ષનો મમત અને દ્વેષ એવો હતો કે ઉભય પક્ષની મ્હોટી સેનાઓના સંપૂર્ણ વિનાશમાંજ એ યુદ્ધનો અન્ત આવ્યો. વળી, એ યુદ્ધનો બનાવ ઘણો સ્મરણીય હતો. ઇતિહાસથી ચોક્કસ સાબીત થઈ ચૂક્યું છે તે પ્રમાણે કંઈ નહીં તો હિંદુસ્તાનને માટે તો એ યુદ્ધના પ્રસંગથી અવનતિકાળનો આરમ્ભ થયો હતો. અલબત્ત, 'પેરેડાઇસ લૉસ્ટ'નો વિષય એનાથી જુદા પ્રકારનો છે. અમુક પ્રજાની સાંકડી મર્યાદાને ઓળંગીને તેને પેલે પાર સુધી મિલ્ટન કવિના એ વિષયની અગત્યતા પ્હોંચી વળે છે. પેરેડાઇસ લૉસ્ટનો વિષય અને મહાભારતનો વિષય એ બેની સરખામણી કરી શકાય એમ નથી. પણ હોમરના "ઇલિયડ"નો વિષય અને "મહાભારત"નો વિષય એ બેની સરખામણી સારી રીતે થઈ શકે એમ છે. "ઇલિયડ" એ જેમ ગ્રીસની પ્રજાનું મહાકાવ્ય હતું તેમ "મહાભારત" એ હિંદુસ્તાનની પ્રજાનું મહાકાવ્ય હતું અને હજી પણ છે. હિંદુસ્તાનની પ્રજાને લગતી વંશાવલી, દંતકથાઓ, અને પ્રાચીન તત્ત્વવિદ્યાનો મહાન્ સંગ્રહ એ ગ્રન્થમાં થયલો છે.

અત્યાર સુધી મહાભારતના વિષયસમ્બન્ધી વિવેચન આપણે કર્યું. હવે મહાભારતનાં પાત્રો વિષે આપણે બોલીશું. જે પાત્રોનાં ઉચ્ચ પરાક્રમો અને પ્રૌઢ વિચારો મહાભારતમાં ઘણી અસરકારક રીતે વર્ણવવામાં આવ્યાં છે તે પાત્રોની યોગ્ય પ્રશંસા કરવાને માટે શબ્દો આપણને શોધ્યા જડતા નથી. શ્રીકૃષ્ણ સિવાય યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, કર્ણ, દ્રૌપદી, દ્રોણ અને ભીષ્મપિતામહ એ સઘળાં પાત્રો મહત્તા અને નીતિમત્તાના આદર્શ તરીકે ગણાયાં છે અને હંમેશાંજ ગણાતાં રહેશે. કર્તવ્યના પાલનને અર્થે જેમાં આત્માનું અર્પણ કરવું પડતું હોય એવા કૃત્યો કરવાનું પ્રેરક બળ હિંદુસ્તાનની આર્ય પ્રજાને એ પાત્રો વડે કરીને હમેશાં મળતું રહ્યું છે. દુર્યોધન જેવા પાત્રમાં પણ કંઇક અનેરૂં સૌન્દર્ય અને પ્રતાપ જોવામાં આવે છે. એનો અડગ નિશ્ચય, મૃત્યુ અને રાજ્યમુકુટ એ બેની વચ્ચેનો અધકચરો કોઈ પણ માર્ગ ન સ્વીકારવો એવો એનો ઉચ્ચાભિલાષ, એનું નિરૂપણ કવિએ

ઘણી અસરકારક રીતે કર્યું છે અને એમાથી નવોજ ઉપદેશ આપણાથી તારવી કઢાય છે પાત્રાલેખનના કાર્યમાં હોમર અને મિલ્ટનના કરતા પણ મહાભારતના કવિનું ચઢિયાતાપણું જણાઈ આવે છે ઇલિયડમાં અને પૈરેડાઇસ લૅાસ્ટમા નાયકના પ્રતિપક્ષીનુ ચિત્ર એવી રીતે ચીતરવામા આવ્યુ છે કે તેના ઉપર તિરસ્કાર આવવાને બદલે ઉલટી સમભાવની લાગણી આપણને ઉત્પન્ન થાય છે મિલ્ટન વિષે આર્નોલ્ડે કહ્યુ છે કે' "સેતાનને કેવળ દોષભર્યોજ ચીતરવો જોઇએ એ વાત કવિ સારી રીતે સમજે છે અને એ વાતનું નિરન્તર સ્મરણ રાખવાનો પ્રયત્ન પણ એ કરે છે, છતાં સેતાનના મુખમા એ વારવાર એવા શબ્દો મૂકે છે કે જે કવિની મુખ્ય કલ્પનાને બાધકર્તા થઈ પડે" એજ પ્રમાણે હોમરના હેક્ટરથી વાચનારને આનન્દ થાય છે એટલુંજ નહીં પણ તેના તરફ ઘણી વાર સમભાવની લાગણી ઉત્પન્ન થાય છે હેક્ટર એ ટ્રોજનોના પક્ષમા છે એ પક્ષ અધર્મનો છે તે છતા પોતાના દેશને અને પોતાના રાજ્યને બચાવવાનો વ્યર્થ પ્રયત્ન કરનારા બહાદુર યોદ્ધાને માટે આપણને કઇક દયા જેવુ લાગ્યા વગર રહેતુ નથી હેક્ટરની સદ્ગુણી સ્ત્રીનું અને છેલ્લા મેળાપ વખતે ઉછળતા પ્રેમ સાથે હેક્ટર પોતાના નિર્દોષ બાળકને ચુમ્બન કરે છે તેનું જે ચિત્ર હોમરે આપ્યુ છે તે ઘણું સુન્દર અને ભવ્ય છે, તોપણ આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે કાવ્યની સામાન્ય યોજનાને એ ચિત્રથી હાનિ પ્હોચ્યા વગર રહેતી નથી પૈરેડાઇસ લૅાસ્ટ અને ઇલિયડના વાચકોને કેટલીક વાર એવુજ લાગી આવે છે કે જાણે એડમ અને એકિલિસને બદલે સેતાન અને હેક્ટર એજ કાવ્યના નાયકો ન હોય!

મહાભારતના સ્ત્રીપાત્રો પણ ઇલિયડના સ્ત્રીપાત્રો કરતા ચઢિયાતા જણાય છે હેલન અને ઍંડ્રોમેશ પણ દ્રૌપદીની સાથે સ્પર્ધા કરી શકે એમ નથી દ્રૌપદીના પાત્રદ્વારા મહાભારતના રચનારે સ્ત્રીસ્વભાવની ઉચ્ચતાનુ આપણને એવુ સચોટ ભાન કરાવ્યુ છે કે એના પાત્રની યોગ્ય પ્રશસા કરવાને માટે શબ્દો આપણને શોધ્યા જડતા નથી દ્રૌપદી એ એક સાધ્વી સ્ત્રી છે આત્મગૌરવનુ ભાન એ કદી ગુમાવતી નથી મ્હોટામાં મ્હોટી વિપત્તિઓને પ્રસગે

પણ એ પોતાનો મિજાજ ખોતી નથી. માણસના ખ્યાલમાં પણ ન આવી શકે એવી એ પવિત્ર અને નિર્મળ છે. તે છતાં એનામાં માનુષીપણું પણ છે. ઘણી વાર ચર્ચા કરતી વખતે સ્ત્રીના જેવું વિકારીપણું અને અત્યાગ્રહ એનામાં જણાય છે. ઘણી વાર અમુક બાબતમાં એ મમત કરે છે તે એના પતિઓને પણ કબૂલ રાખવાની ફરજ પડે છે. તોપણ એ હલકી નથી. હેક્ટર જેવી રીતે પોતાની સ્ત્રીને ઘરધંધાનેજ યોગ્ય ગણે છે તેવી રીતે દ્રૌપદીને તુચ્છ ગણી શકાય એમ નથી હોતું. એ એક રજપુતાણી છે. રજપૂતનું શૌર્ય અને મનોબળ એના વદન ઉપર ઝળહળી રહ્યું છે. રે! કીચક અને જયદ્રથ જેવા માણસો એને પકડીને એના ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરે છે તે વખતે એક રજપૂતાણીને શોભે તેવા જુસ્સાથી એ તેઓને એવો ધક્કો લગાવે છે કે તેઓ પૃથ્વી ઉપર ગબડી પડે છે. એની સમયસૂચકતા પણ એવી છે કે પુરુષોમાં જો એવી સમયસૂચકતા હોય તો તેનું તેઓને અભિમાન આવ્યા વગર રહે નહીં. ઉદાહરણ તરીકે, સ્વયંવર વખતે ધનુષ્ ખેંચવાને માટે કર્ણ ઉભો થાય છે તે વખતે "હું એક સારથિની સાથે પરણવા ઇચ્છતી નથી" એવું કહેતાં એને જરા પણ વિલંબ થતો નથી; અને "પાસાની રમત વખતે તું હોડમાં અપાઈ છે" એવું જ્યારે એને કહેવામાં આવે છે ત્યારે એ એવો પ્રશ્ન ઉઠાવે છે કે જેથી દુર્યોધનના દરબારીઓ ઘણા ગુંચવણમાં પડી જાય છે. સૌથી વધારે તો, સ્વયંવરમાં એ અર્જુનને પ્રાપ્ત થઈ તે વખતે ગરીબ બ્રાહ્મણના વેષમાં ઉભેલા અર્જુનના સુખદુઃખની સહચારિણી થવાનો એનો ઉદાર સંકલ્પ, અને લાંબા વખતના વનવાસ વખતે પાંડવોની સાથે રહેવાની એની સંપૂર્ણ ઇચ્છા એ સઘળા સંજોગોમાં ધીરજ અને સન્તોષવૃત્તિ રાખીને એકસરખી ભક્તિથી પતિની સાથે રહેવાની પ્રેરણા હિંદુ સ્ત્રીઓના હૃદયમાં નિરંતર કરતાં રહ્યાં છે.

કુન્તી એ મહાભારતનું એક બીજું પ્રતાપી ઓપાત્ર છે. પાંડવો પોતાની સ્ત્રીને લઇને બાર વર્ષના વનવાસને માટે જાય છે તે વખતે કુન્તીમાતા જોકે વિદુરના ઘરમાં રહે છે તોપણ કૃષ્ણની સાથે પોતાના પુત્રોને જે સન્દેશો એ મોકલાવે છે તે ખરેખરો રજપૂતોની રીત ન

અને યુદ્ધ કરવાને માટે તેઓમાં પ્રબળ ઉત્સાહ ઉત્પન્ન કરે એવો છે. "વિજય મેળવો અથવા મરણ પામો" એવી ઇચ્છા એ પોતાના પુત્રોની આગળ પ્રગટ કરે છે. આ પ્રમાણે એ પોતાના પુત્રોને લડવાને માટે ઉશ્કેરે છે, પણ તે પોતાના સ્વાર્થને માટે એમ નથી. પાંડવોને જ્યારે વિજય મળે છે અને તેઓ રાજ્યાસન પર બેસે છે ત્યારે કુન્તી તેઓને છોડીને ધૃતરાષ્ટ્રની સાથે વનમાં જાય છે અને એ આંધળા ડોસાની સેવા બજાવતાં બજાવતાં આખરે મરણ પામે છે. એ જાય છે તે વખતે ભીમ એને ઘણું વીનવે છે કે "ત્હમે હમારી સાથે રહો અને ત્હમારી શિખામણ પ્રમાણે ચાલ્યાનું હમને જે ફળ મળ્યુ છે તે ત્હમે પણ હમારી સાથે રહીને ભોગવવા લાગો." પણ એ ચોખ્ખો જવાબ આપે છે કેઃ–"મ્હારા પતિના વખતમાં મ્હેં ઘણાએ ભોગ ભોગવ્યા છે. હવે મ્હને ભોગની ઇચ્છા નથી. યુદ્ધ કરવાની શિખામણ મ્હેં ત્હમને આપી, યુદ્ધ કરવાને માટે મ્હેં ત્હમને ઉશ્કેર્યા તેનું કારણ એટલુંજ હતું કે ત્હમે ભીખ માગો એવું હું ઇચ્છતી ન્હોતી." છૂટાં પડતી વખતની એની છેલ્લી શિખામણ સુવર્ણના અક્ષરથી નોંધી રાખવા જેવી છેઃ—

"ધર્મ તરફ ત્હમારી મતિ રાખો. બુદ્ધિ હંમેશાં ઉદાર રાખો." (**धर्मे ते धीयतां बुद्धिर्मनस्ते महदस्तु च**). આખા મહાભારતનો સાર આ એક પંક્તિમાં આવી જાય છે.

મહાભારતનાં સ્ત્રીપાત્રો સાધારણ સ્ત્રીઓના કરતાં ઘણાં ચઢિયાતાં છે, પણ જે માનવીપણાનું તત્ત્વ અન્યત્ર આપણા જોવામાં આવે છે તે તેઓમાં પણ છેજ. જે વખતે અર્જુન પોતાની દ્વિતીય ભાર્યા સુભદ્રાને ઇન્દ્રપ્રસ્થમાં લાવે છે તે વખતે દ્રૌપદી એક સચોટ દૃષ્ટાન્ત વડે પોતાનો ઈર્ષ્યાભાવ પ્રકટ કરે છે. તે કહે છે કે "પ્હેલી ગાંઠ ગમે તેવી સખ્ત અને મજબૂત હોય તોપણ તેની પાછળ બીજી ગાંઠ આવે એટલે તે ઢીલી પડ્યા વગર રહે નહીં." યુદ્ધના મેદાનમાં કર્ણને જોય છે તેની સાથેજ કુન્તીને મૂર્ચ્છા આવે છે. કૌરવોની સ્હામે ચઢાઈ કરવાને માટે ઉત્તરાનો ભાઈ જે વખતે જાય છે તે વખતે ઉત્તરા અર્જુનને એની સાથે રહેવાનું કહે છે અને "મ્હારી

દીંગલીઓને માટે સારા સારા વસ્ત્રના કકડા લેતા આવજો " એવી વિનતિ કરે છે, પણ કૌરવોની મ્હોટી સેનાઓ પોતાના ભાઇને હરાવશે એની શકા પણ ઉત્તરાના મનમા બીલકુલ નથી આવતી. સ્ત્રીજાતિની નિર્બળતા સૂચવનારા આવા આવા પ્રસગો કવિએ પોતાના ગ્રન્થમા દાખલ કર્યા છે તેને લીધે મહાભારતનાં સ્ત્રીપાત્રો તરફ આપણને વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય છે.

પુરુષપાત્રો અને સ્ત્રીપાત્રો ઉપરાંત દેવતાઈ પાત્રો પણ મહાભારતમાં આવે છે. એ પાત્રો ખરેખરા દેવતાઈ છે; ઇલિયડના દેવતાઈ પાત્રોની પેઠે હાસ્ય ઉત્પન્ન કરે એવાં નથી. સાધારણ રીતે એવું કહેવામાં આવે છે કે મહાકાવ્યની ગભીર અને પ્રૌઢ રચનામા હાસ્યરસનાં ચિત્રોને માટે ઝાઝો અવકાશ રહેતો નથી, છતા ઇલિયડની અંદર જો કોઈ પણ હાસ્યરસનાં ચિત્રો હોય તો તે ઓલિંપસ પર્વત ઉપરના દેવતાઓ વિષેના છે. સ્વર્ગના દેવતાઓ પૃથ્વી ઉપરના બનાવોને માટે તકરાર કરે છે. ઘણા ક્ષુદ્ર હેતુથી પ્રેરાઇને માનવીઓને મદદ કરવામા તેઓ અત્યન્ત ધૂનભરેલી વર્તણૂક રાખે છે. રે! સૌથી સમર્થ દેવતા જ્યુપિટર તે પણ અમુક અમુક પક્ષપાત ધરાવનારી પોતાની સ્ત્રી જ્યૂનોના અત્યાગ્રહથી ઘણી વાર વ્યગ્ર બની જાય છે, અને કોઈ કોઈ વખત તો એ સ્ત્રીને માર મારવાની ધમકી પણ એને આપવી પડે છે. મહાભારતના દેવતાઓ ઘણી બાબતમાં ગ્રીક લોકોના દેવતાઓ જેવા છે; પણ તેઓના ઉચ્ચ સ્થાનક ઉપરથી કવિ તેઓને કદી પદભ્રષ્ટ કરતો નથી. કવિતામા ઘણી અસરકારક રીતે એ પાત્રોને એ દાખલ કરે છે અને એમ કરીને કાવ્યનાં પાત્રોના વૈવિધ્યમાં વધારો કરે છે. માનવીઓની બાબતમાં વ્યાસના દેવતાઓ ક્વચિતજ વચ્ચે પડે છે જો કદી પણ તેઓ વચ્ચે પડતા હોય તો તેઓ પોતાનું વર્તન દેવતાઓના જેવું રાખે છે; સ્વાર્થી માનવીઓના જેવું વર્તન તેઓ નથી રાખતા. આનું એક ઉદાહરણ આપણે આપીશુ. યુદ્ધમા કર્ણ ન જીતી શકાય એવો છે એમ અર્જુનને ન લાગે એટલા માટે કર્ણનું કુદરતી બખ્તર, જે એના જન્મની સાથેજ ઉત્પન્ન થયુ હતું, તે લઈ લેવાને માટે ઈન્દ્રને કર્ણની પાસે જતો વર્ણવવામાં આવ્યો છે. કર્ણ બ્રાહ્મણોને કોઈ પણ વસ્તુની નાજ ન કહે એવો દાતા ગણાતો હતો તેથી બ્રાહ્મણનો વેષ લઇને ઇન્દ્ર

કર્ણની પાસે આવે છે અને "હમારૂં બખ્તર મ્હને આપો" એમ કહે છે. એ ઉદાર માણસ ઇન્દ્રને ઓળખે છે છતાં પોતાનું બખ્તર એ તેને આપે છે. આ ઠેકાણે "ઇન્દ્ર એ બખ્તર લઇને છાનોમાનો ચાલતો થયો" એવું વર્ણન મહાભારતમાં નથી આપ્યું, પણ દેવતાને શોભે તેવી રીતનું વર્તન રાખતો એ દર્શાવવામાં આવ્યો છે. કર્ણના ઉપર એ પ્રસન્ન થાય છે અને દેવતા તરીકે એ કર્ણને વરદાન આપવાનું કહે છે. કર્ણ એવું વરદાન માગે છે કે "એક મર્ત્યની વિરુદ્ધ વાપરી શકાય એવું અમોઘ આયુધ મ્હને આપો." પછી, એ આયુધ કદાચ અર્જુનની વિરુદ્ધજ વાપરવામાં આવે તેની દરકાર ન રાખતાં ઇન્દ્ર એ આયુધ એને આપે છે. વળી, અર્જુન સ્વર્ગમાં અથવા ઇન્દ્રની દરબારમાં જાય છે ત્યાં એને શિવનાં દર્શન થાય છે, અને શિવ એના ઉપર પ્રસન્ન થાય છે એ બનાવ-જેનો ભારવિએ પોતાના "કિરાતાર્જુનીય" નામના મહાકાવ્યમાં વિસ્તાર કર્યો છે-તેનું ચિત્ર મહાભારતમાં થોડીક સુરમ્ય રેખાઓ વડેજ ચીતરવામાં આવ્યું છે અને એમાં સ્વર્ગનાં પાત્રોનું વર્તન માનવીઓના જેવું નહીં, પણ દેવતાઓના જેવું દર્શાવવામાં આવ્યું છે.

વ્યાસ પોતાનાં પાત્રોને કેવી રીતે ખીલવે છે, એની કથા કેવી રીતે આગળ વધે છે એ સવાલ તરફ હવે આપણે વળીશું. આર્નોલ્ડે મહાકાવ્ય-( epic poem ) નું જે લક્ષણ આપ્યું છે તેમાંનો અમુક ભાગ આ સ્થળે આપણે પાછો સ્મરણમાં આણીશું. "સંવાદો, સ્વગત ભાષણો, અને વર્ણનો એ ત્રણના મિશ્રણ વડે કરીને મહાકાવ્યનો વિકાસ થયો જાય છે." મહાભારતના ગ્રન્થમાં મહાકાવ્યનાં બીજાં લક્ષણો જેવાં મજબૂત જોવામાં આવે છે તેવુંજ આ લક્ષણ પણ જોવામાં આવે છે. મહાભારતમાં સંવાદો ઘણા ઉત્તમ હોય છે. ખરેખર, સંવાદોમાંજ એ કાવ્યનું ખાસ બળ રહેલું છે. ઇલિયડ અને પૅરેડાઇસ લૉસ્ટની પેઠે આ કાવ્યનાં સઘળાં ભાષણો સુયોજિત, વક્તૃત્વભર્યાં, અને જુસ્સાદાર છે, અને જુદાં જુદાં પાત્રોને મુખેથી જે ભાષણો કરાવવામાં આવ્યાં છે તે તે પાત્રોના મુખમાં શોભે એવાં છે. અમુક સંવાદો સવિસ્તર આપવા એવું આ સ્થળે બની શકે એમ નથી, એટલે કેટલાંક

ઉત્તમ ભાષણોનું સૂચન કરીનેજ આપણે અટકવું પડશે. આદિપર્વમાં ધનુર્વિદ્યાના જ્ઞાનની પરીક્ષા વખતે દુર્યોધન, કર્ણ, અર્જુન અને ભીમ એ ચારની વચ્ચે ચાલેલો સંવાદ; સભાપર્વમાં જે સંવાદને અન્તે કૃષ્ણે સુદર્શનચક્ર ફેંકીને શિશુપાળનો નાશ કર્યો તે શિશુપાળ અને ભીષ્મનો સંવાદ; વનપર્વમાં, પ્રપંચની સ્હામે પ્રપંચ વાપરવાની સલાહ દ્રૌપદી તરફથી જેમાં આપવામાં આવે છે તે યુધિષ્ઠિર, ભીમ અને દ્રૌપદીનો સંવાદ; દ્રોણપર્વમાં દ્રોણ જે વખતે પોતાનો બચાવ કરવાને અસમર્થ હતો તે વખતે ધૃષ્ટદ્યુમ્ને એનો વધ કર્યો ત્યાર પછી ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, અર્જુન, અને યુધિષ્ઠિર એ ચારની વચ્ચે ચાલેલો સંવાદ, એ ખાસ ગણાવવા જેવા છે. ઉભય પક્ષની વચ્ચે સલાહ કરાવવાના હેતુથી કૃષ્ણ જાય છે અને કૌરવોની આગળ જે ભાષણ કરે છે તે સાહિત્યનો ઉત્તમ નમૂનો છે અને એ એકજ નમૂનો સમર્થ ભાષણની કલ્પના કરવાની વ્યાસની અદ્ભુત શક્તિનો ખ્યાલ વાંચકને ઘણી સારી રીતે આપી શકશે. કૃષ્ણનાં ઉત્કૃષ્ટ ભાષણોનું એક બીજું ઉદાહરણ કર્ણપર્વમાંથી મળી આવે છે. કર્ણની સાથે લડવાને માટે અર્જુન આગળ વધે છે તે વખતે અર્જુનનું પ્રોત્સાહન કરવાને માટે કૃષ્ણ જે ભાષણ ચલાવે છે તે ઘણું છટાદાર અને અસરકારક છે. આ અને આવાં અનેકાનેક ભાષણો મહાભારતના કાવ્યમાં કંઈક જુદીજ રમ્યતા આણે છે, અને એ કાવ્યને જાણે નાટકના જેવું બનાવી દે છે.

નિર્ભયપણું એ મહાભારતની અંદરનાં ભાષણોનું એક ખાસ લક્ષણ છે. સ્હામા માણસને મોઢે પોતાના અભિપ્રાય હિંમતથી કહી સંભળાવે એવા નિખાલસ હૃદયનાં અને પ્રામાણિક માણસોનાં વચનો એ ગ્રન્થમાં પ્રકટ કરાયલાં છે. ઉદાહરણ તરીકે, દુર્યોધન જ્યારે જ્યારે કંઈ પણ ખોટું કૃત્ય કરે છે ત્યારે ત્યારે વિદુર તેને સખ્તમાં સખ્ત શબ્દોમાં ઠપકો આપવાનું કદી ચૂકતો નથી. પણ વિદુરને માટે તો કદાચ એમ પણ કહી શકાય કે એની પદવી અને એનું સગપણ એની રીતનાં હતાં કે એ વધારે છૂટથી બોલે તોપણ એને કંઈ હાનિ થાય નહીં. શકુન્તલાને એવું કંઈ નિર્ભયતાનું કારણ ન્હોતું. છતાં વ્યાસની શકુન્તલા એ કાલિદાસની શકુન્તલાથી તદ્દન

જુદીજ છે. એ ગ્રામ્ય બાળા નિખાલસ હૃદયની, હિંમતવાન્, અને સદ્‌ગુણના ગૌરવને સમજનારી છે. ભરસભા વચ્ચે દુષ્યન્ત રાજાએ જ્યારે એને એમ કહ્યું કે "મ્હેં ત્હને કદી જોઈજ નથી તો ત્હારી સાથે પરણ્યો તો ક્યાંથીજ હોઉં?" ત્યારે એણે જવાબ આપ્યો કેઃ-"સત્યને માટે ત્હમને માન નથી તો ત્હમારા જેવાની સોબત મ્હારે જોઈતી નથી. પતિ અથવા પુત્રના કરતાં પણ સત્ય એ વધારે કીમતી વસ્તુ છે." કાલિદાસના પ્રખ્યાત નાટકની કૂમળી નાયિકાની પેઠે એ મૂર્છા પામતી નથી, પણ એ ચીઢવાઇને દરબારમાંથી જતી રહે છે.

કર્ણપર્વમાં શલ્ય અને કર્ણની વચ્ચેનો સંવાદ તે મહાભારતનાં પાત્રો કેવાં છૂટથી બોલે છે તેનું એક બીજું ઉદાહરણ છે. અમુક ઉપદેશ આપવાના હેતુથી હંસ અને કાગડાની જે વાર્તા કહેવામાં આવી છે તે ઘણી સરસ અને વાંચવા લાયક છે. ખરેખર વ્યાસે પોતાનાં પાત્રોને મુખેથી નીતિનો ઉંચામાં ઉંચો ઉપદેશ ઘણી ખુબીદાર રીતે અપાવ્યો છે, અને સત્યતા, સરળતા, સ્વાભિમાન, કર્તવ્યપરાયણતા, ઉદારતા, આત્મસંયમ વગેરેની આવશ્યકતા વિષે અસંખ્ય ઉપદેશો અને દૃષ્ટાન્તો એના ગ્રન્થમાંથી મળી આવે છે. માત્ર એકજ સદ્‌ગુણ-દેશાભિમાન-વિષે એ ગ્રન્થમાં કંઈ પણ કહેવામાં આવ્યું નથી. "ઇલિયડ" નાં કેટલાંક ભાષણોમાં દેશાભિમાનનું જોર સંપૂર્ણ જોવામાં આવે છે ત્યારે અહીં તેનો સંપૂર્ણ અભાવ છે. આમ હોવાનું કારણ ઘણુંખરૂં એ હશે કે પશ્ચિમના દેશોમાં રાજકીય મહત્તા વધારવાને જરૂરના દેશાભિમાનાદિ જે જે સદ્‌ગુણોનો વિકાસ થયો હતો તે હિંદુસ્તાનના આર્ય લોકોમાં ન્હોતો થયો, અથવા કદાચ એમ પણ હોય કે એકજ કુટુમ્બના બે પક્ષની વચ્ચેનું યુદ્ધ એ વિષયજ એવો છે કે તેમાં દેશાભિમાનના ઉદ્‌ગારોને માટે કંઈ પણ પ્રસંગ આવે નહીં.

હવે આપણે સ્વગત ભાષણો તરફ વળીએ. સંસ્કૃત કવિઓએ નાટકો સિવાય બીજી રચનાઓમાં સ્વગત ભાષણોનો ઝાઝો ઉપયોગ કર્યો જણાતો નથી. નાટકોનાં "સ્વગત" પણ ઘણાં ટૂંકાં હોય છે અને તેમાં વક્તૃત્વની ખુબી બહુ જોવામાં આવતી નથી. રણક્ષેત્રમાં જખમી થઈને પડેલા દુર્યોધન

જે વિલાપ કરે છે તેને જો 'સ્વગત ભાષણ'માં ન ગણીએ તો આખા મહાભારતમા એક પણ સ્વગત ભાષણ આવતુંજ નથી એમ આપણાથી કહી શકાશે હમારા વિચાર પ્રમાણે, 'સ્વગત ભાષણ' એ કઇંક અકુદરતી વસ્તુ છે માણસ કેટલીક વાર મ્હોટેથી વિચાર કરે એ બનવા જોગ છે, પણ મનમાં વિચાર ચાલતા હોય તે વખતે એક અખંડ અને જુસ્સાદાર ભાષણ અપાઈ જાય એવુ તો ઘણુ થોડાનેજ બનતુ હશે, કદાચ કોઇને પણ નહીં બનતુ હોય. પણ એ બાબતમા હમે કોઈ પણ રીતની ચર્ચામાં ઉતરવા માંગતા નથી મહાભારતમા સ્વગત ભાષણો બીલકુલ નથી એટલી વાત નોંધીનેજ હમે સન્તોષ માનીશુ

વર્ણનની બાબતમા મહાભારતના કવિનું સામર્થ્ય હોમર અથવા મિલ્ટનના જેટલુજ જોવામા આવે છે એની વાર્તા કહેવાની રીતમા હમેશાં જુસ્સો અને સ્પષ્ટતા જોવામા આવે છે અને એના વર્ણનો ઘણાખરા યથાર્થ અને પ્રૌઢ હોય છે યુદ્ધના સવિસ્તર વર્ણન આપવામા તો વ્યાસની શક્તિ ખરેખરી અદ્ભુતજ છે મહાભારતના છૂટા છૂટા દ્વન્દ્વયુદ્ધોના જે વર્ણનો આપવામા આવ્યા છે તેના સમ્બન્ધમા કદાચ કોઇને એવી ટીકા કરવાનું મન થાય કે એ વર્ણનોમા પુનરુક્તિ ઘણી છે, 'ફલાણા લડવૈયાએ પ્રતિપક્ષીના સ્હામું આટલા અસ્ત્ર ફેંક્યા એટલે તેણે પાછા આટલા અસ્ત્ર સ્હામા ફેંક્યા' એવી રીતે દ્વન્દ્વયુદ્ધોના વર્ણન આપવામા આવ્યા છે, અને એવા ને એવા વર્ણનો ફરી ફરીને આવે એટલે વાચકને સ્વાભાવિક રીતે કંટાળો આવ્યા વગર રહે નહીં ઇલિયડમા પણ એવીજ રીતના વર્ણનો આવે છે અને તેથી પણ આપણને જરા કંટાળો આવે છે પણ જે સમયે એવી રીતના અસ્ત્રો એજ યુદ્ધનું મુખ્ય સાધન હતું અને જે સમયે રણસંગ્રામમા ઉભય પક્ષના સરદારોની વચ્ચે દ્વન્દ્વયુદ્ધોજ વધારે જોવામા આવતા તે સમયનો પૂરેપૂરો ખ્યાલ આપણા ચિત્તમા આપણે રાખવો જોઇએ મહાભારતમા યુદ્ધનાં જે વર્ણનો જોવામા આવે છે તેમા પણ કવિ તરફથી જે વિવિધ પ્રકારનાં ચિત્રો ચીતરવામા આવ્યા છે અને જુસ્સાદાર રીતે તેનાં જે વર્ણનો આપવામાં આવ્યા છે તે ખરેખર આશ્ચર્ય ઉપજાવે એવા છે ઇલિયડની પેઠે મહા-

ભારતની, ખાસ કરીને એના યુદ્ધવિભાગની કથાથી શ્રોતાજનોના હૃદયમાં શૌર્યની લાગણી ઉછળવા માંડે છે, અને શિવાજીમાં જે પરાક્રમીપણું આવ્યું હતું તે આ કથાના શ્રવણથી આવ્યું હતું એ વાત સર્વ કોઈની જાણીતી છે.

સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનોની બાબતમાં મહાભારતનું કાવ્ય રામાયણના કરતાં કંઈક ઉતરતું જણાય છે. આપણા ગ્રન્થમાં એવી રીતનાં વર્ણનો ઘણાં થોડાંજ જોવામાં આવે છે. પણ વનપર્વમાં હિમાલયનું વર્ણન એવી રીતનું છે કે બરફથી ઢંકાયલા હિંદુસ્તાનની ઉત્તર તરફના એ પ્રદેશને જેણે નજરોનજર જોયો હોય અથવા જેણે એ પ્રદેશમાંજ નિવાસ કર્યો હોય તેના તરફથી એ વર્ણન આપવામાં આવ્યું છે એવું આપણને લાગે છે. પર્વત ઉપરથી પડતા બરફના ઢગલાઓમાં પાંડવો અને દ્રૌપદી ફસાઈ ગયાં હતાં તેનું વર્ણન એવું આબેહુબ છે કે હાલના વખતમાં પણ બરફના તોફાનમાં મેલ ગાડી કેટલીક વાર સપડાઈ જાય છે અને માણસોના જાનને પણ હાનિ પ્હોંચે છે તેના જેવા તોફાનનો અહેવાલ આપણે ન્યૂસપેપરમાંથીજ વાંચતા હોઇએ એવું આપણને લાગે છે. પણ ગંધમાદન પર્વતનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે જોકે ઘણું સુન્દર અને સંપૂર્ણ છે તોપણ તેમાં કેટલીક વિગતો સૌતિએ પોતાની ગાંઠની ઉમેરેલી જણાય છે. ઉદાહરણ તરીકે, પર્વતને શોભાવનારાં વૃક્ષોમાં તાલવૃક્ષોનું પણ કથન કરવામાં આવ્યું છે. એવી રીતના કથનને માટે સત્ય વસ્તુસ્થિતિનો આધાર નહીં હોય, પણ કલ્પનાનો આશ્રય લેવાયો હશે એમ લાગે છે.

માણસોનાં વર્ણન આપવામાં મહાભારતની શૈલી નિર્મળ અને જુસ્સાદાર જણાય છે. સ્ત્રીસૌન્દર્યનાં વર્ણનોમાં પાછલા સમયના સંસ્કૃત કવિઓના જેવી વિષયપરાયણતા મહાભારતમાં જોવામાં આવતી નથી. દ્યૂતક્રીડાને પ્રસંગે દ્રૌપદીને હોડમાં મૂકતી વખતે યુધિષ્ઠિર તેનું જે વર્ણન આપે છે તે આવી રીતનાં વર્ણનોનો એક ઉત્તમ નમૂનો છેઃ—

"नैव ह्रस्वा न महती न कृशा नापि रोहिणी ।
नीलकुंचितकेशी च तया दीव्याम्यहं त्वया ॥

शारदोत्पलपत्राक्ष्या शारदोत्पलगंधया ।
शारदोत्पलसेविन्या रूपेण श्रीसमानया ॥
तथैव स्यादानृशंस्यात्तथा स्याद्रूपसंपदा ।
तथा स्याच्छीलसंपत्त्या यामिच्छेत्पुरुषः स्त्रियम् ॥
चरमं संविशति या प्रथमं प्रतिबुध्यते ।
आगोपालाविपालेभ्यः सर्वं वेद कृताकृतम् ॥
तथैवविधया राजन् पांचाल्याऽहं सुमध्यया ।
ग्लहं दीव्यामि चार्वंग्या द्रौपद्या हंत सौबल ॥"

(ઠીંગણી પણ નહીં અને ઉંચી પણ નહીં, સુકી પણ નહીં અને જાડી પણ નહીં, કાળા અને વાંકડિયા વાળવાળી દ્રૌપદીને હું હોડમાં મૂકું છું. શરદઋતુના કમળપત્રના જેવી આંખવાળી, શરદઋતુના કમળના જેવી ગંધવાળી, શરદઋતુના કમળને સેવનારી, અને લક્ષ્મીના જેવી કાન્તિવાળી, સૌજન્યમાં, રૂપસંપત્તિમાં, અને શીલસંપત્તિમાં કોઈ પણ પુરુષ પોતાની સ્ત્રીને જેવી હોવાનું ઇચ્છે તેવી, પતિના સૂઈ ગયા પછી સૂએ અને પતિના ઊઠતા પ્હેલાં ઊઠે એવી, પાતળી કમ્મરવાળી, અને સુન્દર અવયવોવાળી દ્રૌપદીને હું હોડમાં મૂકું છું).

કીચક જેવા વિષયાસક્ત પાત્રને મુખેથી કવિએ દ્રૌપદીના સૌન્દર્યની જે પ્રશંસા કરાવી છે તે પણ જેટલી ધારવામાં આવે તેટલી મલિન નથી. બૃહન્નલાના અથવા વ્યંઢળના વેષમાં છૂપાયલા અર્જુનનું વર્ણન આપવામાં આવ્યું છે તે પણ ઘણુંજ સુન્દર અને સાચું છે; અને ભીષ્મ તથા દ્રોણ એ બેઉ લડવૈયાઓ યુદ્ધમાં જાય છે તે અને આદિપર્વમાં બીજાઓની સાથે સ્પર્ધામાં ઉતરવાની કર્ણ તૈયારી કરે છે તે વર્ણનો પણ એવાંજ છે. આ સમ્બન્ધમાં ઉદાહરણ તરીકે આટલાજ દાખલાઓ બસ થશે.

મહાભારતમાં વપરાયલા છન્દ અને મહાભારતની ભાષા એ એક પ્રશ્ન વિચારવાનો હવે બાકી રહે છે. મહાભારતનું કાવ્ય મ્હોટે ભાગે અનુષ્ટુભ્ છન્દમાં રચાયલું છે. એમાં ઉપજાતિ છન્દ પણ ઘણી વખત વાપરવામાં આવ્યો છે. સંસ્કૃત ભાષામાં મહાકાવ્યની અંદર ઘણુંખરૂં એ બે છન્દોનોજ

ઉપયોગ કરવામાં આવે છે. જે જાણીતાં મહાકાવ્યો છે તે સઘળાં મ્હોટે ભાગે એ બે છન્દોમાંજ રચાયલાં છે, અને વચમાં કોઈ કોઈ ઠેકાણેજ બીજા છન્દો વાપરવામાં આવ્યા છે. પુરાણ, ઉપપુરાણ, તેમજ વિધાકળાના ગ્રન્થો એ સઘળામાંજ અનુષ્ટુભ્ છન્દનો ઉપયોગ થતો હોવાને લીધે એ છન્દનું ગૌરવ ઘટી ગયું છે. એ છન્દ અતિશય વપરાશમાં આવી ચૂકેલો અને સ્હેલો હોય એવું આપણને લાગે છે. પણ આપણે યાદ રાખવું જોઇએ કે સમર્થ કવિઓ તરફથી એ છન્દનો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે એના પ્રતાપ તથા સામર્થ્યમાં બીલકુલ ઘટાડો થયલો જણાતો નથી. કાલિદાસે "રઘુવંશ" નામનું કાવ્ય રચ્યું છે તેનો પ્હેલો અને ચોથો સર્ગ અનુષ્ટુભ્ છન્દમાંજ રચાયલો છે, છતાં તે અતિ ઉત્તમ ગણાય છે. એક હ્રસ્વ અને એક દીર્ઘ એવા બબ્બે અક્ષરના પદવાળાં અંગ્રેજી છન્દો-"Iambic"-ની પેઠે અનુષ્ટુભ્ છન્દ જોકે સઘળાં વીરચરિત કાવ્યોમાં અને મહાકાવ્યોમાં સાધારણ રીતે વાપરવામાં આવે છે તોપણ અંગ્રેજી અને સંસ્કૃત એ બેઉ ભાષામાં કાવ્યનો રચનાર ખરેખરો કવિ છે કે માત્ર જોડકણાં જોડનારો છે તેના ઉપરજ કાવ્યના ગૌરવની વધઘટનો આધાર રહે છે.

મહાભારતની ભાષા પણ ગૌરવયુક્ત અને મહાકાવ્યને શોભે એવી છે. એનાં મુખ્ય લક્ષણો ત્રણ જોવામાં આવે છેઃ સરળતા, પ્રૌઢતા, અને શુદ્ધતા. સરળતા અને પ્રૌઢતા એ બેઉ સાથે જોવામાં આવે એવું તો ખરેખર ક્વચિતજ બને છે. વધારે અર્વાચીન મહાકાવ્યોમાં વાણીનું ગૌરવ જોવામાં આવે છે ખરૂં, પણ એ ગૌરવ આણવાને માટે સ્પષ્ટાર્થતાનો ભોગ આપવામાં આવેલો જણાયા વગર રહેતો નથી. એ કાવ્યોની વાણીના શ્રવણમાત્રથી આપણને આનન્દની પ્રાપ્તિ થાય છે, પણ અર્થ સમજતાં પ્હેલાં દરેક દરેક અક્ષર આગળ થંભીને વિચાર કરવાની આપણને જરૂર પડે છે. મહાભારતની ભાષા એવી રીતની નથી. પાછલા સમયનાં પુરાણો એ સરળતાની બાબતમાં કદાચ મહાભારતના કરતાં પણ ચઢી જાય એવાં હશે, પણ તેમાં કેટલીક વાર ઘણીજ અશુદ્ધ ભાષા વપરાયલી છે, અને એવા અશુદ્ધ પ્રયોગોના સમ્બન્ધમાં સ્થળે સ્થળે ટીકાકારોને પણ "આ આર્ષ પ્રયોગ છે" એવી

રીતનો બચાવ કરવાની જરૂર પડી છે. વળી એ પુરાણોની ભાષા પણ પ્રૌઢ અથવા ગૌરવયુક્ત નથી. વાતચીતમાં વપરાતી ભાષા ઉપર કાબુ ધરાવનારા એક સમર્થ લેખકની છાપ મહાભારતની ભાષા ઉપર ચોક્કસ પડેલી જોવામાં આવે છે. મિલ્ટન કવિના સમ્બન્ધમાં આર્નોલ્ડે જણાવ્યું છે કે મિલ્ટનની ભાષા વૈષમ્યવાળી હોવા છતાં- વિષયના ગૌરવની સાથે એ ભાષાના ગૌરવમાં પણ વધારોઘટાડો થતો જાય છે તોપણ-એનું અંગ્રેજી શુદ્ધ અને દૂષણ વગરનું નથી હોતું; અંગ્રેજી લખાણોમાં લૅટિન અને ગ્રીક શબ્દો, રે ! લૅટિન અને ગ્રીક વાક્યરચનાઓ પણ એ છૂટથી દાખલ કરે છે. હું ધારૂં છું કે મહાભારતની ભાષા જો કે "પૅરેડાઇસ લૉસ્ટ"ની ભાષા જેવી ગૌરવયુક્ત નથી, તોપણ શુદ્ધતાની બાબતમાં એ ભાષા " પૅરેડાઇસ લૉસ્ટ"ના કરતાં ચઢિયાતી છે.

મહાભારતની ભાષાનું સૌન્દર્ય સમજવાની જો કોઈની પણ ઇચ્છા હોય તો તેણે "ભગવદ્ ગીતા" વાંચવી જોઇએ. ગીતાને વિષે કવિએ પોતે કહ્યું છે તે પ્રમાણે આખા મહાભારતનું અમૃત અને સર્વસ્વ એ કવિતામાં આવી જાય છે. મહાભારતની જે ઉંચામાં ઉંચી ફિલસુફી તેનો ઉપદેશ એમાં આપવામાં આવ્યો છે એટલુંજ નહીં, પણ કવિને સંસ્કૃત ભાષા ઉપર કેટલો કા છે તે પણ એ કવિતા ઉપરથી ચોક્ખ જણાઈ આવે છે. વૈદિક સમય પછીના એટલે શુદ્ધ સંસ્કૃત સાહિત્યના આખા પ્રદેશમાં એવો એક પણ ગ્રન્થ નથી કે જે ભાષાની સરળતામાં, વાણીની મિઠાશમાં, અને શૈલીની પ્રૌઢતા તથા રુચિરતામાં ભગવદ્ ગીતાની બરોબરી કરી શકે. એ ઉત્તમ ગીતના શબ્દો અને વાક્યો ખરેખર શુદ્ધ સુવર્ણના બનેલા છે, કારણ કે એ કદમાં ન્હાનાં, વજનદાર, અને તેજસ્વી છે.

મહાકાવ્યમાં કંઈ નીતિનો ઉપદેશ સમાયલો હોવોજ જોઇએ એમ નથી; પણ મહાભારતમાંથી એવો ઉપદેશ ચોખ્ખો નીકળી શકે છે. એ ઉપદેશ આખા વિશાળ પટમાં ફેલાઈને સઘળા તન્તુઓને સાથે રાખનારા સૂત્રના જેવો છે. એ ઉપદેશ કયો છે તેના તર્ક કરવાની જરૂર પડે એવું કવિએ રાખ્યું નથી. કવિએ જાતેજ એ ઉપદેશ આપણને કહ્યો

છે. દરેક સ્થિતિમાં, ગમે તેવા વિપત્તિના પ્રસંગમાં પણ, ધર્મને વળગી રહેવું એવો ઉપદેશ મહાભારતમાં સ્થળે સ્થળે આપવામાં આવ્યો છે. "ધર્મ" એટલે "ઈશ્વર પ્રત્યેના તથા માનવી પ્રત્યેનાં આપણાં સઘળાં કર્તવ્યો" એવો ધર્મનો અર્થ આપણે કરી શકીએ. મહાભારતને છેડે ચાર શ્લોકો છે તેમાં આ ઉપદેશ ખાસ કથવામાં આવ્યો છે. એ ચારે શ્લોકોને સામટા લઈને તેને માટે "ભારતસાવિત્રી" એ નામ વાપરવામાં આવ્યું છે. એક શાસ્ત્રીએ મ્હને જણાવ્યું હતું કે "પ્રાતઃસ્મરણ" કરતી વખતે રોજ સ્હવારે ધર્મિષ્ઠ બ્રાહ્મણો આ ભારતસાવિત્રી બોલી જાય છે. એમાંનો એક શ્લોક અત્રે ઉતારીને આ સમાલોચના આપણે પૂરી કરીશું:—

"ऊर્ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥"

ગુજરાતીમાં આ શ્લોકનું ભાષાન્તર નીચે પ્રમાણે કરી શકાશે:—

"સુણે ના કોઇ, જોકે હું ઊર્ધ્વબાહુ રડું અહીં ।
ધર્મથી અર્થ ને કામ, ધર્મ શે સેવવો નહીં?"



# ઇતિહાસ તરીકે મહાભારતની સમાલોચના.

## પ્રકરણ ૧લું.

### મહાભારતનું યુદ્ધ ક્યારે થયું હતું ?

હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસમાં અબાધિત સત્ય તરીકે જેને ગણાવી શકાય એવો પ્હેલો બનાવ મહાભારતના યુદ્ધનો છે. રામને લંકાપતિ રાવણની સાથે યુદ્ધ થયું હતું કે નહીં એ વિષે ઘણાઓ તરફથી શંકા ઉઠાવવામાં આવે છે; પણ ઉભય પક્ષની સેનાઓના સંપૂર્ણ વિનાશમાં જેનો અન્ત આવ્યો તે કુરુક્ષેત્રની ભયંકર લડાઇના સાચાપણા વિષે કોઇના પણ મનમાં શંકા ઉદ્ભવી નથી. એ લડાઈ ક્યારે થઈ હતી ? આ પ્રશ્નના સમ્બન્ધમાં ઘણા જુદા જુદા અભિપ્રાયો જોવામાં આવે છે. મહાભારતની અંદરનાં કેટલાંક ખગોળશાસ્ત્રને લગતાં પ્રમાણો ઉપરથી મિ. મોદકે મહાભારતનો જે સમય નક્કી કર્યો છે તે સૌથી વધારે પ્રાચીન છે. એ વિદ્વાનનો અભિપ્રાય એવો છે કે કુરુક્ષેત્રના યુદ્ધની વખતે મહાવિષુવ પુનર્વસુમાં હતું એટલે એ બનાવ પછી લગભગ ૭૦૦૦ વર્ષ વ્યતીત થઈ ગયાં હોવાં જોઈએ. કેટલાક વિદ્વાનો વરાહમિહિરના મતને અનુસરીને એવું માને છે કે એ યુદ્ધ ઇ. સ. પૂર્વે ૨૬૦૪માં થયું હતું. એથી ઉલટું, યુરોપના પંડિતો વિષ્ણુ પુરાણના એક શ્લોકને આધારે એવું માને છે કે ઇ. સ. પૂર્વે ૧૫૦૦ના અરસામાં એ યુદ્ધ થયું હતું. મગધના ઐતિહાસિક ગ્રન્થો ઉપરથી એવું માલમ પડે છે કે કુરુ-પંચાલનું યુદ્ધ અને બુદ્ધનો સમય એ બેની વચ્ચેના અન્તરમાં ૩૫ રાજાઓએ મગધ દેશમાં રાજ્ય કર્યું હતું, તે ઉપરથી મિ. દત્ત એવા નિર્ણય ઉપર આવે છે કે ઇ. સ. પૂર્વે ૧૨૫૦માં કુરુ-પંચાલનું યુદ્ધ થયું હોવું જોઇએ. મિ. વૈદ્યાંદિ આયરે હમણાંજ એક ચોપાનિયું પ્રસિદ્ધ કર્યું છે તેમાં એ એવી ગણત્રી કરે છે કે બરાબર ઇ. સ. પૂર્વે ૧૧૯૪ના અક્ટોબર માસની ૧૪મી તારીખે એ યુદ્ધ થયું હતું. પણ સૌથી વધારે જૂનો અને પ્રતિષ્ઠિત મત એ છે કે મહાભારતનું યુદ્ધ ઇ. સ. પૂર્વે ૩૧૦૧માં થયું

હતું. હિંદુસ્તાનમાં સાધારણ રીતે એવું મનાય છે કે કલિયુગનો આરંભ થયાને પાંચ હજાર વર્ષ ઇ. સ. ૧૮૯૯માં પૂરાં થયાં છે. આ ઉપરથી મહાભારતના સમય વિષે ઉપર જણાવેલી તારીખનો નિર્ણય કરવામાં આવ્યો છે. એ નિર્ણયની સાથે હમે પણ મળતા આવીએ છિયે, અને એ નિર્ણય સ્વીકારવાને માટે આંતર તથા બાહ્ય, હિંદુસ્તાનનાં તેમજ પરદેશનાં, પ્રમાણો આપણી પાસે કયાં કયાં છે તેની ચર્ચા હમે આ પ્રકરણમાં કરીશું.

હિંદુસ્તાનના આર્ય લોકોમાં એવી માન્યતા છે કે મહાભારતનું યુદ્ધ અને કલિયુગનો આરંભ એ બેઉ સમકાલીન વસ્તુઓ છે, અને આ માન્યતા સ્વાભાવિક પણ છે. અન્ય સ્થળે આપણે બતાવીશું તે પ્રમાણે યુદ્ધને વખતે હિંદુસ્તાનના આર્ય લોકોની નીતિવિષયક તેમજ આર્થિક સ્થિતિ ઘણા ઉંચા પ્રકારની હતી, અને યુદ્ધના વખતથીજ તેઓની અવનતિ થવા માંડી. નીતિના સ્થાપિત નિયમોનો એક પક્ષ તરફથી પરિત્યાગ કરવામાં આવ્યો તેના બદલામાં સ્હામા પક્ષ તરફથી પણ અનેક વાર એ પ્રમાણેજ કરવામાં આવ્યું, તે એટલે સુધી કે ભીમે પોતાની ગદા લઇને દુર્યોધનની જંઘા ભાંગી નાંખવાનો છેલ્લો અક્ષન્તવ્ય અપરાધ કર્યો* તેના બદલામાં અશ્વત્થામાએ રાતની વખતે ભરનિદ્રામાં સૂતેલાં નિર્દોષ માનવીઓ અને બાળકોની કતલ કરી. ઉભય પક્ષની આવી રીતની નીતિવિષયક શિથિલતાની પાછળ બીજી સઘળી રીતની શિથિલતા આવીને ઊભી રહી અને પરિણામે આર્ય લોકોની ધીરે ધીરે અવનતિજ થતી ગઈ, તે એટલે સુધી કે ઇતિહાસથી ચોક્કસ સ્થાપિત થઈ ચૂકયું છે તે પ્રમાણે એ અવનતિમાંથી આર્ય લોકો પાછી અસલના જેવી ઉન્નત સ્થિતિને કદી પણ પ્રાપ્ત કરી શક્યાજ નહીં. ટૂંકામાં પાંડવો અને કૌરવોની મ્હોટી લડાઈથી કલિયુગની શરૂઆત થઈ એવું જે ગણવામાં આવે છે તે યોગ્યજ છે.

ટૅલબૉય વ્હીલરે એવો વિચાર દર્શાવ્યો છે કે મહાભારતના યુદ્ધ વખતે

---

* ભીમની આ અયોગ્ય વર્તણુકના બચાવમા કૃષ્ણ પોતાના કુપિત થયેલા ભ્રાતા બળરામની આગળ એટલુંજ કહી શકે છે કે,—

" प्राप्तं कलियुगं विद्धि प्रतिज्ञा पांडवस्य च ॥ " ( गदा. प. )

શ્રીકૃષ્ણનું અસ્તિત્વજ ન્હોતું પણ શ્રીકૃષ્ણને એવી રીતે પાંડવોથી છૂટા પાડી શકાય એમ નથી. ખરેખર, શ્રીકૃષ્ણ એ ચમત્કારી પુરુષના વિના મહાભારતનું મહાભારતપણુંજ રહેત કે નહીં એ વિષે શંકા રહે છે. એ સમ્બન્ધમાં આપણી પાસે બાહ્ય પ્રમાણ પણ મજબૂત છે. હિરેક્લિસ (જે બીજો કોઈ નહીં પણ કૃષ્ણ પોતેજ છે) અને પાંડિયા એ બેઉની હકીગત ગ્રીક ઇતિહાસકારોએ સાચેજ આપી છે, જોકે દક્ષિણના પાંડિયા અને આ પાંડવો એ બેના સમ્બન્ધમાં અવાજના સરખાપણાને લીધે ખચીત ભ્રમ થયો છે.* ગ્રીક લેખકોએ એવી વિચિત્ર વાર્તા કહી છે કે હિરેક્લિસને પાંડિયા એ નામની પુત્રી હતી અને તે પુત્રીની સાથે વ્યભિચાર કરીને એણે પ્રજા ઉત્પન્ન કરી હતી. પછી જે પ્રદેશ દક્ષિણ તરફ આવેલો છે અને સમુદ્ર તરફ ફેલાયલો છે તે એણે એ પ્રજાને સોંપ્યો (જુઓ મૅકક્રિંડલનો પ્રાચીન હિંદુસ્તાનનો ઇતિહાસ). આ સ્થળે જુદા જુદા નામોનો અને જુદા જુદા બનાવોનો કંઈ અજબ ઘોટાળો થયો હોય એમ જણાય છે. એ તો નક્કી છે કે પાંડવો એ કૃષ્ણની ફોઇના છોકરાઓ થતા હતા, અને કૃષ્ણની પોતાની બ્હેન (સુભદ્રા) તે પાંડવોની પછીના વારસની માતા થતી હતી. પણ પાંડિયા એ તો તદ્દન જુદાજ લોક હતા. તેઓએ હિંદુસ્તાનના દક્ષિણ પ્રદેશમાં જઇને નિવાસ કર્યો હતો અને એ દેશના મૂળ વતનીઓમાં લગ્નસમ્બન્ધી કેટલાક વિચિત્ર રિવાજો પ્રચલિત હશે, જેમકે ભાઈબ્હેનનાં લગ્નનો રિવાજ, તેનો તેઓએ સ્વીકાર કર્યો હતો. ફરીસ્તાએ પોતાના મહા ગ્રન્થની પ્રસ્તાવનામાં હિંદુસ્તાનની પ્રાચીન દંતકથાઓનો સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યો છે તેમાં મ્હને લાગે છે કે ગ્રીક લોકોની કહેલી વાર્તાનુંજ અનુકરણ એણે કર્યું છે. હવે આપણા મુખ્ય મુદ્દા ઉપર આવીને આપણે કહીશું કે ગ્રીક લેખકોએ આ ખોટા અહેવાલ આપ્યો છે તે ઉપરથી પણ માલમ પડે છે

* વેબર આ વાતનું અને એ વાત ઉપરથી સ્વાભાવિક રીતે જે અનુમાન થાય તેનું પણ સૂચન કરે છે, પણ એ વાત તરફ એ બહુ લક્ષ આપતો નથી. પાણિનિનાં સૂત્રોમા વાસુદેવ અને અર્જુન એ બેઉનાં નામ સાથે આપવામાં આવ્યાં છે તે વાતને પણ એ એવીજ રીતે ઉડાવી દે છે. પૃ. ૧૩૭

કે છેક ઇ. સ. ૩૦૦માં શ્રીકૃષ્ણ અને પાંડવો એ એના વિચાર હિંદુસ્તાનના લોકોના ચિત્તમાં એકબીજાની સાથે સજડ ગૂંથાઈ ગયા હતા.

આ કારણોને લીધે આપણને કબૂલ કરવું પડશે કે મહાભારતના યુદ્ધનો સમય નક્કી કરવો અને કલિયુગના આરંભનો અથવા શ્રીકૃષ્ણનો સમય નક્કી કરવો એ સઘળું સરખુંજ છે. મહાભારતનો સમય, કલિયુગના આરંભનો સમય, અને શ્રીકૃષ્ણનો સમય એ ત્રણે મુદ્દાઓને લગતાં પ્રમાણો હવે આપણે એકઠાં કરીશું અને તેની ચર્ચા ચલાવીશું.

આન્તર પ્રમાણોની ચર્ચા કરતી વખતે એટલું આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રથમ વિભાગમાં દર્શાવવામાં આવ્યું છે તે પ્રમાણે, મહાભારતના મૂળ ગ્રન્થમાં ઓછામાં ઓછા બે વખત ઉમેરાઓ કરવામાં આવ્યા હતા, અને એ ગ્રન્થની છેલ્લામાં છેલ્લી આવૃત્તિ ઇ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં તૈયાર થઈ હતી. અમુક ભાવ, અમુક વિચાર, અથવા અમુક હકીગત, મહાભારતમાં દીઠામાં આવે ત્યારે તે પાછલા સમયની છે કે મૂળ ગ્રન્થ જે સમયે રચાયો તે સમયની છે એનો નિર્ણય કરવાનું કામ ઘણી વખત અઘરૂં થઈ પડે છે; પણ એનો નિર્ણય કર્યા વગર આપણને ચાલે એમ નથી, અને એ નિર્ણય કંઇકિ ચોકસાઈથી કરી શકાય તેને માટેના કેટલાક સામાન્ય નિયમો આપણે આગળ જણાવી ગયા છિયે. એ નિયમો ધ્યાનમાં રાખીને, મહાભારતના મૂળ ગ્રન્થમાં વર્ણવેલી સમાજની અને જ્ઞાનની સ્થિતિ ઉપરથી એ ગ્રન્થના સમય વિષે શું અનુમાન નીકળી શકે છે તેનો પ્રથમ આપણે વિચાર કરીશું.

વૈદિક સમયના સાધારણ રીતે બે વિભાગ પાડવામાં આવે છે: મંત્રોનો સમય અને બ્રાહ્મણોનો સમય. બ્રાહ્મણના સમયના મધ્ય ભાગમાં મહાભારતનું યુદ્ધ થયું હતું એવું લગભગ ચોક્કસ જણાય છે. વ્યાસ કવિના વખતમાંજ એ યુદ્ધ થયું હતું અને એ યુદ્ધ પછી કેટલોક વખત રહીને વ્યાસે પોતાનુ કાવ્ય રચ્યું હતું એવું આપણે માનીએ છિયે, એટલે મૂળ ગ્રન્થની ભાષા ઉપરથી એના કાલનિર્ણયની કંઇક દલીલ આપણાથી કરી શકાશે. વ્યાસની ભાષા સરળ અને જુસ્સાદાર છે, અને સાધારણ વાત-

ચીતમાં વપરાતી ભાષાના જેવું એનું સ્વરૂપ છે. એ ભાષા પ્રાચીન જણાય છે અને એનું પદ ઉપનિષદોની ભાષાના જેવુંજ લાગે છે. મહાકાવ્ય અથવા પુરાણના કાવ્યમાં સાધારણ રીતે અનુષ્ટુભ્ છન્દજ વાપરવામાં આવે છે, પણ મહાભારતના કવિને વેદના ઢબની છન્દરચના રચવાનો શોખ પણ ઘણી વાર થઈ આવે છે. એ ગ્રન્થમાં જે સમાજસ્થિતિનું વર્ણન આપવામાં આવ્યું છે તે ઉપનિષદોની સમાજસ્થિતિની સાથે ઘણું સરખાપણું ધરાવે છે. એ વખતે આર્ય લોકો સુધારામાં ઘણા આગળ વધ્યા હતા. રાજાઓ, લશ્કરો, મહેલો, અને બગીચાઓ વિષે મહાભારતમાં તેમજ ઉપનિષદોમાં કથન કરવામાં આવ્યું છે. એ વખતે જ્ઞાતિવિભાગ ધીરે ધીરે વિશેષ સ્ફુટ થતા જતા હતા, પણ જુદી જુદી જ્ઞાતિઓ હજી એકબીજાથી તદ્દન સ્વતંત્ર થઈ ચૂકી નહોતી. બ્રાહ્મણોએ એ વખતમાં પવિત્રતાને લીધે સારી પ્રતિષ્ઠા મેળવી હતી, અને દિવ્ય શક્તિઓ જેને પ્રાપ્ત થઈ હતી એવા સાધુજનો તરીકે તેઓ વન્દનીય ગણાવા માંડ્યા હતા. માંસનો ખોરાક, વિશેષે કરીને ગાયનું માંસ, ક્ષત્રિયો અને બ્રાહ્મણો પણ છૂટથી વાપરતા. યજ્ઞોનો પ્રચાર તો એ વખતમાં ઘણોજ વધી ગયો હતો, જોકે સાંખ્ય, યોગ, અને વેદાન્તના નવા નવા સિદ્ધાન્તોને લીધે એ વિધિઓ ઉપરની લોકોની શ્રદ્ધા શિથિલ થવા માંડી હતી. આ વિષયની વધારે વિસ્તૃત ચર્ચા આપણે બીજે ઠેકાણે કરીશું; પણ આ સ્થળે આપેલી રૂપરેખા ઉપરથી એટલું તો, સ્પષ્ટ જણાઈ આવશે કે જે સમયે બ્રાહ્મણો રચાવા માંડ્યાં હતાં અને થોડાંક રચાયાં પણ હતાં તે અરસામાં મહાભારતનું યુદ્ધ થયું હતું.

હિંદુસ્તાનનાં બાહ્ય પ્રમાણોનો વિચાર કરતાં આ અનુમાન ભૂલભરેલું જણાતું નથી. બ્રાહ્મણ ગ્રન્થોમાં મહાભારતના યુદ્ધ વિષે કોઈ પણ ઠેકાણે સ્પષ્ટ કથન કરવામાં નથી આવ્યું એ ખરું, પણ આ દલીલ તો માત્ર નિષેધવાચક (negative) છે. બ્રાહ્મણ સમયના મધ્ય ભાગમાં યુદ્ધ થયું હોવું જોઇએ એવું દર્શાવનારાં બીજા પ્રમાણો આપણને મળી આવે છે. શતપથ બ્રાહ્મણના વિશેષ પ્રાચીન વિભાગમાં કુરુ અને પાંચાલ એ બે પ્રજાઓને વધારે આગળ પડતી જણાવવામાં આવી છે. એજ

અર્વાચીન વિભાગમાં જનમેજય પારિક્ષિત અને એના ભાઈઓ શ્રુતસેન, ઉગ્રસેન, અને ભીમસેન, જે અર્જુનના પ્રપૌત્ર હતા, તેના વિષે સ્પષ્ટ કથન કરવામાં આવ્યું છે. આ ઉપરથી સ્વાભાવિક રીતે એવું અનુમાન થાય છે કે શતપથ બ્રાહ્મણના પ્રાચીન વિભાગ અને અર્વાચીન વિભાગ એ બેની વચ્ચેના સમયમાં મહાભારતનું યુદ્ધ થયું હોવું જોઇએ. વળી છાન્દોગ્યોપનિષદ્‌માં વેદાન્તના આચાર્ય તરીકે "કૃષ્ણ દેવકીપુત્ર" નું નામ ચોખ્ખું જણાવવામાં આવ્યું છે. એ ઉપરાંત બીજી એક વાત એ છે કે વ્યાસનું નામ જોકે વધારે પ્રાચીન સમયમાં કોઈ ઠેકાણે જોવામાં આવતું નથી તોપણ કૃષ્ણ યજુર્વેદના કાઠક બ્રાહ્મણના એક પરિશિષ્ટમાં વ્યાસને ઋષિ તરીકે ગણાવવામાં આવ્યા છે. (જુઓ વેબર, પૃ. ૯૩).

શતપથ બ્રાહ્મણના અર્વાચીન વિભાગમાં જનમેજય પારિક્ષિત વિષે કથન કરવામાં આવ્યું છે તેના ઉપર ટીકા કરતાં વેબર કહે છે કે "આ વિરોધનો ખુલાસો કેવી રીતે થઈ શકે એ એક પ્રશ્ન છે. પારિક્ષિતોના કુટુમ્બમાં કોઈક મહત્ત્વનો અને અદ્ભુત બનાવ બન્યો હતો અને એ કુટુમ્બનો અન્ત આવ્યો તેને લીધે, બ્રાહ્મણ રચાયું તે વખતે હજી આશ્ચર્ય ઉપજતું હતું એ વાત તો આગળ જણાવાઈજ ગયલી છે. પણ એ બનાવ શો હતો તે આપણે જાણતા નથી. ઉપર જે કહેવાઈ ગયલું છે તેનો વિચાર કરતાં એમ લાગે છે કે પાંચાલ પ્રજાને હાથે કૌરવોની હાર થઈ એ બનાવ તો એ બાબ્યેજ હોઈ શકે; પણ એટલું તો ખરૂં કે એ કંઈક પાપનાં કૃત્યો હોવાં જોઇએ; અને ખરેખર મ્હને એમજ લાગે છે કે હજી સુધી અજ્ઞાત એવું આ "કંઈક" એજ મહાભારતની દંતકથાનો પાયો છે." (વેબર, પૃ. ૧૩૬). મિ. દત્ત પણ વેબરની આરંભ કરેલી આ વિચારશ્રેણિને અનુસરીને કહે છે કે "એ વખતના સાહિત્યમાં જનમેજય પારિક્ષિત વિષે વારંવાર કથન કરવામાં આવ્યું છે પણ એમાં પાંડવો વિષે એક શબ્દ પણ જોવામાં આવતો નથી. વેદ સમયના આખા સંસ્કૃત સાહિત્યમાં પાંડવો બીલકુલ અસ્તિત્વ ધરાવતા જણાતા નથી. અર્જુન એ હજી ઇન્દ્રનુંજ નામ હતું અને વેદના સમયની વરસાદનાં વાદળાં સાથેની ઇન્દ્રની લડાઇઓ આ પ્રમાણે

ખરેખરી ઐતિહાસિક લડાઈના બનાવોની સાથે ભળી ગઇ છે! એક બીજું ઉદાહરણ લઇએ તો, એજ સમયના પ્રમાણને આધારે આપણે કહી શકીએ છિયે કે જનમેજય પારિક્ષિત પોતે યુદ્ધના દોષથી કલંકિત થયો હતો. હાલના મહાભારતમાં જનમેજય એ યુદ્ધમાં જેણે ભાગ લીધો હતો તે અર્જુનના પ્રપૌત્ર તરીકે જોવામાં આવે છે." (દત્તના ગ્રન્થની પ્હેલી આવૃત્તિ).*

જુદા જુદા વિચારોની ભેળસેળનું આ એક બીજું ઉદાહરણ છે. જનમેજય યુદ્ધના દોષથી કલંકિત થયો હતો એવું કહેવાને માટે એજ સમયના કયા પ્રમાણનો આધાર આપણી પાસે છે? ખરૂં જોતાં, શતપથ બ્રાહ્મણમાં યુદ્ધનું તો નામજ દેવામાં આવ્યું નથી. જનમેજયે બ્રહ્મહત્યાનું પાપ કરેલું કહેવામાં આવ્યું છે, યુદ્ધકર્મનું પાપ કરેલું કહેવામાં નથી આવ્યું. અને પારિક્ષિતોના કુટુમ્બનો અન્ત આવ્યો તેમાં કંઇક આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું હતું એ વિચાર વેબરને ક્યાંથી સૂઝયો? બૃહદારણ્યકમાં તો એક ગંધર્વે "પારિક્ષિતો ક્યાં આગળ છે?" એવો પ્રશ્ન યાજ્ઞવલ્ક્યને પૂછયો હતો તેના સમ્બન્ધમાંજ કથન કરવામાં આવ્યું છે. એ પ્રશ્ન કોઈ પણ માણસને વિષે પૂછી શકાય એવો છે. તે માણસનો અન્ત આશ્ચર્યકારક હોવો જોઇએ એવું માનવાને કંઈ કારણ નથી. અહીં આપણે અપ્રસ્તુત વિષયમાં ઉતરી પડીએ છિયે, પણ બ્રહ્મહત્યાનું પાપ અને મહાભારતના યુદ્ધનું પાપ એ બેને સેળભેળ કરી નાંખવાની ભૂલ મિ. દત્તથી થયલી છે તેને લીધે એ વિષયમાં ઉતરવાની આપણને જરૂર પડી છે. આની પછીના પ્રકરણમાં આ આખો પ્રશ્ન વધારે વિસ્તારથી ચર્ચ્યો છે તેમાં આપણે બતાવીશું કે શતપથ બ્રાહ્મણમાં યુદ્ધ વિષે કથન કરવામાં નથી આવ્યું એ વાત કંઈ બહુ મહત્ત્વની નથી. એ બ્રાહ્મણમાં જનમેજય પારિક્ષિત, અંબા, અંબિકા, અંબાલિકા, સુભદ્રા, અર્જુન, ફલ્ગુન વગેરે ભારતનાં પરિચિત નામો જોવામાં આવે છે, એટલે મહાભારતનું યુદ્ધ વચ્ચેના સમયમાં થયું હોવું જોઈએ એ વિષે આપણને કંઈ સંશય રહેતો નથી.

* દત્તના "હિંદુસ્તાનના પ્રાચીન સુધારા"ની બીજી આવૃત્તિમાં આ વિચારો અને આ અનુમાનો દાખલ કરવામાં આવ્યાં નથી.

આ પ્રમાણે અંતર અને બાહ્ય પ્રમાણો ઉપરથી ઘણું સંભવિત જણાય છે કે **શતપથ બ્રાહ્મણનો** આરંભ થયા પછી, અને એ બ્રાહ્મણનો પાછલો ભાગ અને છાન્દોગ્ય બૃહદારણ્યક વગેરે સૌથી પ્રાચીન ઉપનિષદો લખાયા ત્યાર પ્હેલા મહાભારતનું યુદ્ધ થયુ હશે. આટલા ઉપરથીજ એ યુદ્ધના સમય વિષે કઈ ચોક્કસ સિદ્ધાન્તો ઉપર આપણાથી આવી શકાતું નથી.' તોપણ એ સિદ્ધાન્તો વિષે કઇક આશરા પડતો નિર્ણય આપણાથી થઈ શકે છે. યુરોપના પંડિતોએ વેદને માટે ઘણો અર્વાચીન સમય દર્શાવ્યો છે, પણ હાલના સમયની, ખાસ કરીને મિ. **તિલક** અને **શંકર દીક્ષિતની** શોધખોળોને પરિણામે એવું માલમ પડ્યુ છે કે ખ્રિસ્તી સવતની શરૂઆત પ્હેના ઓછામા ઓછા આશરે ૪૦૦૦ વર્ષ ઉપર વેદનો મંત્રવિભાગ અને આશરે ૩૦૦૦ વર્ષ ઉપર બ્રાહ્મણવિભાગ રચાયો હોવો જોઇએ વેદના મત્રવિભાગનો કાલનિર્ણય કરના માટે **દીક્ષિતે** જે દલીલો આપી છે તે હમે આ સ્થળે ગણાવી જવા માગતા નથી. બ્રાહ્મણો ક્યારે રચાયા તે વિષેની દલીલોનુંજ અત્યારે આપણને કામ છે હમારા અભિપ્રાય પ્રમાણે **દીક્ષિતની** એ દલીલો ઘણી મજબૂત અને મતભેદને માટે અવકાશજ ન રહે એવી છે. **દીક્ષિતના "ભારતીય જ્યોતિષ શાસ્ત્રનો ઇતિહાસ"** એ નામના ગ્રન્થનું કોઇએ ભાષાન્તર કર્યું હોય એવુ હમારા જાણવામાં નથી, તેથી એની મુખ્ય દલીલો ગણાવી જવાની હમે છૂટ લઈએ છિયે **શતપથ બ્રાહ્મણના** દ્વિતીય કાંડમા કહ્યુ છે કે **"एते ह वै प्राच्यै दिशो न च्यवन्ते, सर्वाणि ह वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ति."** (આ, એટલે કૃત્તિકા નક્ષત્રના તારકો, પૂર્વ દિશામાથી ખસતા નથી અને બીજા સઘળા તારકો ખસે છે). આ ઉપરથી ચોખ્ખુ સિદ્ધ થાય છે કે **શતપથ બ્રાહ્મણનું** દ્વિતીય કાંડ રચાયુ તે વખતે કૃત્તિકાનો ઉદય બરાબર પૂર્વમાં થતો હતો, એટલે તે વ્યોમકક્ષા ઉપર હોવો જોઈએ **દીક્ષિતની** ગણત્રી પ્રમાણે આ સ્થિતિ ખ્રિસ્તી સવત્ પ્હેલા આશરે ૩૦૦૦ અથવા ૩૦૦૦ કરતાં પણ વધારે વર્ષ ઉપર હોઈ શકે અને વૈદિક સમયના ઉલ્લેખોનુ અચોક્કસપણું આપણે ધ્યાનમા લઇએ તો ઉપર ગણાવેલા વખતના સમ્બન્ધમાં એ સૈકાની અથવા

ત્રણ સૈકાની પણ છૂટ મૂકવાની જરૂર આપણને જણાશે. હમે એ સમ્બન્ધમાં જે તપાસ કરી છે તેને પરિણામે હમને તો એવું જણાયું છે કે શતપથ બ્રાહ્મણનો પ્રાચીન વિભાગ ક્યારે રચાયો તેના સમ્બન્ધમાં દીક્ષિતે જે નિર્ણય કીધો છે તે એક બે સૈકાની છૂટ સાથે સ્વીકારવા વિરુદ્ધ કંઈ પણ વાસ્તવિક કારણ અસ્તિત્વ ધરાવતું નથી. ભારતનું યુદ્ધ આ પછી કેટલોક સમય રહીને અને શતપથ બ્રાહ્મણના વિશેષ અર્વાચીન વિભાગ રચાયા ત્યાર પ્હેલાં થયું હોવું જોઇએ. શતપથ બ્રાહ્મણના એ અર્વાચીન વિભાગ વેદાંગ જ્યોતિષના પ્હેલાં ઘણો સમય ઉપર રચાયલા હોવા જોઈએ. એ વેદાંગ જ્યોતિષની અંદર ખગોળશાસ્ત્ર વિષેના જે ઉલ્લેખો આવે છે તે ઉપરથી એ ગ્રન્થ આશરે ઇ. સ. પૂર્વે ૧૫૦૦માં રચાયલો જણાય છે (જુઓ દીક્ષિતનો ગ્રન્થ), એટલે શતપથ બ્રાહ્મણના અર્વાચીન વિભાગ તે મોડામાં મોડા આશરે ઇ. સ. પૂર્વે ૨૦૦૦ ઉપર રચાયા હશે એવું આપણે ચોક્કસ કહી શકીએ છિયે. આ ઉપરથી એવું ફ્લિત થાય છે કે ઇ. સ. પૂર્વે ૩૧૦૦, અને ઇ. સ. પૂર્વે ૨૦૦૦ એ બે તારીખોની વચ્ચેના અન્તરમાં મહાભારતનું યુદ્ધ થયું હોવું જોઇએ.

શતપથ બ્રાહ્મણના દ્વિતીય કાંડમાં કૃત્તિકાનો ઉદય બરાબર પૂર્વમાં થવા વિષે જે કથન કરવામાં આવ્યું છે તે ઉપરથી એ કાંડ ક્યારે રચાયું તે વિષેનો નિર્ણય કરવાને માટે ચોક્કસ પ્રમાણ આપણને પ્રાપ્ત થયું છે. મહાભારતનું યુદ્ધ આ પછી થોડાજ વખતમાં થયું હતું એવા અનુમાનને માટે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓનો એ વિષયમાં જે લગભગ એકમત જોવામાં આવે છે તેને આપણે પ્રમાણ તરીકે ગણી શકીશું. ઉપર જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે મહાભારતના યુદ્ધથી હમેશા કલિયુગનો પ્રારંભ ગણવામાં આવ્યો છે અને હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓએ પણ એજ વિચાર દર્શાવ્યો છે. વળી, મહાભારતનાજ ગ્રન્થમાં એ વિચાર દર્શાવવામાં આવ્યો છે એ વાત નીચે આપેલાં જુદાં જુદાં અવતરણો ઉપરથી જણાઈ આવશેઃ—

अन्तरे चैव संप्राप्ते कलिद्वापरयोरभूत् ।
स्यमन्तपंचके युद्धं कुरुपांडवसेनयोः ॥
(आदिपर्व).

प्राप्तं कलियुगं विद्धि प्रतिज्ञा पांडवस्य च ॥

( गदापर्व ).

एतत्कलियुगं नाम अचिराद्यत्प्रवर्तते ॥

( वनपर्व )

ખગોળશાસ્ત્રના સિદ્ધાન્તોમાં પણ એજ વિચાર દર્શાવવામાં આવ્યો છે. એ સિદ્ધાન્તોની શરૂઆત ખ્રિસ્તી સવત્ના પ્હેલા સૈકાથી થતી જણાય છે. વરાહ મિહિરની આગળ–આશરે ઇ સ. ૪૫૦ ઉપર–થઈ ગયેલો પ્હેલો આર્યભટ્ટ તેણે પણ એજ વિચાર દર્શાવ્યો છે, અને એની પછીથી થઈ ગયેલા જુદા જુદા ખગોળશાસ્ત્રીઓએ પણ એજ વિચાર દર્શાવ્યો છે. મહાભારતની છેવટની આવૃત્તિ ઇ સ. પૂર્વે ૩૦૦ માં થઈ હતી એવું આપણે ગણીએ તો આપણને જણાય છે કે ઇ. સ. પૂર્વે ૩૦૦થી તે આજદિન સુધી હિંદુસ્તાનમાં એમજ મનાતું આવ્યું છે કે કલિયુગના આરંભના સમયમાં મહાભારતનું યુદ્ધ થયું હતું.* હવે, કલિયુગનો આરભ ઇ.સ. પૂર્વે ૩૧૦૧માં થયો હતો એ બાબતમાં હિંદુસ્તાનના સઘળા ખગોળશાસ્ત્રીઓનો એકમત જણાય છે. એ ઉપરથી સ્વાભાવિક રીતે ફલિત થાય છે કે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓ, કે જેઓ ઇ. સ. ૧૦૦થી જુદા જુદા વખતમાં થઈ ગયા છે, તેઓના અભિપ્રાય પ્રમાણે મહાભારતનું યુદ્ધ ઇ. સ. ૩૧૦૧ના અરસામાં થયુ હતું.

કલિયુગના આરભને માટે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓને આ તારીખ ક્યાંથી સૂઝી આવી ? એ પ્રશ્ન ઘણા વિચારકોને ગુંચવણભરેલો થઈ પડ્યો છે, અને દીક્ષિતને પોતાને પણ એ પ્રશ્નના સમ્બન્ધમાં ગુંચવણ લાગી હોય એમ જણાય છે. એણે એવું સૂચવ્યું છે કે ખગોળશાસ્ત્રીઓએ કદાચ ગણત્રી ઉપરથી આ તારીખ નક્કી કરી હશે. કલિયુગના આરભમાં અશ્વિની નક્ષત્ર આગળ જુદા જુદા ગ્રહો આવી પ્હોચ્યા હતા એવું એ ખગોળશાસ્ત્રીઓ

* સૂર્યસિદ્ધાન્તમા ભારત યુદ્ધ વિષે કહેલુ છે ત્યા આગળ ભારત અને કલિયુગના આરમ્ભનો સમય એ બેઉ એકજ છે એમ ગણવામા આવ્યું છે, જુઓ દીક્ષિતનો ગ્રન્થ, પૃ. ૧૯૩.

માનતા હતા, અને એવી સ્થિતિ હોવાનો સંભવ ઇ. સ. પૂર્વે ૩૧૦૧ના અરસામાં હોવો જોઇએ એ પ્રમાણે ગણત્રી ઉપરથી તેઓને જણાયુ હશે એમ દીક્ષિતનું ધારવું છે. પરન્તુ કલિયુગના આરભમાં અશ્વિની નક્ષત્ર આગળ જુદા જુદા ગ્રહો આવી પ્હોંચ્યા હતા એમ કહેવાને માટે આપણી પાસે કંઈ પણ આધાર નથી; અને ઇ. સ. પૂર્વે ૩૧૦૧ના વર્ષમાં ગ્રહોની ખરેખરી સ્થિતિ અશ્વિની નક્ષત્રની નજીકમાં હતી એવું પણ જણાતું નથી. દીક્ષિત "મધ્યમ ગ્રહ"ને લઇને તે ઉપરથી પોતાનું અનુમાન બાંધે છે. પણ આવી બાબતમાં" મધ્યમ ગ્રહ " કંઈ કામના નથી; કારણ કે ગ્રહોની "મધ્યમ" સ્થિતિ અને "સ્પષ્ટ" અથવા ખરેખરી સ્થિતિ એ બેમાં કેટલીક વખતે ઘણો ફેર હોય છે. ટૂંકામાં "ખગોળશાસ્ત્રની ગણત્રી વડે કલિયુગના આરંભની તારીખ નક્કી થઈ છે" એ સિદ્ધાન્ત ચાલી શકે એવો નથી, કારણ કે એ સિદ્ધાન્ત સ્થાપિત કરવા માટેનાં વ્યાપ્તિવાક્ય ( major premise ) અને હેતુવાક્ય ( minor premise ) એ બેઉ દૂષિત છે.

કલિયુગના આરભને માટે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓએ જે તારીખ આપી છે તે પરંપરાથી ઉતરી આવી હોય એ ઘણું સંભવિત જણાય છે. મહાભારતના યુદ્ધથી કલિયુગનો આરંભ થાય છે એ વાત જેમ પરંપરાથી ઉતરી આવેલી છે તેમ કલિયુગનો આરંભ ઇ. સ. પૂર્વે ૩૧૦૧થી થાય છે એવી માન્યતા પણ પરપરાથી ઉતરી આવેલી હોય એમ લાગે છે. આ વિચારના સમર્થનમાં એક ઘણું મજબૂત બાહ્ય પ્રમાણ હમને મળી આવ્યું છે. હિંદુસ્તાનનો ઇતિહાસ લખનારા ગ્રીક લેખકોને એલેકઝાંડરના વખતમાં આ દેશની માહિતી મળી હતી અને મિગેસ્થનિસનો જે ગ્રન્થ હવે ઉપલબ્ધ થતો નથી તેમાંથી પણ તેઓને આ દેશ વિષે કેટલુંક જ્ઞાન મળ્યું હતું. તેઓએ હિંદુસ્તાનમાં તે વખતે તવારીખ સમ્બન્ધી જે માન્યતા હતી તેના વિષે નીચે પ્રમાણેની નોંધ કરેલી છેઃ "હિંદુસ્તાનના લોકો એવું માને છે કે ડાયોનિસોસથી સન્ડ્રોકોટાસ સુધીના વખતમાં હિંદુસ્તાનમાં ૧૫૩ રાજાઓ થઇ ગયા હતા, અને ૬૦૪૨ વર્ષ જેટલો સમય વહી ગયો હતો; પણ એટલા સમયમાં ત્રણ વખત પ્રજાસત્તાક રાજ્ય પણ સ્થપાયું હતું. વળી

હિંદુસ્તાનના લોકો એમ પણ કહે છે કે ડાયોનિસોસ એ હિરેક્લિસના પ્હેલાં થઈ ગયો હતો અને ડાયોનિસોસ અને હિરેક્લિસ એ બેની વચ્ચે ૧૫ ઓલાદ થઈ ગઈ હતી." (મૅકક્રિંડલનું પ્રાચીન હિંદુસ્તાન, પૃ. ૨૦૪). હવે આ ડાયોનિસોસ કોણ હતો તેના વિષે જોકે શકા હશે, તોપણ હિરેક્લિસ એ બીજો કોઈ નહીં પણ હરિ અથવા શ્રીકૃષ્ણજ હતો એમ સર્વે કોઈ કબૂલ કરે છે. "આ હિરેક્લિસ તરફ હિંદુસ્તાનની શૌરસેની પ્રજા, જેનાં મથોરા અને ક્લીસોબોરો એ બે મુખ્ય શહેરો છે, તે ખાસ માનની નજરથી જોય છે. વળી એવું કહેવામા આવે છે કે એને ઘણી પ્રજા હતી (કારણ કે, થીબ્સના હિરેક્લિસની પેઠે આ હિરેક્લિસને પણ ઘણી સ્ત્રીઓ હતી )."-(મૅકક્રિંડલનુ એજ પુસ્તક, પૃ. ૨૦૧). પાંડવોના સમયનો શ્રીકૃષ્ણ અને હિરેક્લિસ એ બેઉ એકજ છે એવું સાબીત કરવાને માટે હિરેક્લિસનું ઉપર આપેલું વર્ણન બસ થશે એમ હમને લાગે છે. ડાયોનિસોસથી તે ચન્દ્રગુપ્ત સુધીના વખતમા ૧૫૩ ઓલાદ થઈ ગઈ હતી અને ડાયોનિસોસ એ હિરેક્લિસના કરતાં ૧૫ ઓલાદ જેટલો સમય વહેલો થઈ ગયો હતો એ ઉપરથી એવું ફલિત થાય છે કે ચન્દ્રગુપ્તના પ્હેલાં રાજાઓની ૧૩૮ ઓલાદ જેટલા સમય ઉપર હિરેક્લિસ થયો હતો. હવે દરેક રાજ્યનાં સરેરાશ વીસ વર્ષ ગણીએ તો ચન્દ્રગુપ્ત અને હિરેક્લિસ એ બે રાજાઓની વચમાં આશરે ૨૭૬૦ વર્ષ જેટલા સમયનું અન્તર રહ્યું હોવું જોઇએ. ચન્દ્રગુપ્ત એ આશરે ઇ. સ. પૂર્વે ૩૧૨મા થઈ ગયો હતો, એટલે શ્રીકૃષ્ણ આશરે ઇ. સ. ૩૦૭૨માં થઈ ગયો હોવો જોઇએ એવું આપણને માલમ પડે છે. હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓએ મહાભારતની જે તારીખ આપી છે (ઇ. સ. પૂર્વે ૩૧૦૧) તેમા અને આ તારીખમા ઝાઝો ફેર નથી.

ઇ. સ પૂર્વે ૩૧૨મા, એટલે હિંદુસ્તાનના લોકો ગ્રહોના સ્થાનની ગણત્રી કરવાની પદ્ધતિઓ વિષે કઈ પણ જ્ઞાન ધરાવતા ન્હોતા અને કઈ પણ શોધખોળ કરી શકયા ન્હોતા' એવું જે સમયને માટે યુરોપના વિદ્વાનો એકે મતે કહે છે તે સમયે હિંદુસ્તાનમાં આવી માન્યતા પ્રચલિત હતી. ચંદ્રગુપ્તની દરબારમાં આવેલો ગ્રીક એલચી બાતમી મેળવવાના કામમાં ઘણો

હોંશિયાર હતો, અને એણે કોઈપણ રીતની અતિશયોક્તિ અથવા બનાવટ કીધા વિના હિંદુસ્તાન વિષેની હકીગત ખૂબ સંભાળપૂર્વક તપાસી જોઇને વાંચક સમક્ષ રજુ કરી છે એ વાત પણ કબૂલ કરવામાં આવી છે.* ઉપલી માન્યતા વિરુદ્ધ જો કંઈ પણ કહી શકાય એમ હોય તો તે એટલુંજ છે કે હિંદુસ્તાનના લોકો જાતે પોતાની પ્રાચીનતા વિષે ઘણા અતિશયોક્તિ-ભરેલા વિચારો ધરાવતા હતા. પણ આ દલીલ બહુ સંગીન નથી, કારણ કે દરેક રાજ્યને માટે વીસ વીસ વર્ષની સરેરાશ સાધારણ રીતે ગણવામાં આવે છે તે પ્રમાણે ગણીનેજ આપણે ઉપરનો આંકડો મેળવ્યો છે. ઓલાદની સંખ્યા પણ ભૂલભરેલી છે એવી દલીલ તો કોઈથી પણ કરી શકાશે નહીં. હિંદુસ્તાનના લોકો ઉપર ઘણી વખત એવી રીતનો આરોપ મૂકવામાં આવે છે કે ઇતિહાસ એ શું ચીજ છે તેનો એ લોકોને કંઈ પણ ખ્યાલ ન્હોતો. મ્હારા અભિપ્રાય પ્રમાણે આ આરોપ ઘણો વગરવિચાર્યો છે. છેક વેદના સમયમાં પણ 'ઇતિહાસ' એ નામથી જાણીતા થયલા ગ્રન્થો અસ્તિત્વ ધરાવતા હતા. મહાભારત એજ પ્રથમ ઇતિહાસનો ગ્રન્થ હતો. ઐતિહાસિક બીનાઓ, ખાસ કરીને વંશાવલીઓ, પ્રાચીન હિંદુસ્તાનમાં હંમેશાં ઘણીજ સંભાળપૂર્વક નોંધવામાં આવતી હતી. મિગેસ્થનિસે પોતે જે વિગતવાર આંકડાઓ આપ્યા છે તે ચોખ્ખું બતાવી આપે છે કે એના વખતમાં એ પ્રમાણે થતું હતું. હિંદુસ્તાનના દરેક રાજ્યમાં ઇતિહાસની નોંધ ઘણી સંભાળપૂર્વક રાખવામાં આવતી હતી એ વાત હ્યૂન સંગે પણ પોતાના ગ્રન્થમાં જણાવી છે. વળી રાજતરંગિણીમાં કાશ્મીરના પ્રાચીન ઇતિહાસના ગ્રન્થો વિષે કથન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે ઘણાં લાંબા સમયક્ષેત્ર ઉપર ફરી વળે એવાં ચોક્કસ પ્રમાણો હોવા છતાં હિંદુસ્તાનમાં ઇતિહાસનું અસ્તિત્વજ ન્હોતું એમ કહેવું એ ન માની શકાય એવું છે. હજી પણ રજપૂત લોકોની વંશાવલીઓ, રે! વાણીઆ અને મેવાડી લોકોની વંશાવલીઓ પણ ભાટ લોકો તરફથી ઘણી સંભાળપૂર્વક નોંધવામાં આવે છે, અને એકલો એજ ધંધો કરવાથી તેઓને પોતાના નિર્વાહનું સાધન

* જુઓ હંટરનું "Indian Empire."

મળે છે. હમારા માનવા પ્રમાણે, જે વખતે બૌદ્ધ ધર્મ નાબુદ થયો અને હાલનો હિંદુ ધર્મ સ્થાપિત થયો તે ઇ. સ. ૭૦૦ અને ૧૦૦૦ની વચ્ચેનો વખત એજ એકલો એવો હતો કે જેમા આખા દેશ ઉપર ઇતિહાસના વિષયનો અધકાર વ્યાપી ગયો હતો અને પ્રાચીન સમયના ઘણાખરા નોંધ- સંગ્રહોનો ક્યાતો નાશ કરવામાં આવ્યો હતો અથવાતો તેની સાથે જેમ ફાવે તેમ છુટ લેવામાં આવી હતી. ગ્રીક લેખકોના આધાર ઉપરથી હમે જે પ્રમાણો આ સ્થળે રજુ કર્યાં છે તે એ અર્વાચીન વખતનાં નથી, પણ છેક ઇ. સ. પૂર્વે ૪૧૨ વર્ષ જેટલાં પ્રાચીન છે, અને એ વચનોમાં અતિ- શયોક્તિ કરવામાં આવી હોય અથવા એ બીજી રીતે દૂષિત થયાં હોય એવું આપણાથી ગણી શકાય એમ નથી. આપણી વિરુદ્ધ જે કઈ કહી શકાય એમ હોય તે સઘળુ આપણે કબૂલ રાખીએ તોપણ 'મહાભારતનું યુદ્ધ આશરે ઇ સ. પૂર્વે ૩૧૦૦માં થયુ હતું એ વિચાર મિગેસ્થનિસના જેટલો પ્રાચીન છે' એ વાતની તો કોઇથી પણ ના પાડી શકાશે નહીં.

વિષ્ણુ પુરાણ અને ભાગવત પુરાણ, જે આ વિષયમાં વિષ્ણુ પુરાણનેજ અનુસરે છે, તેમા આથી વિરુદ્ધનાં જે પ્રમાણો મળી આવે છે તેના વિષે વિચાર કરી શકાય એવી સ્થિતિમાં હવે આપણે આવ્યા છિયે. વિષ્ણુ પુરાણના ચોથા કાંડના છેલ્લા અધ્યાયમાં પરાશર કહે છે કે: "પરિક્ષિત રાજાના જન્મથી તે નંદરાજાના અભિષેક સુધીમાં ૧૦૬૫ વર્ષ વ્યતીત થયાં હતા એમ જાણવું" આ ઉપરથી તો ખચીત મહાભારતના યુદ્ધની તારીખ આપણે જે નક્કી કરી છે તેના કરતાં વધારે મોડી આવશે, અને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ના અરસામા એ યુદ્ધ થયલુ એવું ઠરશે. પણ વિષ્ણુ પુરાણની અંદરજ આગળ જે કહેવામા આવેલુ તેમા અને આમાં વિરોધ છે. પરિક્ષિત રાજા જે વખતે પૃથ્વી ઉપર રાજ્ય કરતા હતા તે વખતે એની આગળ વિષ્ણુ પુરાણ કહી સભળાવવામા આવેલું એમ જણાય છે (જુઓ ૨૦ મા અધ્યાયનું છેલ્લું વાક્ય ). વળી ૨૩ મા અધ્યાયને છેડે એવું કહેવામા આવ્યું છે કે "બૃહદ્રથ વંશના રાજાઓ ૧૦૦૦ વર્ષ સુધી * મગધદેશમાં રાજ્ય કરશે."

* બરાબર હજારનો આંકડો આપવામા આવ્યો છે એ વાતજ હમાર વહેમ ઉપજાવે એવી છે

ત્યાર પછી પ્રદ્યોત વંશ આવે છે તેના સમ્બન્ધમાં એવું ભવિષ્ય ભાખવામાં આવ્યું છે કે "પ્રદ્યોત વંશના આ પાચ રાજાઓ ૧૩૮ વર્ષ સુધી પૃથ્વી ઉપર રાજ્ય કરશે." (૨૪ મો અધ્યાય). ત્યાર પછી શિશુનાગ વંશના રાજાઓ આવે છે. તેઓના સમ્બન્ધમાં એવું કહેવામાં આવ્યુ છે કે "૩૬૨ વર્ષ સુધી પૃથ્વી ઉપર તેઓનો અમલ ચાલશે." ત્યાર પછી મહાપદ્માનંદ નામનો શુદ્ર રાજા અને તેના આઠ છોકરાઓ આવે છે. તેઓના સમ્બન્ધમાં એવું કહેવામાં આવ્યુ છે કે "૧૦૦ વર્ષ સુધી તેઓનુ રાજ્ય ચાલશે." હવે નંદની આગળ થઈ ગયલા રાજાઓના જુદા જુદા સમયનો સરવાળો કરતાં નીચે પ્રમાણે જણાય છે—

| | |
|---|---|
| બૃહદ્રથ વંશ... ... ... ... ... ... ... | ૧૦૦૦ વર્ષ. |
| પ્રદ્યોત વંશ. . ... ... ... ... ... | ૧૩૮ ,, |
| શિશુનાગ વંશ.... ... ... ... ... ... ... | ૩૬૨ ,, |
| | ૧૫૦૦ વર્ષ. |

જરાસંધનો પુત્ર સહદેવ, જેને ભીમે મારી નાંખ્યો હતો અને જે મહાભારતના યુદ્ધ વખતે હયાત હતો, તેનાથી બૃહદ્રથ વંશના સમયની ગણત્રી કરવામાં આવે છે. ત્યારે ૧૦૬૫ વર્ષનું જે કથન છે તેને આની સાથે બંધબેસતું કેવી રીતે ગણવું? વળી આગલા વચનની પછી તરતજ નીચે પ્રમાણેનાં વચન આવે છેઃ—

"પરિક્ષિત્ રાજાના જન્મ વખતે સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાં હતા અને ત્યાર પછી કલિયુગ, જે દ્યુલોકનાં ૧૨૦૦ વર્ષ સુધી પ્હોંચે છે, તેની શરૂઆત થઈ."

આ પ્રમાણે વિષ્ણુ પુરાણ પણ કબૂલ કરે છે કે મહાભારતના યુદ્ધની આખરે કલિયુગની શરૂઆત થઈ. ત્યારે, યુદ્ધનો સમય અને નંદ રાજાનો સમય એ બેની વચ્ચે ૧૦૧૫ વર્ષનુંજ અન્તર છે એમ કહેવામાં વિષ્ણુ પુરાણ એ હિંદુસ્તાનના સઘળા ખગોળશાસ્ત્રીઓના મતની વિરુદ્ધ જાય છે. વળી આપણને એવું જણાય છે કે દ્યુલોકનાં ૧૨૦૦ વર્ષ એ મર્ત્યલોકનાં

૩૬૦૮૦૦ વર્ષની બરાબર થાય છે એવું કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે કહેલું એ ચોખ્ખું ભૂલભરેલું છે. હમારા અભિપ્રાય પ્રમાણે વિષ્ણુ પુરાણનાં વચનો ઝાઝી વિસાતનાં નથી. હિંદુધર્મનું પુનરુજ્જીવન થયું તે વખતે નિરક્ષર મનુષ્યોને હાથે એ પુરાણમાં સુધારા વધારા કરવામાં આવ્યા હશે. પુરાણની ભૂગોળ અને પુરાણના ખગોળશાસ્ત્ર ઉપર સાધારણ રીતે કેટલું વજન મૂકવામાં આવે છે તે આપણે જાણીએ છિયે; અને પુરાણની તારીખો ઉપર પણ એથી વધારે વજન મૂકી શકાય એવું હમે માનતા નથી.* ખાસ કરીને, જ્યારે આપણા જોવામાં આવે કે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓ એટલુંજ નહીં પણ ગ્રીસના ઇતિહાસકારો, કે જેઓએ ઇ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં હિંદુસ્તાનની અંદર શી શી માન્યતાઓ પ્રચલિત હતી તેની નોંધ લીધી છે, એ સર્વેથી વિષ્ણુ પુરાણનાં વચન વિરુદ્ધ જાય છે ત્યારે તો એ વચનોને ભૂલભરેલાં ગણ્યા વગર આપણને ચાલેજ નહીં.'

વરાહમિહિરના ગ્રન્થમાં જે વચનો વિરુદ્ધ જેવાં જણાય છે તેનો હવે આપણે વિચાર કરીશું. એની બૃહત્સંહિતામાં નીચે પ્રમાણેનો શ્લોક જોવામાં આવે છે અને એ શ્લોક ગર્ગના પુસ્તકમાંથી લીધેલો છે એવું એણે જાતે કહ્યું છે:—

"आसन्मघासु मुनयः शासति पृथिवीं युधिष्ठिरे नृपतौ ।
षड्द्विकपंचद्वियुतः शककालस्तस्य राजर्षेः ॥"

આ શ્લોકનું સાધારણ રીતે આ પ્રમાણે ભાષાન્તર કરવામાં આવે છે:—"જે વખતે યુધિષ્ઠિર રાજા પૃથ્વી પર રાજ્ય કરતો હતો તે વખતે મુનિઓ (એટલે સપ્તર્ષિઓ) મઘા નક્ષત્રમાં હતા; અને શકકાલમાં ૨૫૨૬ વર્ષ ઉમેરવામાં આવે એટલે જે સમય થાય તેમાં એ રાજા થઈ ગયો હતો."

* વેબર કહે:છે કે "પુરાણના નામથી જે ગ્રન્થો ઓળખાય છે તે સઘળા અર્વાચીન અને છેલ્લાં હજારેક વર્ષમાં લખાયલા છે. એ ગ્રન્થોમાં રાજાઓની વંશાવલી વિષે પણ ભવિષ્યકથનના સ્વરૂપમાં લખવામાં આવ્યું છે. પણ એ બાબતમાં જુદાં જુદાં પુરાણનાં વચનો પરસ્પર વિરુદ્ધ હોય છે, એટલુંજ નહીં પણ સાધારણ રીતે સ્વીકારાયલી તવારીખથી પણ ઉલટાં હોય છે, એટલે ઇતિહાસની દૃષ્ટિથી જોતાં એ વચનોનું મૂલ્ય ઘણુંજ થોડું છે." (પૃ. ૧૯૦-૧૯૧.)

એટલે આનો અર્થ એવો થાય છે કે સાધારણ રીતે માનવામાં આવે છે તે પ્રમાણે શક સંવતના પ્હેલાં ૩૧૭૯ વર્ષ ઉપર નહીં, પણ ૨૫૨૬ વર્ષ ઉપર એ સમર્થ રાજા (યુધિષ્ઠિર) થઈ ગયો હતો. વરાહમિહિર આ પ્રમાણે ભારત યુદ્ધનો સમય ૬૫૩ વર્ષ મોડો જણાવતો હોય એવું માનવામાં આવે છે. વરાહમિહિરના પ્હેલાં આર્યભટ્ટ થઈ ગયો હતો તેની સાથે વરાહમિહિરને આ એકજ બાબતમાં મતભેદ હોય એ વાત માની શકાય એમ નથી. કલિયુગના આરંભને માટે હિંદુસ્તાનના બીજા ખગોળશાસ્ત્રીઓની પેઠે એણે પણ ઇ. સ. પૂર્વે ૩૧૦૧ નું વર્ષ જણાવ્યું છે. કલિયુગનો આરંભ થયા પછી ૬૫૩ વર્ષ રહીને મહાભારતનું યુદ્ધ થયું હતું એવું એ માનતો હોય એ ઘણું વિચિત્ર કહેવાય એ સ્પષ્ટજ છે; અને સાધારણ રીતે આપણને એવી શંકા થાય છે કે ઉપર ટાંકેલા શ્લોકનો જે અર્થ થતો જણાય છે તે ખરો નહીં હોય, પણ એનો કંઈ બીજો અર્થ થતો હશે. લગાર વિચાર કરતાં આપણને લાગે છે કે એનો અર્થ કંઈક બીજોજ થવો જોઇએ. ગર્ગ, જે ખ્રિસ્તી સંવત્ પહેલાં થઈ ગયો હતો એવું સાધારણ રીતે મનાય છે, તેના ગ્રન્થમાંથી આ શ્લોક લીધેલો છે. એટલે ગર્ગે "शककाल" એવો જે શબ્દ વાપર્યો છે તે શાલિવાહન શકાબ્દ, જે એના સમયમાં હતોજ નહિ, તેના વિષે વપરાયલો હોઈ શકે નહીં. ગર્ગે કોઈ બીજા "शक" વિષેજ લખ્યું છે એમાં કંઈ પણ સંશય નથી. મિ. આયરે હાલમાં એક ચોપાનિયું પ્રસિદ્ધ કર્યું છે તેમાં એણે આ વાત બતાવી આપી છે, અને કહ્યું છે કે ગર્ગના વખતમાં એકલો નિર્વાણ સંવતજ અસ્તિત્વ ધરાવતો હતો, એટલે આ શ્લોકમાં તેના વિષેજ કથન કરાયલું હોવું જોઇએ. મિ. આયરનું આ કહેવું ખરૂં છે; પણ "षड्द्विक-पंचद्वि" એનો અર્થ પોતાના સિદ્ધાન્તને ફાવતો આવે એવો એણે કર્યો છે તે સ્વીકારી શકાય એવો નથી. હમારા વિચાર પ્રમાણે એ સમાસનો અર્થ "૨૫૨૬" નહીં, પણ "૨૫૬૬" એ પ્રમાણે થાય છે. એ સમાસના "द्विक" એ શબ્દનો અર્થ "બે" નહીં, પણ "બે વખત" એવો થાય છે, અને વ્યાકરણના નિયમો પ્રમાણે આખા સમાસનો અર્થ "છ બેવડા, પાંચ, બે"

એ પ્રમાણે કરવાનો છે. નિર્વાણ સંવત્ ૫૪૩માં આટલા ઉમેરીએ તો ઇ. સ. પૂર્વે ૩૧૦૫ થાય છે, એટલે યુધિષ્ઠિરના સમયને માટે સાધારણ રીતે જે સમય સ્વીકારાયલો છે તેમાં અને આમાં આડજ વર્ષનો તફાવત રહે છે. "शककाल" એ શબ્દ ગર્ગે શા અર્થમાં વાપર્યો છે તેનો ચોક્કસ નિર્ણય થઈ શકતો નથી, પણ શાલિવાહન શક" એ અર્થમાં ગર્ગે એ શબ્દ વાપર્યો હોય એ તો બની શકે એમ છેજ નહીં એની કોઇથી પણ ના પાડી શકાશે નહીં. ત્યારે આ શ્લોકમાં જણાવેલાં વર્ષને આગળ આપેલા આંકડાની બરાબર તો આપણાથી લાવી શકાયો નથી, તોપણ એટલું નક્કી છે કે સંખ્યાના જે તફાવત ઉપર આટલો બધો ભાર મૂકવામાં આવે છે તે તફાવત છેજ નહીં અને ઇ. સ. ૨૫૨૬ + ૭૮ = ૨૬૦૪ એટલો મોડો યુધિષ્ઠિર થઈ ગયો હતો એવું વરાહમિહિરનું કહેવું છે એમ ધારવું એ ભૂલભરેલું છે.

થોડાંક વર્ષ ઉપરજ, ગર્ગ ક્યારે થઈ ગયો હતો તેની તારીખ વિષે ચોક્કસ નિર્ણય કરવામાં આવ્યો હતો અને હવે આપણે જાણીએ છિયે કે ઇ. સ. ૧૫૪ના અરસામાં એ થઈ ગયો હતો. રાજતરંગિણીનો કર્તા કલ્હણ, જે ઇસ્વીસનના ૧૧માં સૈકામાં થઈ ગયો, તેને ઘણુંખરૂં ગર્ગના સમય વિષે માહિતી નહીં હોય અને તેથી સ્વાભાવીક રીતે, ગર્ગના ઉપર ટાંકેલા શ્લોકનો અર્થ અત્યાર સુધી જેવી રીતનો કરવામાં આવે છે તેવીજં રીતનો એણે પણ કીધો હતો. વળી કલ્હણને બીજી મુશ્કેલી એ હતી કે કાશ્મીરના પ્રાચીન રાજાઓની તારીખ વિષે જે માન્યતા પ્રચલિત હતી તેની સાથે કાશ્મીરનો પહેલો રાજા ગોનન્દ પાંડવોનો સમકાલીન હતો એ માન્યતાને સુસંગતિમાં આણવાની હતી; કારણ કે સઘળા રાજાઓનાં વરસોનો સરવાળો કરતાં યુદ્ધની પરંપરાથી મનાતી આવેલી તારીખ, એટલે કલિયુગના પ્રારંભની તારીખ જેટલો સમય આવી રહેતો ન્હોતો. આ શ્લોક ઉપરથી એણે એમ ધાર્યું હતું કે કલિયુગનો આરંભ થયા પછી ૬૫૩ વર્ષે રહીને મહાભારતનું યુદ્ધ થયું હતું અને કાશ્મીરના રાજાઓની તારીખ વિષે પણ એણે આ વિચારને અનુકૂળ રીતે ખુલાસો કર્યો હતો. રાજતરંગિણીના

પ્હેલા અધ્યાયમાં કલ્હણ કહે છેઃ—" ભારતનું યુદ્ધ દ્વાપરના અન્તમાં થયું હતું એવી દંતકથાથી આડા દોરવાઈ જઇને કેટલાક લોકો (કાસ્મીરના રાજાઓ વિષે) વર્ષોની જે સંખ્યા અહીં આપવામાં આવી છે તેની સત્યતા વિષે શંકા ધરાવે છે, પણ કૌરવો અને પાંડવો જે સમયે થઈ ગયા તે સમયે ખરૂં જોતાં કલિયુગનાં ૬૫૩ વર્ષ વ્યતીત થઈ ચૂકયાં હતાં." ત્યાર પછી પોતાના એ વચનનું સમર્થન કરવાને માટે ગર્ગનો પ્રખ્યાત શ્લોક, જે હમે ઉપર સમજાવી ગયા છિયે, તે એણે ટાંક્યો છે.

હવે ગર્ગના શ્લોકનો જુદો અર્થ કરવામાં આવ્યો છે એટલે કલ્હણને જે મુશ્કેલી નડી હતી તેજ આપણને પણ નડે છે; એને જે ગુંચવણ જણાઈ હતી તેજ આપણને પણ જણાય છે. એ ગુંચવણનો ખરો ખુલાસો હમને એ જણાય છે કે પ્હેલો ગોનન્દ તે પાંડવોનો સમકાલીન હતો એ વાતજ ખોટી છે. કલ્હણના વખતમાંજ એ વિષે કેટલાકને શંકા રહેતી હતી, અને એ શંકા વ્યાજબીજ હતી. હિંદુસ્તાનના પ્રાચીન રાજવંશોના સમ્બન્ધમાં મહાભારત અથવા રામાયણ એ મહાકાવ્યોના નાયકની સાથે એ રાજવંશોને સમ્બન્ધ હતો એવું ગમે તેમ કરીને દર્શાવવાના પ્રયત્નો ઘણી વાર થયા છે; રજપૂત રાજાઓ જ્યારે રામના પુત્રોથી અથવા શ્રીકૃષ્ણથી પોતાના વંશની ઉત્પત્તિ થયાનું જણાવે છે ત્યારે આપણને સ્વાભાવિક રીતે શંકા ઉત્પન્ન થાય છે કે તેઓ સંગીન સત્ય ઉપર નહીં, પણ પોતાની સ્વચ્છન્દ કલ્પના ઉપરજ આધાર રાખતા હશે. કાસ્મીરના ઇતિહાસકારોએ, અને કલ્હણે પ્હેલા ગોનન્દને પાંડવોનો સમકાલીન કહ્યો તે પણ કાંઈ આવાજ કારણને લીધે કહ્યો હશે એવું લાગે છે. આ દલીલની તરફેણમાં જાય એવી વાત એ છે કે મહાભારતના કાવ્યની અંદર કાસ્મીરના કોઈ પણ રાજા વિષે બીલકુલ કથન કરવામાં આવ્યું નથી. જુદી જુદી તીર્થયાત્રાઓનાં અને દિગ્વિજયનાં તેમજ યુદ્ધમાં નીકળી પડેલા રાજાઓ વિષેનાં, જે વર્ણનો મહાભારતમાં આવે છે તે સઘળાં હમે જોઈ ગયા છિયે; પણ કાંઈ પણ ઠેકાણે કાસ્મીરના રાજાઓ વિષે કથન કરાયલું

હમારા જોવામાં આવ્યું નથી.* એટલે ગોનન્દ એ પાંડવોનો સમકાલીન હતો એ વાતજ ખોટી છે એમ આપણે ગણીએ તો કલ્હણને જે મુશ્કેલી જણાઈ હતી તે જતી રહે છે, અને રાજતરંગિણી અથવા કાસ્મીરનો ઇતિહાસ એ ગ્રન્થ ખરૂં જોતાં ઉપર દર્શાવેલા વિચારની વિરુદ્ધ જતો નથી. કલ્હણ જાતે કબૂલ કરે છે કે એના વખતમાં પણ મહાભારતના યુદ્ધનો અન્ત આવ્યો ત્યારથી કલિયુગનો આરંભ થયો એવું મનાતું હતું. આર્યભટ્ટ એ પ્રખ્યાત ખગોળશાસ્ત્રીના વખતમાં એજ માન્યતા પ્રચલિત હતી; જેના શ્લોક ઉપરથી કલ્હણે આ ચર્ચા ઉપસ્થિત કરી છે તે ગર્ગ પણ એજ મત ધરાવતો હતો; અને ઇ. સ. પૂર્વે ૩૦૦ ના અરસામાં મહાભારતની છેલ્લી આવૃત્તિ તૈયાર થઈ તે વખતે પણ એજ અભિપ્રાય સ્વીકારાતો હતો એ આપણે આગળ દર્શાવી ગયા છીયે. હમારા અભિપ્રાય પ્રમાણે આ બાબતનો પુરાવો એટલો મજબૂત છે કે મહાભારતનું યુદ્ધ અને કલિયુગનો પ્રારંભ એ બે વસ્તુઓને આપણાથી છૂટી પાડી શકાયજ નહીં. કલિયુગનો પ્રારંભ અને મહાભારતનું યુદ્ધ એ બેનો સમય ઇ. સ. પૂર્વે ૩૧૦૧ કરતાં વધારે અર્વાચીન હતો એવું કદાચ કોઈ કહી શકે, પણ કલિયુગના પ્રારભ પછી ૬૫૩ વર્ષ રહીને મહાભારતનું યુદ્ધ થયું હતું એવું કોઇથી કહી શકાય તેમ નથી.

મહાભારતની અંદર ખગોળશાસ્ત્ર વિષેના ઉલ્લેખો આવે છે તેના ઉપર ઘણો ભાર મૂકીને કેટલાક વિચારકોએ જે દલીલ ચલાવી છે તે તરફ હવે આપણે વળીએ. હમારા વિચાર પ્રમાણે તો એ સઘળા ઉલ્લેખો મૂળ ગ્રન્થના નથી, પણ પાછળથી દાખલ કરવામાં આવેલા છે. એ ઉલ્લેખો વ્યાસરચિત મહાભારતના નથી, પણ સૌતિની તૈયાર કરેલી છેવટની આવૃત્તિના છે. એમાંના કેટલાક ઉલ્લેખો વિચિત્ર અને હાસ્યજનક છે એ તો સર્વ કોઈને કબૂલ કરવું પડશે. યુદ્ધના પ્હેલાં જે અપશુકનો થયા હતા તે

* કલ્હણ પોતે આગળ ઉપર કહે છે કે કૃષ્ણની સાથેના યુદ્ધમાં ગોનન્દનું મરણ થયું ત્યાર પછી એનો પુત્ર, જે ઘણો બાળક હતો, તેણે કૌરવપાંડવોની લડાઈમાં ભાગ લેવાનું ક્હેવામાં આવ્યું ન્હોતું.

સામટાં એકઠાં કરીને મૂકવાની ઇચ્છા મહાભારતના છેલ્લા પ્રકાશકને થઇ હશે અને તેથી અસંભવિત ગ્રહયોગ જેટલા કલ્પી શકાય તેટલા એણે કલ્પ્યા હશે એમ જણાય છે. ઉદાહરણ તરીકે, એક ઠેકાણે એવું કહેવામાં આવ્યું છે કે સૂર્ય અને ચન્દ્ર એ બેઉનાં ગ્રહણ એકી વખતે થયાં હતાં:—

"चन्द्रादित्यावुभौ ग्रस्तौ एकाह्ने हि त्रयोदशीम् ॥"

વળી એક ઠેકાણે એવું કહેવામાં આવ્યું છે કે સપ્તર્ષિઓમાં અરુન્ધતીનો તારો વસિષ્ઠની આગળ ગયો હતો. આવાં આવાં વચનોને અનુપપન્ન ગણીને તેની અવગણના કરીએ તો તેમાં કંઈ પણ ખોટું નથી. પશુઓના સમ્બન્ધમાં, ઘોડીએ ગાયને જન્મ આપ્યો અને કૂતરાએ શિયાળવાંને જન્મ આપ્યો. ( गोवत्सं वडवा सूते श्वा शृगालं महीपते ॥ ) એવું એવું કહેવામાં આવ્યું છે તેના જેવાંજ આ વચનોને પણ આપણે ગણી શકીએ. એ વચનોને કાઢી નાંખ્યા પછી બે નક્ષત્રોમાં સ્થાન પામનારા અથવા બે નક્ષત્રોને પીડનારા ગ્રહો વિષે જે કથન કરવામાં આવ્યું છે તેનોજ ખાસ વિચાર કરવાનો રહે છે. મૂળ ભારતના વખતમાં ગ્રહો વિષેજ લોકોને કંઈ પણ માહિતી નહીં હોય, અને હશે તોપણ એ ગ્રહો જુદાં જુદાં નક્ષત્રો આગળથી કેવી રીતે જાય છે તે તરફ એ સમયે બીલકુલ લક્ષ આપવામાં નહીં આવ્યુ હોય. સૂર્ય અને ચન્દ્રની ગતિ તો જાણીતી હતી અને તેનો માર્ગ પણ અંકાઈ ચૂક્યો હતો એમાં કંઈ સશય નથી. ખરેખર, કાળની ગણત્રીનો આધારજ એ સૂર્ય ચન્દ્રની ગતિ ઉપર હતો. છેક બૌદ્ધ ધર્મનાં ત્રિપિટકો સુધીના પ્રાચીન ગ્રન્થોમાં અમુક બનાવ વખતે નક્ષત્રોમાં ચન્દ્રનું સ્થાન ક્યાં આગળ હતું એ પ્રશ્નના નિર્ણય તરફ ખાસ લક્ષ આપવામાં આવેલું જણાય છે.

"पुष्येण संप्रयातोऽस्मि श्रवणे पुनरागतः॥" (गदापर्वे)

આ પ્રમાણેનાં બળરામનાં વચનો તે વખતની શૈલીનું યથાર્થ સૂચન કરે છે. હાલના મહાભારતમાં ગ્રહોનાં બબ્બે સ્થાન વિષેના ઉલ્લેખો જોવામાં આવે છે તે જોકે મૂળ ગ્રન્થમાં નહીં હોય તોપણ એ ઉલ્લેખો ઉપરથી મોડક અને એના અનુયાયીઓએ કાળનિર્ણય સમ્બન્ધી જે વિચારો દર્શાવ્યા છે તે

વાંચકને સમજાવવાનો હમે આ સ્થળે પ્રયત્ન કરીશું અને પછી એ વિચારો કેટલે અંશે ખરા છે તે વિષેની ચર્ચા ચલાવીશુ.

૨૭ નક્ષત્રો જેમાં આપવામાં આવ્યાં છે એવું ચિત્ર આ સાથે આપ્યું છે તે આ વિષય સમજવાને માટે ઘણું ઉપયોગી થઈ પડશે ( ચિત્ર જુઓ )

ચન્દ્ર, મંગળ અને બૃહસ્પતિ એ ગ્રહોના બબ્બે સ્થાન વિષે મહાભારતમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"मघाविषयगः सोमस्तद्दिनं प्रत्यपद्यत ॥" (भीष्मपर्व)

અહીં ચન્દ્ર મઘા નક્ષત્રમાં હતો એમ કહ્યુ છે, તેનીજ સાથે બળરામના વચન ઉપરથી એમ જણાય છે કે કે યુદ્ધની શરૂઆત વખતે એ મૃગ નક્ષત્રમાં હતોઃ—

"पुष्येण संप्रयातोऽस्मि श्रवणे पुनरागतः ॥" (गदापर्व)

વળી મંગળ એ મઘા નક્ષત્રમાં હતો એવું કહેવામાં આવ્યું છેઃ—

"मघास्वंगारको वक्रः ॥" (भीष्मपर्व.)

તેનીજ સાથે એ જ્યેષ્ઠા નક્ષત્રમાં હતો એવું પણ કહેવામાં આવ્યું છેઃ—

"कृत्वा चांगारको वक्रं ज्येष्ठायां मधुसूदन॥" (उद्योगपर्व)

બૃહસ્પતિ એ શ્રવણ નક્ષત્રમાં હતો એવું કહેવામાં આવ્યું છેઃ—

"श्रवणे च बृहस्पतिः ॥" (भीष्मपर्व.)

તેનીજ સાથે એ વિશાખા નક્ષત્રમાં હતો એવું પણ કહેવામાં આવ્યું છે. આ બબ્બે સ્થાનના સમ્બન્ધમાં ખુલાસો આપવાને માટે સાયન નક્ષત્રો અને નિરયન નક્ષત્રોનો આશ્રય લેવો પડ્યો છે. એવું કહેવામાં આવે છે કે એ વખતે નક્ષત્રોના બે પ્રકાર હતા, અને હમેશાંજ એ બે પ્રકાર સ્વીકારવા જોઇએ. નક્ષત્રોમાં અયનચલનને લીધે મહાવિષુવ પાછુ હઠે છે એટલે એકલા આ સ્થિર તારકોનેજ આપણાથી વળગી રહેવાય નહીં. સાયન એ નામની સાંકેતિક નક્ષત્રમાળાની શરૂઆત મહાવિષુવથી થાય છે અને એ સાંકેતિક નક્ષત્રમાળાનું પ્હેલું નક્ષત્ર અશ્વિનીનું છે એમ ગણી શકાય એવું છે. ઉદાહરણ તરીકે મહાવિષુવ ખરેખરા મૃગ નક્ષત્રમાં હતું ત્યારે સાંકેતિક નક્ષત્રમાળામાં અશ્વિનીનું નક્ષત્ર હતું અને એજ પ્રમાણે એની પછીના


અશ્વિની
ભરણી
કૃતિકા
રોહિણી
મૃગ
આર્દ્રા
પુનર્વસુ
પુષ્ય
આશ્લેષા
મઘા
પૂર્વા
ઉત્તરા
હસ્ત
ચિત્રા
વિષુવ
સ્વાતિ
વિશાખા
અનુરાધા
જ્યેષ્ઠા
મૂળ
પૂર્વાષાઢા
ઉત્તર ષાઢા
શ્રવણ
ધનિષ્ઠા
શતતારકા
પૂર્વાભાદ્રપદ
ઉત્તરાભાદ્રપદ
રેવતી
મહાવિષુવ
૧ સોમ
૨ સોમ ૧ મંગળ
૧ બૃહસ્પતિ
૨ મંગળ
૨ બૃહસ્પતિ

દરેક નક્ષત્રનું નામ બદલાતું ગયું. જ્યારે બેઉ નક્ષત્રમાળાઓનું એકી વખતે કથન કરવામાં આવ્યું હોય ત્યારે કયા નક્ષત્રને સાંકેતિક ગણવો અને કયા નક્ષત્રને ખરો ગણવો તેનો નિર્ણય અર્થ કરનારની ચતુરાઈથીજ થાય છે. મહાભારતની અંદર જે ગ્રહોનાં બબ્બે સ્થાન ગણાવવામાં આવ્યાં છે તેનો ખુલાસો એવી રીતે થઈ શકે છે કે મહાવિષુવને પુનર્વસુ નક્ષત્રમાં ગણવું એટલે સાંકેતિક નક્ષત્રમાળામાં અશ્વિની નક્ષત્ર આવશે. આ પ્રમાણે ચન્દ્ર, મંગળ, અને બૃહસ્પતિનાં મૃગ, મઘા, અને જ્યેષ્ઠા એ સ્થાન સાંકેતિક અથવા "સાયન" છે અને મઘા, જ્યેષ્ઠા અને શ્રવણ એ સ્થાન ખરાં છે એવું કહેવામાં આવે છે. વળી એવું કહેવામાં આવે છે કે આ બબ્બે સ્થાનથી માત્ર આશરા પડતી રીતે એવું સૂચવાય છે કે મહાભારતના યુદ્ધ વખતે મહાવિષુવ પુનર્વસુની નજીકમાં હતું; અને ત્યાર પછી કેટલાં વર્ષ થઈ ગયાં તેનો નિર્ણય આ વાત ઉપરથી થઈ શકે છે; કારણ કે ૭૨ વર્ષે મહાવિષુવ લગભગ એક અંશ જેટલું પાછું હઠે છે. 'મહાભારતનું યુદ્ધ થયું તે વખતે મહાવિષુવ પુનર્વસુની નજીકમાં એટલે હાલ જ્યાં છે ત્યાંથી લગભગ ૯૫ અંશ જેટલું પાછળ હતું, એ આધાર ઉપરથી ગણત્રી કરીને મોદકે એવું અનુમાન કર્યું છે કે એ બનાવ બન્યાને લગભગ ૭૦૦૦ વર્ષ થયાં હોવાં જોઇએ.

હમારા અભિપ્રાય પ્રમાણે ગ્રહોના સ્થાન વિષેના શ્લોકો (અથવા તો એ શ્લોકોના જે અર્થ કરવામાં આવ્યા છે તે) જેવા અનુપપન્ન છે તેવોજ તેનો જે ખુલાસો આપવામાં આવ્યો છે તે પણ અનુપપન્ન છે. એ સિદ્ધાન્ત વડે કરીને મહાભારતની અંદર ગણાવેલાં ગ્રહોનાં સઘળાં સ્થાનનો ખુલાસો થઈ શકતો નથી, એટલુંજ નહીં પણ ઇતિહાસની દૃષ્ટિએ પણ એ સિદ્ધાન્ત ભૂલ-ભરેલો છે. મહાભારતના વખતમાં અયનચલન વિષે લોકોને જ્ઞાન હતું એવું એ સિદ્ધાન્તમાં માની લેવામાં આવ્યું છે, પણ ખરું જોતાં આપણને વિદિત છે કે ખ્રિસ્તી સંવત્ પહેલાં થોડા વખત ઉપરજ ગ્રીક લોકોએ અયનચલનની શોધ કીધી હતી અને હિંદુસ્તાનમાં વરાહમિહિર, જે ઇ. સ. ૫૦૦ ના અરસામાં થઈ ગયો હતો, તેને પણ એ વિષે કંઈ પણ જ્ઞાન નહોતું.*

* એના વખતમાં "સંપાત"નું સ્થાન કયું હતું તે વિષેનો એનો પ્રખ્યાત શ્લોક જુઓ.

વળી એ સિદ્ધાન્તમાં એવું પણ માની લેવામાં આવ્યું છે કે નક્ષત્રોની શરૂઆત હંમેશાં અશ્વિની નક્ષત્રથી થતી હતી; પણ ખરૂં જોતાં બ્રાહ્મણ ગ્રન્થો, વેદાંગ જ્યોતિષ અને મહાભારત પણ એવું દર્શાવે છે કે ઈ. સ. ૧૦૦ સુધી નક્ષત્રોની શરૂઆત હંમેશાં કૃત્તિકાથી ગણાતી હતી. એકજ નામવાળી અને સ્વરૂપના ભેદ વિનાની સાંકેતિક અને ખરી એવી નક્ષત્રમાળાઓથી ઘોટાળો થવાનો સંભવ રહે છે એ વાત તો એ સિદ્ધાન્તના હિમાયતીઓએ પોતેજ કબૂલ કીધી છે. દરેક વખતે જે જે નક્ષત્ર વિષે કથન કરવામાં આવ્યું હોય તે નક્ષત્રનું સ્વરૂપ કેવું છે, સાંકેતિક છે કે ખરૂં છે, તે શોધી કાઢવાનું કામ ચતુરાઈ વગર બની શકે નહીં, અને એવા ચતુર માણસો ઘણા થોડા હોય છે એ વાત જાણીતી છે. પ્રાચીન ઋષિઓ એવા ન્હોતા કે આવી સ્થિતિમાં નામોનો ઘોટાળો દાખલ કરવાને તેઓ હાથે કરીને તૈયાર થાય; અને સાંકેતિક નક્ષત્રો ઓળખાઈ આવે તેટલા માટે એ નક્ષત્રોને કોઈ વિશેષણ લગાડ્યા વગર તેઓ રહેત નહીં એ નક્કી છે.

મહાભારતની અંદર ગ્રહોનાં જે જુદાં જુદાં સ્થાન ગણાવ્યાં છે તેનો ખુલાસો કરવાનું કામ ખરેખરૂં અઘરૂં છે. મહાભારતના છેલ્લા પ્રકાશક સૌતિએ ગ્રન્થની અંદર સેંકડો કૂટ શ્લોકો દાખલ કર્યા છે, એટલે ખગોળ-શાસ્ત્ર વિષેના કૂટ શ્લોકો પણ એણે કેટલાક આપ્યા હોય એ સંભવિત છે, અને મહાભારતના ટીકાકારે

"मघाविषयगः सोमस्तद्दिनं प्रत्यपद्यत ॥"

એ શ્લોકને એક જાતના કૂટ શ્લોક તરીકેજ ગણ્યો છે. એ શ્લોકનો ખુલાસો એણે એવી રીતનો કીધો છે કે ચંદ્ર પિતૃલોકમાં હતો એટલે ખરેખરો મૃગ નક્ષત્રમાં હતો એવો "मघाविषयग. सोम ॥" એનો અર્થ થાય છે. આ ખુલાસાને "विषय" એ શબ્દથી ઘણો ટેકો મળે છે. શ્લોકોના જો વિચારપૂર્વક અર્થ કરવામાં આવે, ખાસ કરીને "पीडयन्" એ શબ્દનો ટીકાકારને અનુસરીને "वेध" અથવા "दृष्टि" (સીધી કે વાંકી) એટલોજ અર્થ કરવામાં આવે તો જે અસંગતિઓ જોવામાં આવે છે તે ઘણીખરી

અદૃશ્ય થયા વગર રહે નહીં. આ સ્થળે દરેક શ્લોક લઇને તેની પરીક્ષા કરવા બેસીએ તો વાંચકને કંટાળો આવે તેથી આ વિષય હમે પરિશિષ્ટને માટે રહેવા દઇએ છિયે.

મિ. દત્ત અને મિ. આયરના અભિપ્રાય વિષે વિચાર કરવાનો હવે રહે છે. મિ. દત્તે જે મગધ દેશના ઇતિહાસગ્રન્થો ઉપર આધાર રાખ્યો છે તે હું ધારૂં છું કે આગળ જે પુરાણના વૃત્તાન્તો વિષે આપણે બોલી ગયા.છિયે તેનાથી ભિન્ન નથી; અને પુરાણના વૃત્તાન્તોની અવિશ્વસનીયતા એણે પોતેજ સ્વીકારી છે (જુઓ પુસ્તક બીજું, પૃ. ૩૦). આ કારણથી એ ગ્રન્થો વિષે જુદું વિવેચન કરવાની જરૂર રહેતી નથી, અને મિ. આયરે પોતાની નવી ચોપડીમાં જે ચતુરાર્ઝ્ઞિર્ગી સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે તેના તરફ આપણે વળીશું. અત્યાર સુધીમાં આપણે જે કહી ગયા તે ઉપરથી જણાશે કે હિંદુસ્તાન વિષેના ગ્રીક વૃત્તાન્તોમાંથી થોડાક વૃત્તાન્તોનેજ મિ. આયરે પોતાના ઉપયોગમાં લીધા છે. ડાયોનિસૉસ તે ઈક્ષ્વાકુ છે એવું સાબીત કરવાને માટે એણે ભારે શ્રમ લીધો છે અને હિરેક્લિસ તે હરિ અથવા શ્રીકૃષ્ણ છે એ વાત આવી ઉપાડી છે છતાં તે તરફ એણે બીલકુલ લક્ષજ આપ્યું નથી. વળી, "યુગને અન્તે ગ્રીક લોકોનો વિનાશ થયા પછી સાત સમર્થ રાજાઓએ અયોધ્યામાં રાજ્ય કર્યું હતું" એ ગર્ગનાં વચન ઉપર એણે ઘણો ભાર મૂકયો છે અને એવું કહ્યું છે કે કલિયુગ, જે મહાભારતના યુદ્ધથી શરૂ થયાનું ગર્ગ પોતેજ કબૂલ કરે છે, તે માત્ર હજાર વર્ષ સુધીજ રહેવાનો હતો અને ઈ. સ. પૂર્વે ૧૫૦ ના અરસામાં ગ્રીક લોકોને હિંદુસ્તાનમાંથી હઠાવી કાઢવામાં આવ્યા તેની સાથે એ યુગ પણ પૂરો થયો. (દ્યુલોકનો એક દિવસ તે મર્ત્યલોકના એક વર્ષની બરાબર થાય છે અને) દ્યુલોકનાં ૧૨૦૦ વર્ષે સુધી કલિયુગ પ્હોંચે છે એવું હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓએ હમેશાં ગણ્યું છે; અને એજ ખગોળશાસ્ત્રીઓએ 'માનવ લોકનાં હજાર વર્ષ સુધીજ કલિયુગ પ્હોંચવાનો છે' એવું કોઈ દિવસ પણ કહ્યું હોય એ માની શકાય તેમ નથી. વરાહમિહિરના "षड्द्विकपंचद्वियुतः" એ પ્રખ્યાત શ્લોકનો મિ. આયરે

જે ચતુરાઈભર્યો અર્થ કર્યો છે તે માન્ય કરાય એવો નથી, અને કહ્લણને એ અર્થ વિષે કંઈ પણ ખબર ન્હોતી. મિ. આયરના સિદ્ધાન્તમાં જે મહત્ત્વનાં દૂષણો જણાય છે તે હમે ઉપર દર્શાવી ગયા છિયે અને સ્થળ-સંકોચને લીધે એની દલીલોના સમ્બન્ધમાં વધારે વિસ્તૃત ચર્ચા કરવાનું હમારાથી અત્ર બની શકે એમ નથી.

આ પ્રકરણમાં કરાવલી ચર્ચા સંક્ષેપમાં નીચે પ્રમાણે મૂકી શકાશેઃ— ઇ. સ. પૂર્વે ૩૦૦ પછી તો હિંદુસ્તાનમાં હમેશાં એમજ મનાતું આવ્યું છે કે મહાભારતના યુદ્ધથી કલિયુગની શરૂઆત થઈ હતી અને શ્રીકૃષ્ણ એ મહાભારતના યુદ્ધનો મુખ્ય પુરુષ હતો. આ કારણને લીધે, મહાભારતના યુદ્ધનો સમય નક્કી કરવો એ શ્રીકૃષ્ણનો સમય અને કલિયુગના આરમ્ભનો સમય નક્કી કરવા બરાબરજ છે. જે વખતે શતપથ બ્રાહ્મણ રચાતું હતું તે વખતે મહાભારતનું યુદ્ધ થયું હતું એમ જણાય છે. શતપથ બ્રાહ્મણના દ્વિતીય કાંડ ઉપરથી એવું માલમ પડે છે કે એ બ્રાહ્મણના આગલા ભાગ જે વખતે રચાયા હતા તે વખતે કૃત્તિકા નક્ષત્રનો ઉદય હમેશાં પૂર્વે દિશામાં થતો હતો, અને દીક્ષિતની ગણત્રી પ્રમાણે આશરે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ ઉપર એ પ્રમાણે થતું હોવું જોઇએ. વૈદિક સમયના ઉલ્લેખોનું અચોક્કસપણું ધ્યાનમાં રાખીને ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષથી તે ૩૨૦૦ વર્ષની વચમાંના કોઈ સમયે શતપથ બ્રાહ્મણનો દ્વિતીય કાંડ રચાયો હોવો જોઇએ એવું અનુમાન આપણે કરી શકીએ. કલિયુગના આરંભનો સમય તેજ મહાભારતના યુદ્ધનો સમય હતો, અને પરંપરાથી ઉતરી આવેલી માન્યતા પ્રમાણે હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રીઓએ કલિયુગના આરંભને માટે ઇ. સ. પૂર્વે ૩૧૦૧ નું વર્ષ નક્કી કર્યું છે. હિંદુસ્તાનના ગ્રીક ઇતિહાસકારોએ રાજાઓની તારીખના સમ્બન્ધમાં હિંદુસ્તાનમાં તે વખતે જે વિચારો પ્રચલિત હતા તે નોંધી રાખ્યા છે, અને તે ઉપરથી એવું માલમ પડે છે કે હિરેક્લિસ, જે બીજું કોઈ નહીં પણ શ્રીકૃષ્ણ પોતેજ છે, તેની અને સેંડ્રોકોટાસ અથવા ચન્દ્રગુપ્તની વચ્ચે ૧૩૭ ઓલાદ જેટલા સમયનું છેટું હતું; અને દરેક ઓલાદને માટે સરેરાશ વીસ વીસ વર્ષ ગણીએ તો

એ હિરેક્લિસ ચન્દ્રગુપ્તના પ્હેલાં ૨૭૪૦ વર્ષ ઉપર, એટલે આશરે ઇ. સ. પૂર્વે ૩૦૫૨ માં થઈ ગયો હોવો જોઇએ. આ કાલનિર્ણયની વિરુદ્ધ જાય એવા જે પૌરાણિક વૃત્તાન્તો છે તે ઇતિહાસદષ્ટિથી જોતાં બહુજ ઓછા મૂલ્યના છે. આ પુરાણોમાં સુધારા વધારા કરીને આશરે ઇ. સ. ૮૦૦ માં એની છેલ્લી આવૃત્તિ તૈયાર કરવામાં આવી હતી, પણ એ પુરાણોના રચનારાઓ અજ્ઞાન હતા અને નન્દ ક્યારે થઈ ગયો તેની માહિતી તેઓને નહીં હોય. એ રચનારાઓનો મત ગ્રીસના ઇતિહાસકારો અને હિંદુસ્તાનના સઘળા ખગોળશાસ્ત્રીઓથી ઉલટો છે, અને એના ઉપર કંઈ પણ વજન મૂકવાનું કારણ નથી. મહાભારતના યુદ્ધના સમય વિષે સાધારણ રીતે જે મત દર્શાવવામાં આવે છે તેજ ખરો જણાય છે અને ઇ. સ. પૂર્વે ૩૦૦૦ પ્હેલાં નહીં તો ત્યાર પછી તો હમેશાં એજ મત ચાલતો આવ્યો છે. મોદકનો મત એનાથી વિરુદ્ધ છે, પણ એ મત મજબૂત દલીલોને આધારે બંધાયો હોય એમ જણાતું નથી. મિ. આયરનો મત પણ પ્રચલિત મતથી વિરુદ્ધ છે, પણ તેમાં દોષ એ છે કે હિરેક્લિસ તેજ કૃષ્ણ છે એ વાત સ્પષ્ટ હોવા છતાં એ વાતની એણે તદ્દન અવગણના કરી છે. મહાભારતના યુદ્ધને માટે જૂના વિચારને અનુસરીને જે સમય જણાવવામાં આવ્યો છે તે અતિશય પ્રાચીન છે એમ કદાચ કહેવામાં આવશે. પણ ઈજિપ્ટ, બૅબિલોન અને ચીનના ઐતિહાસિક બનાવોના સમ્બન્ધમાં આધુનિક શોધખોળોને પરિણામે જે તારીખો નક્કી થઈ છે તેના તરફ આપણે નજર ફેરવીશું તો આપણને માલમ પડશે કે પ્રાચીન હિંદુસ્તાનના પ્હેલામાં પ્હેલા ઐતિહાસિક બનાવને માટે જે તારીખ જણાવવામાં આવી છે તે આપણાથી ન માની શકાય એવી નથી. ઈજિપ્ટનો ઉચામાં ઉચો પિરામિડ, જે આજદિન સુધી સચવાઈ રહ્યો છે અને જે જગતની અતિ અદ્ભુત વસ્તુઓમાંની એક ગણાય છે, તે ઇ. સ. પૂર્વે ૨૫૦૦ ના અરસામાં બંધાયો હતો એવું માનવામાં આવે છે, અને એ ઉપરથી એવું અનુમાન થાય છે કે એ સમય પ્હેલાં કેટલાક સૈકાઓ આગળથી એ દેશ સુધારાની ઉત્કૃષ્ટ સ્થિતિએ પ્હોંચ્યો હશે અને એમાં,

સુવ્યવસ્થિત રાજ્યશાસનપદ્ધતિ દાખલ થઈ ચૂકી હશે * ઍબિસેનનો ઇતિહાસ છેક ઇ સ પૂર્વે ૨૪૫૮થી શરૂ થાય છે અને એ દેશનો સુધારો નીચલા મુલકોમાથી આવ્યો હતો એવુ જ્યા સ્વીકારવામા આવ્યુ કે "એ મુલકોના સુધારાની શરૂઆતને માટે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ કરતા વધારે મોડો વખત ગણી શકાશે નહીં" ચીન દેશના ઇતિહાસકારો પોતાના દેશના ઇતિહાસની શરૂઆત એનાથી પણ પણ વધારે પ્રાચીન સમયથી કરે છે, પણ આટલી વાત તો સર્વ કોઈ કબૂલ કરે છે કે હુગવી એ ખરેખરો થઈ ગયેલો રાજા ઇ સ પૂર્વે ૨૩૩૨મા ગાદીએ બેઠો હતો એની આગળના રાજાને વિષે એવુ કહેવામા આવે છે કે તેણે પોતાની પ્રજાને કૃષિશાસ્ત્ર શીખવ્યુ હતું, જાહેર દુકાનો કાઢી હતી, અને ઔષધિઓના ગુણની પરીક્ષા કીધી હતી વળી ઈજિપ્તના દહેરાઓ જોવાને માટે હિરોડોટસ ગયો હતો તે વખતે રાજાઓની વશાવલીઓ એ દહેરાઓમા સચવાઈ રહેલી એના જોવામા આવી હતી. એ વંશાવલીઓમા દરેક રાજાએ કેટલા વર્ષ સુધી રાજ્ય કીધું તે પણ આપવામા આવ્યુ હતું પ્હેના થોડાક રાજાઓના સમ્બન્ધમા જે આકડાઓ આપવામા આવ્યા છે તે લગાર અતિશયોક્ત ભરેલા છે, પણ તે સિવાયની બધી વિગતો ચોક્કસ અને ભરોસાદાર છે વળી "કુલપતિઓ" (Patriarchs) વિષેની હિબ્રૂ વશાવલીઓ એ લોકોના ધર્મગ્રન્થોમા આજ દિન સુધી જાળવી રાખવામા આવી છે તે બરાબર એવાજ પ્રકારની છે, અને ચીના લોકોના લખેલા ઇતિહાસગ્રન્થોમા

કારણ નથી. ટૂંકામાં, પ્રાચીન સમયની બીજી પ્રજાઓની પેઠે હિંદુસ્તાનના આર્ય લોકોનો ઇતિહાસ પણ છેક ઇ. સ. પૂર્વે ૩૧૦૧ જેટલા પ્રાચીન સમયથી શરૂ થતો હોય તો તેમાં બીલકુલ નવાઈ જેવું નથી. *

---

## પ્રકરણ ૨ જું.

---

### પાંડવો ખરેખરા થઇ ગયા હતા કે કેમ ?

કુરુ અને પાંચાલ એ બે પાસે પાસેની આર્ય પ્રજાઓ વચ્ચે જે મહાયુદ્ધ થયું હતું તે ક્યારે થયું હતું એ પ્રશ્નની ચર્ચા આપણે છેલ્લા પ્રકરણમાં કરી ચૂક્યા. હવે એ મહાયુદ્ધમાં ભાગ લેનારાં પાત્રો વિષેની ચર્ચા આપણે આ પ્રકરણમાં કરીશું. સાધારણ રીતે એટલું તો કબૂલ કરવામાં આવ્યું છે કે "પાસે પાસેની જે બે પ્રજાઓ પાછળથી એકત્ર થઇને એક પ્રજા બની ગઈ તેઓની વચ્ચેના એક પ્રાચીન યુદ્ધના ઐતિહાસિક બનાવ ઉપરથી મહાભારત રચાયું છે." પરંતુ એ યુદ્ધ ક્યારે થયું હતું, એટલુંજ નહીં પણ એ યુદ્ધમાં ભાગ લેનારાઓ કોણ કોણ હતા તેના સમ્બન્ધમાં પણ ઘણો મતભેદ છે. વેબર વગેરેની દલીલોને અનુસરીને મિ. દત્ત એમ માને છે કે "પાંડવોને દંતકથાના કલ્પિત વીરો તરીકે ગણવા જોઇએ," કારણ કે મહાભારતનાં જે બીજાં પાત્રો છે તેના વિષે એ સમયના વૈદિક સાહિત્યમાં ઘણી વાર કથન કરવામાં આવ્યું છે, પણ પાંડવો વિષે કોઈ પણ ઠેકાણે કથન કરાયલું જોવામાં આવતું નથી. ઉદાહરણ તરીકે, પરિક્ષિતના પુત્ર જનમેજયનું નામ મહાભારતમાં ઘણી વાર આવે છે, પણ ભારતની લડાઇના મુખ્ય વીર અને જનમેજયના પ્રપિતામહ અર્જુનનું નામ

---

* "આ સમ્બન્ધમાં એટલું આપણે સ્મરણમાં રાખવાનું છે કે "સિંધુ અને ગંગા નદીની ઉત્પન્ન વસ્તુઓ, અને હિંદુસ્તાનનું જાણીતું રેશમી કાપડ એ સઘળું ઇ. સ. પૂર્વે ૨૦૦૦ ના અરસામાં હિંદુસ્તાનના વહાણ મારફત અરબસ્તાનમાં લાવવામાં આવતું હતું" (જુઓ પ્રો. મૅકસ. ડંકરનો "પ્રાચીન દેશોનો ઇતિહાસ," પૃ. ૩૨૨.)

કોઈ પણ ઠેકાણે જોવામા આવતું નથી. બ્રાહ્મણ ગ્રન્થોમાં 'અર્જુન' એ શબ્દ ઇન્દ્રના નામ તરીકેજ વપરાયલો જણાય છે આ કારણને લીધે, મહાભારતમા વર્ણવાયલા બનાવોનો ઐતિહાસિક દૃષ્ટિથી સાર આપતાં પહેલાં "પાંડવો ખરેખરા થઈ ગયા હતા કે કેમ ?' એ પ્રશ્નની ચર્ચા કરવાની આપણને જરૂર છે.

સાધારણ રીતે તો, ઐતિહાસિક બનાવો જેમાં નોંધાયલા હોય એવા ગ્રન્થમા અમુક માણસ અથવા અમુક બનાવ વિષે કથન કરાયલું જોવામાં આવે એટલુંજ એ માણસ થઈ ગયો હતો અથવા એ બનાવ બન્યો હતો એમ પુરવાર કરી આપવાને બસ થાય છે મોઝિઝ અથવા રોમ્યુલસ થઈ ગયો હતો કે નહી તેના સમ્બન્ધમાં એ સમયના ઇતિહાસગ્રન્થો, અથવા તો સમકાલીન મનુષ્યોથી ઇતિહાસગ્રન્થો રચવાનું ન બની શક્યું હોય ત્યાં પરપરાથી ઉતરી આવેલી માન્યતાઓને આધારે પાછળથી રચાયલાં પુસ્તકો, એ સિવાય બીજા કોઈ પુરાવાની જરૂર પડતી નથી અને બીજો કોઈ પુરાવો મળી શકે એવું પણ હોતું નથી. અલબત્ત પરપરાથી ઉતરી આવેલી માન્યતાઓ અથવા ઇતિહાસગ્રન્થો સત્ય નથી એવું સાબીત કરી શકાય અથવા તો એના ઉપર ભરોસો મૂકવા જેવું નથી એવુ મજબૂત દલીલો આપીને દર્શાવી શકાય એમ હોય ત્યા આગળ એ માન્યતાઓને અથવા એ ઇતિહાસગ્રન્થોને પ્રમાણ તરીકે નજ સ્વીકારવા જોઇએ એ વાત ખરી છે; પણ એવી સ્થિતિ જ્યાં આગળ ન હોય ત્યાં આગળ એ માન્યતાઓ અને એ ઇતિહાસગ્રન્થો ઉપર આધાર ન રાખવાનુ કંઈ પણ કારણ નથી. મહાભારત એ કાવ્ય નવલકથા તરીકે નહીં, પણ ઇતિહાસ તરીકે રચાયલું છે, તેથી જ્યાં સુધી વિરુદ્ધની મજબૂત દલીલો આપણી આગળ ન આવે ત્યા સુધી મહાભારતની અંદર જણાવેલા પાંડવો અને તેમના શત્રુઓ ખરેખરા થઈ ગયા હતા અને જે પરાક્રમો તેઓનાં કરેલા વર્ણવવામાં આવ્યાં છે તે તેઓએ ખરેખરાં કર્યાં હતાં એમજ આપણે માનવુ જોઇએ.

આ નિર્ણયની વિરુદ્ધમા જે નાસ્તિપક્ષની દલીલો આપવામાં આવે છે તે કેટલીક વાર લગાર વગરવિચારી હોય છે. આપણે જરા વિચાર કરીશું

તો જણાશે કે એજ સમયના અથવા તો એની પછીના સમયના વૈદિક સાહિત્યમાં પાંડવો વિષે કંઈ કથન કરવામાં આવેલું જણાતું નથી એટલીજ વાત ઉપરથી કંઈ પણ અનુમાન નીકળી શકે એમ નથી. એ સાહિત્યમાં એવી રીતનું કથન થવું જરૂરનું હતું એ વિશેષ વાત જ્યાં સુધી સિદ્ધ થઈ શકી નથી ત્યાં સુધી પાંડવો વિષે કથન ન કરાયાની હકીગત એકલી અ. કિંચિત્કર છે. આપણે લગાર વધારે ઉત્કટ ઉદાહરણ લઇએ તો પાર-ડી-બર્ગની લડાઈ થઈ તે વખતે સેંકડો પુસ્તકો રચાયાં હતાં અને ત્યાર પછી પણ રચાયાં છે; પણ તેમાંનાં ઘણાંખરાં પુસ્તકોમાં, લૉર્ડ રૉબર્ટ્સ અથવા લૉર્ડ કિચનર, જે નિઃસંશય આધુનિક સમયના મ્હોટામાં મ્હોટા વીર નરો છે, તેના વિષે કંઈ પણ કથન કરવામાં આવ્યું નથી. રે। એ લડાઈ વિષે પણ કંઈ કહેવામાં આવ્યું નથી. પણ એ પુસ્તકમાં લૉર્ડ રૉબર્ટ્સ અથવા લૉર્ડ કિચનરનું નામ બીલકુલ આવતું નથી તેટલા ઉપરથી એમ કહેવું કે એ વીર નરો કદી પણ થયાજ ન્હોતા એ તો તદ્દન મૂર્ખાઈભરેલુંજ કહેવાય. મરાઠાઓ અને અફઘાનોની વચ્ચે પાણિપતની મ્હોટી લડાઈ થઈ ત્યાર પછી મરાઠી, અંગ્રેજી વગેરે ભાષાઓમાં ઘણાંએ પુસ્તકો લખાયાં અને ઘણીએ કવિતાઓ બનાવાઈ, પણ દરેક પુસ્તકમાં અથવા દરેક કવિતામાં એ લડાઈ વિષે અથવા એ લડાઇના અગ્રણીઓ વિષે સૂચન કરવામાં આવ્યું હોય એવી આશા રાખવી એજ હાસ્યજનક છે. પાણિપતની લડાઈ પછી રચાયેલા અમુક પુસ્તકમાં સદાશિવ રાવ ભાઉ અથવા જંકોજી સિંધિયાનું નામ બીલકુલ ન જોવામાં આવતું હોય તેટલા ઉપરથી એ માણસો કદી થયાજ ન્હોતા એવું અનુમાન કોઈ કરે તો તે ભૂલભરેલુંજ કહેવાય. આ ઉત્કટ ઉદાહરણો ઉપરથી, નાસ્તિપક્ષની દલીલો કેવી હસનીય થાય છે તે જણાઈ આવશે. ઉપર જે પુસ્તકો વિષે આપણે કહ્યું તે પુસ્તકો બોઅર લોકોનો અથવા મરાઠાઓનો ઇતિહાસ આપવાના ખાસ હેતુથી તેજ વખતે અથવા ત્યાર પછીથી રચાયલાં હોત તો વાત જુદી હતી; કારણ કે એવા ઇતિહાસગ્રન્થોમાં તો સ્વાભાવિક રીતે એ બનાવો અને એ બનાવોમાં ભાગ લેનારા માણસો વિષે કથન કરાયલું હોવુંજ જોઇએ.

હવે એ તો જાણીતી વાત છે કે વેદના સાહિત્યમાં સાધારણ રીતે ધર્મ-ક્રિયાઓની સમજૂતી અને કોઈ કોઈ વખત ફિલ્સુફીના તથા અધ્યાત્મ-વિદ્યાના સિદ્ધાન્તો આપવામાં આવ્યા હોય છે. એમાં ઇતિહાસ વિષેના ઉલ્લેખો ક્વચિતજ, અને તે પણ ઉદાહરણ તરીકેજ, કરાયલા હોય છે. જે કોઈ બનાવો બન્યા હોય અને જે કોઈ માણસો થઈ ગયાં હોય તે સઘળાં-ઓનેજ વૈદિક ગ્રન્થોના ઉદાહરણમાં આપવામાં આવ્યાં હોય એ કદી ધારી શકાય એવું નથી. હમારા અભિપ્રાય પ્રમાણે તો મહાભારતની લડાઈ વિષે અથવા પાંડવો વિષે એ ગ્રન્થોમાં કંઈ પણ કથવામાં નથી આવ્યું એટલા ઉપરથી એ લડાઈ થઈજ ન્હોતી અથવા પાંડવો થયાજ ન્હોતા એવું અનુ-માન તર્કશાસ્ત્ર પ્રમાણે બીલકુલ નીકળી શકતું નથી; કારણ કે મહાભારતમાંથી જે ઐતિહાસિક પ્રમાણો આપણને મળી આવ્યાં છે તેના પ્રામાણ્યને શિથિલ કરી શકે એવાં પ્રબળ કારણો આપણને ઉપલબ્ધ થતાં નથી.

આ પાત્રોને સદ્‌વર્તન વિષેના આર્ય વિચારોથી તદ્દન ઉલટી રીતે વર્તતાં શા માટે દર્શાવવામાં આવ્યાં ? મહાભારતની અંદરજ આ પ્રમાણેનું વર્તન સાધારણ કરતાં જુદી રીતનું હતું એ વાત સ્વીકારવામાં આવી છે, અને એ વર્તનના બચાવમાં જુદે જુદે સ્થળે જુદા જુદા ખુલાસાઓ આપવામાં આવેલા આપણે સ્પષ્ટ જોઈએ છિયે. વળી દ્રૌપદીનું અપમાન થયલું તેનું વેર લેવાને માટે યુદ્ધમાં દુઃશાસનને મારીને તેનું રુધિરપાન કરતો ભીમને વર્ણવવામાં આવ્યો છે. આ જંગલી વર્તણૂક પણ દરેક માણસના સદ્‌વર્તન વિષેના સામાન્ય વિચારથી તદ્દન ઉલટી છે, અને પાછલા સમયના કલ્પિત વીરોમાં કવિએ આવાં લક્ષણનું આરોપણ કર્યું હોય એ વાત માની શકાય એવી નથી. ખરેખર, એક પાછલું પ્રકરણ, જે પાછળથી ઘુસાડી દેવામાં આવેલું હોય એવું ચોખ્ખું જણાઈ આવે છે, તેમાં ભીમનો બચાવ કરવાના ઉદ્દેશથી એવું કહેવામાં આવ્યું છે કે ભીમે કંઈ ખરેખરૂં રુધિરપાન કર્યું ન્હોતું, પણ રુધિરપાન કરતો હોય એવો દેખાવ માત્ર કર્યો હતો. આ અને બીજા કેટલાક ન્હાના ન્હાના પ્રસંગો ઉપરથી હમને તો એમજ જણાય છે કે પાંડવો એ કલ્પનાજન્ય નહીં પણ ખરેખરા થઈ ગયલા વીર નરો હતા. આ સમ્બન્ધમાં કદાચ એવી રીતની દલીલ કરવામાં આવશે કે જે વખતે હિંદુસ્તાનના આર્ય લોકોમાં અનેક પતિઓને પરણવાનો રિવાજ હતો અને જે વખતે મનુષ્યના રુધિરનું પાન કરવું એમાં કંઈ ત્રાસદાયક ગણાતું નહીં તે વખતના વિચારોનું ચિત્ર આ સ્થળે આપવામાં આવ્યું છે. આ તર્કની સત્યતા વિષે ઘણો સશય રહે છે. છતાં એ તર્કને જો આપણે સત્ય તરીકે સ્વીકારીએ તો આટલું તો કબૂલ કરવું પડશે કે જે સમયે એવા વિચારો અસ્તિત્વમાં હશે તે સમય ખરેખર ઘણોજ પ્રાચીન હોવો જોઈએ. આ તર્કથી '*પાંડવો ખરેખરા થઈ ગયા હતા*' એ વાત કબૂલ કરવામાં આવે છે એમ ન ગણીએ, તોપણ એ વાત કબૂલ કરવામાં આવતી હોય તેના કરતાં કંઈ વધારે સારૂં પરિણામ તો નથીજ આવતું એમ તો કહેવું પડશે.

હજી કદાચ કોઈને એમ લાગશે કે વૈદિક સમયના પાછલા ગ્રન્થોમાં મહાભારત જેવી વિશાળ અને વ્યાપક રચનાના નાયકો વિષે કંઈ પણ

જનમેજય પારિક્ષિતનું નામ આવે છે. એ સ્થળે એવું કહેવામાં આવ્યું છે કે ઇન્દ્રોત દૈવાપિ શૌનક એ ઋષિની મદદથી જનમેજયે અશ્વમેધ નામનો યજ્ઞ કર્યો અને એ યજ્ઞ કરીને બ્રહ્મહત્યાના દોષમાંથી એ તદ્દન મુક્ત થયો. આ ઉપરથી એવું અનુમાન કરવામાં આવ્યું છે કે જનમેજય એ નામનો એકજ માણસ હતો, તે અર્જુનનો પ્રપૌત્ર હતો, અને જે દોષમાંથી એ મુક્ત થયો તે દોષ મહાભારતના યુદ્ધનો હતો.

પારિક્ષિત જનમેજય એ મહાભારતના વીર પુરુષો ( પાંડવો ) નો પૂર્વજ હતો કે વંશજ હતો તેના સમ્બન્ધમાં મહાભારતમાં કંઈક ઘોટાળો છે એ વાત નિઃસંશય ખરી છે. આ પુસ્તકના પ્રથમ વિભાગમાં આપણે દર્શાવી ગયા છિયે તે પ્રમાણે મહાભારતના છેલ્લા પ્રકાશક સૌતિએ પુનરુક્તિ કરીને અને પોતાના સમયની ઝીણી ઝીણી ઐતિહાસિક હકીગતોને એકજ સ્થળે એકઠી કરીને વૈશંપાયનના ભારતમાં ઘણો ઉમેરો કર્યો છે. આદિપર્વના ૯૪મા અધ્યાયમાં પાંડવોની વંશાવલી છન્દોબદ્ધ રચના વડે આપવામાં આવી છે, અને એની પછીનોજ અધ્યાય ગદ્યમાં છે તેમા એજ વંશાવલી પાછી આપવામાં આવી છે. આ સ્થળે, ઉપર જણાવી ગયા તે પ્રમાણે એવું અનુમાન થાય છે કે છન્દોબદ્ધ રચનાવાળો ૯૪ મો અધ્યાય સૌતિ તરફથી પાછળથી ઉમેરવામાં આવ્યો છે, કારણ કે બેઉ વંશાવલીઓમાં કેટલોક તફાવત છે, અને કુરુથી તે શાન્તનુ સુધીના વંશજો બેઉમાં નીચે પ્રમાણે આપવામાં આવ્યા છેઃ—

અધ્યાય ૯૪.

- કુરુ
  - અવિક્ષિત
    - પરિક્ષિત્
      - જનમેજય
        - ધૃતરાષ્ટ્ર
          - પ્રતીપ
            - દેવાપિ
            - શાન્તનવ
            - બાલ્હીક
          - અને બીજાઓ
        - પાંડુ
        - બાલ્હીક
        - ૫ બીજા
      - કુક્ષસેન
      - ઇન્દ્રસેન
      - ઉગ્રસેન
      - સુષેણ
      - ચન્દ્રસેન
      - ભીમસેન
    - ૭ બીજા છોકરાઓ
  - જનમેજય

અધ્યાય ૯૫.

કુરુ
વિદુર
અનશ્વા
પરિક્ષિત્
ભીમસેન
પ્રતિશ્રવા

ન્હોતો. કદાચ આપણને એવું કહેવામાં આવશે કે પરિક્ષિતને ભીમસેન સિવાય બીજા છોકરાઓ પણ હોય અને તેમાંનો એક જનમેજય હોય એ બનવા જોગ છે. વળી એવું પણ ઉમેરી શકાય એમ છે કે ઇન્દ્રોત દેવાપિ શૌનકની મદદ વડે કરીને જનમેજય પારિક્ષિત બ્રહ્મહત્યાના પાપમાંથી કેવી રીતે મુક્ત થયો તે હકીગત શાન્તિપર્વના ૧૫૦ મા અધ્યાયમાં ભીષ્મે યુધિષ્ઠિરને કહી સંભળાવી છે એ ઉપરથી ઉપલી ધારણાને ઘણી મજબૂતી મળે છે. એ સ્થળે જે જનમેજય પારિક્ષિત વિષે કથન કરવામાં આવ્યું છે તે નિઃસંશય ભીષ્મ અને યુધિષ્ઠિર એ બેઉનો પૂર્વજ હોવો જોઇએ. પણ એવું જણાય છે કે શતપથ બ્રાહ્મણમાં આપેલી આખ્યાયિકાની સાથે સુસંગતિ આણવાને માટે આ અધ્યાય પણ સૌતિએ પાછળથી ઉમેરેલો છે, અને એ ઉમેરાને લીધે ૯૪મા અધ્યાયની વંશાશલીમાં પણ એને કેટલાક ફેરફાર કરવાની જરૂર પડી હતી; કારણ કે આ અધ્યાય ઉપરથી તેમજ શતપથ બ્રાહ્મણની આખ્યાયિકા ઉપરથી જનમેજય એ સઘળા ભાઇઓમાં વધારે મ્હોટો હોવો જોઇએ એવું અનુમાન નીકળે છે, ત્યારે ૯૫મા અધ્યાયમાં ભીમસેનને 'જનમેજય' એ નામનો કોઈ ભાઈ હોય એવું આપણે ગણીએ તો તે ભીમસેનના કરતાં ન્હાનો હતો એવું આપણને ગણવું પડશે, કારણ કે જો એમ ન હોય તો પારિક્ષિત કુટુમ્બના પ્રતિનિધિ તરીકે ભીમસેનનું નામ આપવામાં આવે નહીં. પ્રાચીન તેમજ અર્વાચીન, પૂર્વના તેમજ પશ્ચિમના દેશોની સઘળી વંશાવલીઓમાં તેનાં તે નામ ફરી ફરીને જોવામાં આવે એવું ઘણી વાર બને છે. એકજ નામના જુદા જુદા રાજાઓને ઓળખાવવાને માટે હાલના ઇતિહાસોમાં એવું કરવામાં આવે છે કે તેઓના નામની પાછળ સંખ્યા ઉમેરવામાં આવે છે. ઇંગ્લાંડના રાજાઓના સમ્બન્ધમાં એડવર્ડ પ્હેલો, એડવર્ડ બીજો એ પ્રમાણે, દિલ્હીના શહેનશાહના સમ્બન્ધમાં અકબર પ્હેલો, અકબર બીજો એ પ્રમાણે આપણે બોલીએ છિયે. પણ વૈદિક સાહિત્યની રીત એવી છે કે મૂળ નામની સાથે બાપનું અથવા માતાનું નામ પણ ઉમેરવું. ઋષિઓના સમ્બન્ધમાં હમેશાં બક દાલ્ભ્ય, ઉપસ્તિ ચક્રાયણ એ પ્રમાણે અને રાજા-

એના સમ્બન્ધમાં હરિશ્ચન્દ્ર ઐક્ષ્વાક, જનમેજય પારિક્ષિત એ પ્રમાણે કહેવામાં આવે છે. ૯૫મા અધ્યાયમાં જે ગદ્યાત્મક વંશાવલી આપવામાં આવી છે તેમાં પાંડવોના પૂર્વજોમાં એક જનમેજયને અને એક પરિક્ષિતને પણ ગણાવ્યો છે, પણ એ જનમેજય પરિક્ષિતનો પુત્ર નહોતો. પાંડવોનો પૂર્વજ અને પાંડવોનો વંશજ એવા બે જનમેજય પારિક્ષિત થઈ ગયા હોય તેના કરતાં એકજ 'જનમેજય પારિક્ષિત' થઈ ગયો હોય એ વધારે સંભવિત જણાય છે. આ સઘળી દલીલો ઉપરથી એવુંજ અનુમાન થાય છે કે આદિપર્વના ૯૪ મા અધ્યાયની પદ્યાત્મક વંશાવલી તેમજ શતપથ બ્રાહ્મણ ઉપરથી લેવાયલી શાન્તિપર્વના ૧૫૦મા અધ્યાયની જનમેજય પારિક્ષિત અને દેવાપિ શૌનકની આખ્યાયિકા એ બેઉ સૌતિએ પાછળથી ઘુસાડી દીધેલાં છે. એ ઉપરાંત મહાભારતના આદિપર્વના બીજા અધ્યાયમાં પણ જનમેજય પારિક્ષિત વિષે કથન કરવામાં આવ્યું છે તે ઉપરથી આગળ જણાવેલા વિચારને વિશેષ ટેકો મળે છે. શતપથ બ્રાહ્મણની પેઠે એ સ્થળે પણ જનમેજય, શ્રુતસેન, ઉગ્રસેન, અને ભીમસેન એ ચારે ભાઈઓનાં નામ સાથે આપવામાં આવ્યાં છે, અને "પાપકૃત્ય" એ શબ્દ પણ વાપરવામાં આવ્યો છે. આ ઉપરથી એવું જણાય છે કે અહીં પણ એની એજ શતપથ બ્રાહ્મણની આખ્યાયિકા આપવામાં આવી છે, અને એ અધ્યાય ગદ્યમાં હોવાથી કોઈ જૂના ઇતિહાસનો અવશેષ હોય તેના જેવો જણાય છે. એ અધ્યાયમાં જનમેજયને અર્જુનનો પૂર્વજ નહીં પણ ચોખ્ખો પ્રપૌત્રજ કહેલો છે. એ ઉપરથી ચોક્કસ માલમ પડે છે કે 'જનમેજય પારિક્ષિત' એકજ હતો અને તે મહાભારતના વીર નરોનો વંશજ થતો હતો. પણ મહાભારતના જનમેજયના સમ્બન્ધમાં ઘોટાળો છે એ વાત કબૂલ કરીએ તોપણ જે બ્રહ્મહત્યાના પાપમાંથી જનમેજય મુક્ત થયો તે પાપ મહાભારતની લડાઈ સાથે કંઈ પણ સમ્બન્ધ ધરાવતું હતું એવું આપણાથી શા આધારે કહી શકાશે? બ્રહ્મહત્યા વિષે જરા કથન કરવામાં આવેલું તે ઉપરથી તૂટી પડીને મહાયુદ્ધનો દોષ એના માથા ઉપર મૂકવો એ વાસ્તવિક જણાતું નથી. જનમેજયે જે હત્યા કરી હતી તે કંઈ એના સમ્બન્ધમાં શતપથ બ્રાહ્મણમાંથી

આપણને કંઈ પણ સૂચના મળી શકતી નથી શાન્તિપર્વના અધ્યાયમાં, આ વૈદિક આખ્યાયિકા ફરીથી આપવામા આવી છે, ત્યાં આગળ એવું કહેવામાં આવ્યું છે કે જનમેજયને હાથે અચાનક બ્રાહ્મણની હત્યા થઈ હતી. આદિપર્વના બીજા અધ્યાયમાં એજ 'જનમેજય પારિક્ષિત' વિષે કથન કરવામાં આવ્યું છે તે ઉપરથી એણે કરેલુ પાપ કેવા પ્રકારનું હતું તેનો નિર્ણય કરવાનું કંઈ પણ સાધન આપણને મળી શકતું નથી. મહાભારતમાં જે યુદ્ધનું વર્ણન આપવામાં આવ્યું છે તે ઉપરથી તો યુદ્ધમાં એકજ બ્રાહ્મણનું-એકલા દ્રોણનું મૃત્યુ થયુ જણાય છે. દ્રોણ એ બ્રાહ્મણના કરતાં લડવૈયો વધારે હતો, અને રહામા પક્ષના સરદાર તરીકે બીજાઓની હત્યા કરવાને એ આવ્યો હતો એટલે એને મારવો એમાં કોઈ પણ રીતનું પાપ ન્હોતું. ધર્મશાસ્ત્રનો નિર્ણય આ બાબતમાં ખુલ્લો છે, અને મહાભારતની અંદરજ એ નિર્ણય ઘણી વાર જણાવવામાં આવ્યો છે. શતપથ બ્રાહ્મણમાં કંઈક બ્રહ્મહત્યા વિષે કથન કરવામાં આવ્યુ તેટલા ઉપરથી એ પાપની ગંભીરતા વધારી દઈને મહાભારતના યુદ્ધની સાથે એની એકતા કરી દેવી એ કેવી રીતે બની શકે તે હમારાથી સમજી શકાતું નથી.

વૈદિક સાહિત્યગ્રન્થોમાં એક બીજો ફકરો છે તેના ઉપરથી પણ ઘણાં ભૂલભરેલાં અનુમાનો કાઢવામાં આવ્યાં છે. શતપથ બ્રાહ્મણના બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ચર્ચાપ્રસંગે યાજ્ઞવલ્કયને એનો પ્રતિપક્ષી પૂછે છે કે "પારિક્ષિતો (પરિક્ષિતના છોકરાઓ) ક્યાં હતા?" આ પ્રશ્નના જવાબમાં યાજ્ઞવલ્કય કહે છે કેઃ—

"અશ્વમેધ કરનારાઓ સઘળા જ્યાં જાય છે ત્યાં."

આ ઉપરથી વેબર એવું અનુમાન કરે છે કે "એ વખતે પારિક્ષિતોનો સમૂળગો વિનાશ થયો હશે, છતાં તેઓનું જીવન અને તેઓનો વિનાશ એ લોકોની સ્મૃતિમાં હજી તાજાં હશે અને એ સમ્બન્ધમાં લોકોને કુતૂહલ રહેલું હશે." વળી એક બીજે ઠેકાણે એણે કહ્યું છે કે "શતપથ બ્રાહ્મણના છેલ્લા ભાગ ઉપરથી એવું જણાય છે કે જનમેજય પારિક્ષિતનું સ્મરણ હજી લોકોને તાજું હશે અને એના તથા એના વંશના ઉદય

તથા અરતની હકીગત હજી તેઓના ચિત્તમાંથી ખસી નહીં હોય." હવે બૃહદારણ્યક ઉપનિષદ્‌ના જે ફકરા વિષે ઉપર કહેવામાં આવ્યું છે તેમાં એવું કંઈ જણાતું નથી કે જે ઉપરથી પારિક્ષિતના છોકરાઓનો અધઃપાત થયો અથવા તો એ અધઃપાત ઘણો ભયંકર હતો એવું અનુમાન નીકળી શકે. આપણે કબૂલ કરીએ કે પ્રશ્ન તથા ઉત્તર એ બેઉ ઉપરથી એવું અનુમાન થાય છે કે પ્રશ્ન કરનારના મનમાં પરિક્ષિત્‌ના પુત્રે કરેલી બ્રહ્મહત્યાનો વિચાર હોવાને લીધે એ પુત્રો ત્યાં ગયા હશે કે કેમ તે વિષે શંકા ઉત્પન્ન થઈ હશે, તોપણ વ્યાવહારિક દૃષ્ટિએ પારિક્ષિતોનો અધઃપાત થયો હતો એવું અનુમાન કરવાને માટે આપણી પાસે શો આધાર છે? શું પારિક્ષિતોનો યુદ્ધમાં પરાજય થયો હતો એવું ધારવામાં આવે છે? એ સમ્બન્ધમાં વેમરેજ પાછળથી એવું અનુમાન કર્યું છે કે પારિક્ષિતો એ મહાભારતની લડાઈના આગેવાન હતા અને પ્રપંચ તથા પાપને લીધે (તેઓનો અધઃપાત થયો ન્હોતો પણ) તેઓને વિજય મળ્યો હતો. હમારા અભિપ્રાય પ્રમાણે વેમરના આગલા અનુમાનને માટે કંઈ પણ આધાર નથી એટલુંજ નહીં, પણ પાછલા ભાગમાં એણે પોતે જે કહ્યું છે તેનાથી એ અનુમાન વિરુદ્ધ જાય છે. વળી આખો ફકરો એણે બરાબર તપાસ્યો જણાતો નથી, કારણ કે ઉત્તરમાં આગળ જણાવવામાં આવ્યું છે કે—

"ત્યાં કે જ્યાં સઘળા અશ્વમેધ કરનારાઓ જાય છે, એટલે મક્ષિકાની પાંખ જેવી અથવા અસ્ત્રાની અણી જેવી ન્હાની જગા જ્યાં આગળ છે તે દુનિયાની પેલી તરફ........." આ ફકરાનો ખરેખરો ભાવાર્થ તો ભાષ્ય ઉપરથી સમજાય છે તે પ્રમાણે એવો છે કે અધ્યાત્મવિદ્યાથી એક ઋષિ જ્યાં જઈ શકે ત્યાંજ અશ્વમેધ કર્યાથી પણ જઈ શકાય છે. પારિક્ષિતોએ કંઈ પાપ કર્યું હશે તોપણ તે પાપ વિષે પ્રશ્ન કરનારના મનમાં ઘણુંખરું વિચાર પણ નહીં આવ્યો હોય.

આ પ્રકરણનો સાર હવે આપણે ટૂંકામાં કહી જઈશું. બનેલા બનાવોનો ઇતિહાસ આપવો એ વૈદિક સાહિત્યગ્રન્થોનો ઉદ્દેશ નથી એટલે એ ગ્રન્થોમાં પાંડવો વિષે અથવા મહાભારતના યુદ્ધ વિષે કથન કરવામાં ન

આવ્યું હોય તેટલા ઉપરથી પાંડવો કદી થયાજ ન્હોતા અથવા મહાભારતની લડાઈ કદી થઈજ ન્હોતી એવું અનુમાન થઈ શકતું નથી, અને તેઓનાં જે કર્મો ગણાવવામાં આવ્યાં છે તે ઉપરથી પણ તેઓની ઉત્પત્તિ કવિકલ્પનાથીજ થઈ હોય એમ જણાતું નથી. વળી, શતપથ બ્રાહ્મણમાં જનમેજય પારિક્ષિત અને એની બ્રહ્મહત્યા વિષે કથન કરવામાં આવ્યું છે તોપણ એ બ્રહ્મહત્યા તે મહાભારતના યુદ્ધનો દોષ હતો એવું માનવાને માટે કોઈ પણ રીતનો આધાર નથી. એવું જો માનવાનું હોત તો એ બ્રહ્મહત્યા કેવી રીતની હતી તેના સમ્બન્ધમાં કંઇક વચનો શતપથ બ્રાહ્મણમાં ઘણુંખરૂં ઉમેરવામાં આવ્યાં હોત. વળી પારિક્ષિતોનો વ્યવહારદૃષ્ટિએ કંઈ પણ અધઃપાત થયો હોય એવું પણ જણાતું નથી. એથી ઉલટું તેઓએ જે મ્હોટા મ્હોટા અશ્વમેધ કર્યા હતા તેને લીધે તેઓનું સ્મરણ કરવામાં કરવામાં આવતું હતું; અને તેઓએ અશ્વમેધ કર્યા હતા એ ઉપરથીજ માલમ પડે છે કે તેઓની સંપત્તિનો સૂર્ય પૂરેપૂરો ઉદય થવા પામ્યો હતો.

આ પ્રમાણે પાંડવો ખરેખરા થઈ ગયા હતા અને મહાભારતના યુદ્ધમાં ભાગ લેનારાઓ (જનમેજય નહીં) પણ પાંડવોજ હતા એટલું દર્શાવ્યા પછી મહાભારતમાં વર્ણવાયલા બનાવોનો સાર આપણે સંક્ષેપમાં કહી જઈશું, અને એમાં જે દંતકથાઓ આવે છે તેને આપણે ક્યાંતો બાતલ કરીશું અથવા તો તેને સાદા રૂપમાં મૂકીશું.

---

## પ્રકરણ ૩.

### પાંડવોના પૂર્વજો.

મનુની પુત્રી ઈળા અને ચન્દ્રથી જેઓ ઉત્પન્ન થયલા કહેવાય છે તે ચન્દ્રવંશી ક્ષત્રિયોમાં સૌથી પ્હેલો નામાંકિત રાજા પુરૂરવા નામનો હતો. પુરૂરવા અને ઉર્વશી નામની એક સ્વર્ગની અપ્સરા એ બેની વચ્ચેના પ્રેમ વિષે ઋગ્વેદમાં કથન કરાયલું છે અને કાલિદાસે પોતાના "વિક્રમોર્વશીય" નામના સુવિખ્યાત નાટક વડે કરીને એ બેઉના પ્રેમને અમર કર્યો છે.

એજ વંશનો બીજો પ્રખ્યાત રાજા 'યયાતિ' હતો. યયાતિ અને એની બે રાણીઓ દેવયાની અને શર્મિષ્ઠાનું આખ્યાન એ મહાભારતના અત્યન્ત રસદાયી આખ્યાનોમાંનું એક છે અને એ આખ્યાન આ સ્થળે સવિસ્તર આપવા જેવું છે. ચન્દ્રવંશના ક્ષત્રિયો હજી સિંધુ નદીની પેલી તરફ રાજ્ય કરતા હતા એમ જણાય છે, કારણ કે અસુરો, જે ઇરાનના આર્ય લોકો હતા એવું યથાર્થ સ્વીકારવામાં આવ્યું છે, તેના રાજા વૃષપર્વનો મુલક યયાતિના મુલકની નજીકમાં હતો એવું આ આખ્યાનમાં જણાવવામાં આવ્યું છે. શર્મિષ્ઠા એ ઇરાનના રાજા (વૃષપર્વ)ની પુત્રી હતી, અને દેવયાની એ એના ગુરુ શુક્રની પુત્રી હતી. એ બેઉ કન્યાઓ એક વખતે વનમાં ફરવાને માટે નીકળી પડી અને તેઓ એક કૂવા આગળ ન્હાવાને ગઈ. એ વખતે ભૂલમાં તેઓનાં વસ્ત્ર અદલબદલ થઈ ગયાં. બ્રાહ્મણની પુત્રી (દેવયાની) જરા ગુમાની હતી તેણે રાજકુંવરી તે જાણે પોતાની લોંડીજ હોય એવી રીતે તેને ગાળો દીધી, તે ઉપરથી રાજકુંવરી (શર્મિષ્ઠા)એ ચીઢવાઇને તેને હડસેલો માર્યો અને કૂવામાં ફેંકી દીધી. યયાતિ ત્યાં આગળ અકસ્માત્ આવી પ્હોંચ્યો અને દેવયાનીની ચીસો એના સાંભળવામાં આવ્યાથી એણે કૂવા આગળ આવીને દેવયાનીને કૂવામાંથી બહાર કાઢી. આ ઉપકારના બદલામાં દેવયાનીએ એની સાથે પરણવાની ખુશી બતલાવી અને દેવયાનીના પિતાની સંમતિ સાથે યયાતિ અને દેવયાનીનાં લગ્ન થયાં. પોતાની સખી (શર્મિષ્ઠા)એ પોતાનું જે અપમાન કર્યું હતું તેનું વેર લેવાનું હજી દેવયાનીને બાકી હતું, તેથી દાસી તરીકેનુ કામ કરવાને માટે એણે શર્મિષ્ઠાના પિતા વૃષપર્વની પાસેથી શર્મિષ્ઠાની માંગણી કીધી. વૃષપર્વનો કંઈ ઉપાય ન્હોતો, એટલે દેવયાનીની આ અપમાનભરેલી માંગણી પણ તેને કબૂલ કરવી પડી, અને જે છોકરીએ અપરાધ કર્યો હતો તેને એણે આ પરણેલાં જોડાંને સ્વાધીન કરી દીધી.

દેવયાનીએ આ છોકરીને યયાતિના રાજમહેલમાં અનેક વર્ષો સુધી પૂરી રાખી, પણ એ છોકરીને પોતે જે શિક્ષા કીધી હતી તેજ તેને ઉલટી લાભદાયી થઈ પડશે એવો ખ્યાલ દેવયાનીના સ્વપ્નમાં પણ ન્હોતો

આવ્યો. એક દિવસે તે સૂતી હતી એવામાં પોતાના પતિના જેવાજ રૂપવાળા છોકરાઓના આવવાથી તે એકાએક ઝબકી ઊઠી અને તપાસ કરતાં તેને માલમ પડ્યું કે એ છોકરાઓ યયાતિના હતા, અને તે શર્મિષ્ઠાને પેટે અવતર્યા હતા. આ સમાચાર સાંભળીને તેને ઘણો ક્રોધ ચઢ્યો અને ક્રોધમાં ને ક્રોધમાં પોતાના પિતા પાસે જઇને પતિના આ અપરાધનું વેર લેવાની તેણે માંગણી કીધી. શુક્રાચાર્યે એ રાજાને એવો શાપ દીધો કે "ત્હને અકાળે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થજો !." આ પ્રમાણે દેવયાનીએ પોતાની મૂર્ખાઇ વડે કરીને પોતાની શત્રુને નુકસાન કરવા જતાં પોતાની જાતનેજ નુકસાન કર્યું, અને આખરે પોતાના પિતાની પાસેથીજ પોતાને માંગી લેવું પડ્યું કે "આ શાપની ઉગ્રતા ત્હમે ઓછી કરો!" આ ઉપરથી શુક્રાચાર્યે ઉમેર્યું કે "એ વૃદ્ધાવસ્થા અન્ય કોઈ લેવાને રાજી હોય તો તેને આપી શકાશે." હવે યયાતિએ પોતાના છોકરાઓને વારા ફરતી પૂછ્યું કે "ત્હમે મ્હારી વૃદ્ધાવસ્થા સ્વીકારશો ?" પણ પૂરુ સિવાય એકેએક છોકરાએ તેમ કરવાની ના કહી. પૂરુની પાસેથી મેળવેલા યૌવન વડે કરીને યયાતિએ અનેક વર્ષો સુધી આ જગતની મોજમઝાઓ ભોગવી. આખરે એને લાગ્યું કેઃ—

"न जातु कामः कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥
यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः।
नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥"

(ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થવાથી ઇચ્છાનો અન્ત આવતો નથી, પણ અગ્નિમાં ઘૃતાદિ પદાર્થો પડવાથી જેવી રીતે અગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે તેવી રીતે ઇચ્છાઓ પણ વધારે ને વધારે પ્રદીપ્ત થાય છે. આ જગતનું સઘળું સુવર્ણ, સઘળું અન્ન, સઘળી સ્ત્રીઓ એક માણસને બસ થતાં નથી; માટે ઇચ્છાઓને અંકુશમાં રાખીને સન્તોષ ધરવો જોઇએ.)

યયાતિએ પોતાના છોકરા પૂરુને બોલાવ્યો, તેને તેનું યૌવન પાછું આપી દીધું, પોતાનું ઘડપણ તેને આપ્યું હતું તે તેની પાસેથી લઈ લીધું, અને પ્રાચીન હિંદુસ્તાનના સઘળા પ્રતિષ્ઠિત રાજાઓની પેઠે એણે પણ

પોતાની બે રાણીઓને સાથે લઇને વનમાં નિવાસ કીધો. પૂરુએ પોતાનો પુત્રધર્મ યથાર્થ બજાવ્યો તેના બદલામાં એણે તેને આશીર્વાદ આપ્યો અને "રાજ્યનો અમલ ત્હારાજ વંશમાં રહેશે" એ પ્રમાણે તેને કહ્યું.

યયાતિના આખ્યાનમાંથી જે ઉત્તમ ઉપદેશ નીકળે છે તેને લીધે એ આખ્યાન ઘણું સુન્દર લાગે છે, પણ તે સિવાય ઇતિહાસની દૃષ્ટિથી પણ એ આખ્યાન ઘણું ઉપયોગી છે. પ્રથમ તો આપણે જોયું કે એ વખતે ચન્દ્રવંશના આર્ય લોકો હજી સિંધુ નદીની પેલી તરફ વસતા હતા. બીજું, એ વખતે બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બેઉ વર્ણો.ની વચ્ચે લગ્નવ્યવહાર એ ઘણી સાધારણ વસ્તુ ગણાતી હતી. ત્રીજું એ કે યયાતિને યદુ, તુર્વસુ, દ્રુહ્યુ, પૂરુ, અને અનુ એ પ્રમાણે પાંચ છોકરાઓ હતા. યદુના વંશજો તે યાદવો, તુર્વસુના વંશજો તે યવનો, દ્રુહ્યુના વંશજો તે ભોજ લોકો, પૂરુના વંશજો તે પૌરવો (અથવા પાછળથી વપરાયલું નામ કહીએ તો "ભરતો") અને અનુના વંશજો તે મ્લેચ્છ લોકો. આ પ્રમાણે યયાતિ એ અનેક પ્રજાઓનો પૂર્વજ હતો એવું આ આખ્યાનમાં જણાવવામાં આવ્યું છે. એમાંની યાદવ, ભોજ, અને પૌરવ એ ત્રણ પ્રજાઓ હિંદુસ્તાનમાં દાખલ થઈ હતી, અને ચોથી યવનોની પ્રજા તે પશ્ચિમ તરફ ગઈ હતી. અહીં જે નામો ગણાવવામાં આવ્યાં છે તે અદલ બદલ થયાં હોય એમ બનવા જોગ છે. કદાચ અનુના વંશજોને યવનો કહેવા જોઇતા હતા, અને ઇરાનીઓના "તુરાન" અને આધુનિક ઇતિહાસના "તુર્ક" એ નામોની સાથે "તુર્વસુ" એ નામ કંઇક મળતું આવતું જણાય છે તેથી કદાચ તુર્વસુના વંશજોને મ્લેચ્છ કહેવા જોઇતા હતા. વૃદ્ધાવસ્થા અન્યને આપી દીધાની જે વાર્તા છે તેને ઇતિહાસની દૃષ્ટિથી આ પ્રમાણેનું સાદુ રૂપ આપી શકાય:– ઘણુંખરૂં યયાતિ વૃદ્ધ થયો હોવા છતાં દેવયાનીના પુત્રોને રાજ્યસત્તામાં ભાગ લેવા દેવાનું એનાથી નહીં બની શક્યું હોય. એ છોકરાઓ પોતાની માતાના જેવાજ ઉદ્ધત હશે. તેઓએ રાજ્યસત્તા છોડી દેવાનું એને કહ્યું હશે, પણ એ વૃદ્ધ પુરુષ હજી રાજ્ય કરવા જેવો સમર્થ છે અને રાજ્યસત્તા છોડી દેવાને એ તૈયાર નથી એવું તેઓના જોવામાં આવ્યું હશે એટલે તેઓએ

એની સ્હામે બંડ ઉઠાવ્યું હશે. પરિણામે યયાતિએ તેઓને કાઢી મૂક્યા હશે, અને એ કામમાં એના પુત્ર પૂરુએ એને મદદ કરી હશે. પોતાનો પુત્રધર્મ બજાવીને આખરે વારસામાં પૂરુએ પોતાના પિતાની રાજ્યસત્તા પ્રાપ્ત કરી હશે.

પરુના વંશજોમાં પ્હેલો પ્રખ્યાત રાજા દુષ્યન્ત હતો. દુષ્યન્ત અને શકુન્તલાનું આખ્યાન સંસ્કૃત કવિતાના દરેક વાંચનારને જાણીતું છે, કારણ કે કાલિદાસના જે સુન્દર નાટકનાં ગેટે કવિએ આટલાં બધાં વખાણ કર્યા છે તે નાટક એ આખ્યાન ઉપરથીજ રચાયલુ છે. પણ મહાભારતની શકુન્તલા અને કાલિદાસની શકુન્તલા એ બેમાં ઘણોજ ફેર છે. કાલિદાસે શકુન્તલાને એક સુધરેલી અને બ્હીકણુ સ્ત્રી તરીકે ચીતરી છે, પણ મહાભારતની શકુન્તલા એવી નથી. મહાભારતની શકુન્તલાને નીતિના ગૌરવનું ભાન હતું. તે એક નિખાલસ હૃદયની ગ્રામ્ય કન્યા હતી. અરણ્યના આશ્રમ આગળ દુષ્યન્ત રાજા અકસ્માત્ આવી પ્હોચ્યો હતો તે વખતે શકુન્તલાનો પાલક પિતા ત્યાં આગળ ન્હોતો. ગાંધર્વવિવાહથી દુષ્યન્ત રાજા એની સાથે પરણ્યો હતો, અને એ વિવાહનો કોઈ સાક્ષી ન્હોતો. કેટલાંક વર્ષ પછી પોતાના પુત્રને સાથે લઇને અને અરણ્યના આશ્રમને તજીને શકુન્તલા પોતાના પતિની રાજધાની તરફ જાય છે ત્યાં આગળ ભરસભાની વચ્ચે દુષ્યન્ત રાજા એની સાથે પોતાનાં લગ્ન થયાની વાતજ નાકબૂલ કરે છે. તે વખતે એ કહે છે કે " રાજાઓના કરતાં, રે ! બાળકોના કરતાં પણ, સત્ય એ વધારે કીમતી વસ્તુ છે, " અને જણાવે છે કે " જે માણસને સત્યની દરકાર નથી તે માણસ મ્હારો પતિ હોય તોપણ તેની સોબત મ્હારે જોઇતી નથી. " રાજાએ પોતાની પ્રજાની ખાત્રી કરવાને માટેજ આ યુક્તિ કરી હતી, અને " શકુન્તલા તે ખરેખરી દુષ્યન્તની સ્ત્રીજ છે " એવી આકાશવાણી થાય છે એટલે એ શકુન્તલાને પોતાની ધર્મપત્ની તરીકે સ્વીકારે છે. નીતિબળવાળી કન્યાની સાથેનાં સ્નેહલગ્નને પરિણામે ભરત નામના સંતાનનો જન્મ થયો હતો તે આગળ જતાં પૂરુવંશનો સૌથી મશહૂર રાજા ગણાયો હતો. હિંદુસ્તાનમાં છેક ગંગાયમુનાના સંગમ સુધીના પ્રદેશો એણે જીત્યા હતા અને ત્યાં યજ્ઞ કર્યા હતા એમ જણાય છે; અને

શતપથ બ્રાહ્મણના ૧૯મા કાંડમાં એક શ્લોક આવે છે તેમાં ગંગા અને યમુનાના કિનારાઓ ઉપર એણે જે અશ્વમેધ કર્યા હતા તેનાં વખાણ કરવામાં આવ્યાં છે. એના નામ ઉપરથી એના વંશજોનુંજ નહીં, પણ આખા દેશનું નવું નામ પડયુ હતું, અને આજ દિન સુધી સંસ્કૃત સાહિત્યમાં હિંદુસ્તાનને માટે "ભરતભૂમિ" એજ નામ વાપરવામાં આવે છે.

ભરતના વંશજો ઘણા પ્રતાપી હતા. તેઓ પંજાબના મુલકમાં વસતા હતા અને ધીરે ધીરે દક્ષિણ તરફ ગંગાયમુનાના પ્રદેશો સુધી તેઓએ પોતાનાં સંસ્થાન કર્યાં હતાં. વેદ સમયના સાહિત્યગ્રન્થોમાં પણ ભરતોને બહાદુર લોકો તરીકે વર્ણવવામાં આવ્યા છે (દત્તનું "હિંદુસ્તાન"). ભરતના વંશજોમાં એક હસ્તી કરીને હતો તેણે ગંગા નદીના પશ્ચિમના કિનારા ઉપર હસ્તિનાપુર સ્થાપ્યું અને એ હસ્તિનાપુર તે એક નવા દેશની રાજધાની તરીકે ગણાયું. ભરત લોકો હવે પંજાબથી હંમેશને માટે ખસીને ગંગા નદી આગળ આવી રહ્યા હોય એમ જણાય છે અને હસ્તીના પ્રપૌત્ર કુરુએ ગંગા અને યમુના નદીના ઉપલા પ્રવાહોની વચ્ચેના તેમજ દિલ્હીની ઉત્તરે અને યમુના નદીની પશ્ચિમે આવેલા ફળદ્રુપ મેદાનને "કુરુક્ષેત્ર" એવું નામ આપ્યું. કુરુ લોકો હવે ઘણી સારી સ્થિતિમાં આવ્યા અને તેઓ તથા ગંગા નદીની પૂર્વમાં અને જરાક દક્ષિણ તરફ વસનારા પંચાલ લોકો એ બેઉને બ્રાહ્મણ ગ્રન્થોમાં ઘણા સુધરેલા અને પ્રતાપી કહેવામાં આવ્યા છે.

આ રસાળ અને સમૃદ્ધિમાન્ ભૂમિ ઉપર કુરુ વંશના જે રાજાઓએ પાછળથી રાજ્ય કીધું હતું તેઓને હમે આગલા પ્રકરણમાં ગણાવી ગયા છિયે. આ સ્થળે એ વંશની હકીગત શાન્તનુ રાજાથી શરૂ કરીને આપણે આગળ ચલાવીશું. શાન્તનુ રાજાને ગંગા નદીથી ભીષ્મ નામનો પુત્ર જન્મ્યો હતો. એ ભીષ્મ તે મહાભારતનું એક ઘણુંજ સુન્દર પાત્ર છે. એ પુત્રનો જન્મ થયા પછી ગંગા નદીએ શાન્તનુ રાજાનો ત્યાગ કર્યો. ત્યાર પછી સત્યવતી નામની માછીની કન્યા સાથે શાન્તનુ રાજાને પ્રેમ થયો, પણ સત્યવતીએ કહ્યું કે "મ્હારો જે પુત્ર થાય તેને રાજ્ય મળે એવું

તમે વચન આપો તોજ હું તમારી સાથે પરણું." શાન્તનુ રાજા આ શરત કબૂલ કરીને ભીષ્મનો રાજગાદી ઉપરનો હક છીનવી લેવા રાજી ન્હોતો; પણ ભીષ્મે પોતેજ પોતાના બાપને ગુંચવણમાંથી મુક્ત કર્યો અને રાજ-ગાદી ઉપરનો પોતાનો હક એણે છોડી દીધો એટલુંજ નહીં, પણ સત્યવતી અને તેને જે પુત્રો થાય તેની સાથે વિગ્રહ કરે એવી પ્રજા ઉત્પન્ન થવાનો સંભવજ ન રહે એટલા માટે પરણવુંજ નહીં એવી એણે દૃઢ પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા છેક છેલ્લી ઘડી સુધી એણે બરાબર પાળી અને એના સ્વાર્થ-ત્યાગ તથા ધર્મબુદ્ધિને લીધે એણે એવી ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી કે હજી પણ હિંદુસ્તાનના લોકો એના નામનો ઉચ્ચાર ઘણાજ માનપૂર્વક કરે છે.

સત્યવતીથી શાન્તનુને બે પુત્ર થયા તેમાંનો એક બચપણમાં મરી ગયો. કુરુઓના રાજાની પદવી શાન્તનુ પછી એના પુત્ર વિચિત્રવીર્યને મળી. કાશીના રાજાની પાસથી અંબિકા અને અંબાલિકા એ બે સ્ત્રીઓને ભીષ્મ જોરજુલમથી લઈ આવ્યો હતો તે બેઉની સાથે ભીષ્મે વિચિત્ર-વીર્યનાં લગ્ન કર્યાં, તોપણ તે અપુત્ર મરણ પામ્યો. સત્યવતીનાં શાન્તનુની સાથે લગ્ન થયાં ત્યાર પ્હેલાં એને પરાશર મુનિથી એક પુત્રનો જન્મ થયો હતો. એ પુત્ર તે બીજો કોઈ નહીં પણ મહાભારતનો રચનાર અને વેદોની વ્યવસ્થા કરનાર વ્યાસ પોતે હતો. હવે ભીષ્મની સંમતિથી સત્યવતીએ વ્યાસને પોતાના સાવકા ભાઈ (વિચિત્રવીર્ય)ની વિધવાઓથી પુત્ર ઉત્પન્ન કરવાનું કહ્યું, અને એ પ્રમાણે નિયોગથી વિચિત્રવીર્યને ધૃતરાષ્ટ્ર અને પાંડુ એ બે પુત્રોનો જન્મ થયો. એક "દાસી"ને પેટે વ્યાસનો એક ત્રીજો પુત્ર વિદુર જન્મ્યો હતો. ધૃતરાષ્ટ્ર આંધળો હતો; અને કેટલાક સમય સુધી પાંડુએ રાજ્ય ચલાવ્યુ. પછી પાંડુ રાજાએ અરણ્યમાં નિવાસ કીધો અને આખરે અરણ્યમાંજ મરણ પામ્યો. ધૃતરાષ્ટ્રને વિષે એવું જણાવવામાં આવે છે કે એની સ્ત્રી ગાંધારી, એટલે ગંધારના રાજાની પુત્રી હતી, તેનાથી એને સો પુત્રો થયા હતા, તેમાંના દુર્યોધન અને દુઃશાસન એ બે મુખ્ય હતા. પાંડવો અથવા પાંડુના પુત્રોની સાથે મહાભારતનું યુદ્ધ જેઓએ કર્યું હતું તે આ હતા. પાંડુ રાજાથી પાંડવોની ઉત્પત્તિ કેવી રીતે થઈ હતી તેનું વર્ણન આપણે હવે પછીના પ્રકરણમાં આપીશું.

## પ્રકરણ ૪.

### તેઓનો જન્મ, બાલ્યાવસ્થા અને દ્રૌપદી સાથે લગ્ન.

મહાભારતમા કહ્યું છે કે પાંડુ રાજાને મૃગયા કરવાનો ઘણો શોખ હતો, અને ભીષ્મના મંત્રીપણા નીચે રાજ્ય ચલાવવાનું કામ ધૃતરાષ્ટ્રને સોંપીને મૃગયા કરવામાંજ એ પોતાનો સમય ગાળતો હતો. વનમા એ પોતાની બે સ્ત્રીઓને લઇને રહેતો હતો અને હરણ તથા જંગલના બીજા પ્રાણીઓનો શિકાર કરતો ભટકતો હતો. એક દિવસ હરણીની સાથે વિહાર કરતું એક હરણ એના જોવામા આવ્યુ તેની એણે હત્યા કરી. પછી પાછળથી એને ખબર પડી કે એ ખરેખરૂં હરણ ન્હોતું, પણ એક ઋષિએ પોતાના શોખને ખાતર હરણનું રૂપ ધારણ કર્યું હતું. ઋષિએ એને શાપ દીધો કે "તું પણ એવી રીતે વિહાર કરતો હોઇશ તે વખતમાજ મરણ પામીશ." ત્યાર પછી પાંડુને ઘણો પશ્ચાત્તાપ થયો, પોતાની સ્ત્રીઓ સાથે વિહાર કરવાનું એણે છોડી દીધુ, અને તપશ્ચર્યા કરવા માટે એ હિમાલય પર્વત ઉપર ગયો ત્યા આગળ અનેક વર્ષો સુધી એણે તપસ્વી તરીકેનું જીવન ગાળ્યુ. પણ પુત્ર વિના કોઇને મુક્તિ મળી શકતી નથી એ વાત એની જાણમા હોવાથી એણે પુત્રપ્રાપ્તિને માટે પોતાની સ્ત્રીઓ કુન્તી અને માદ્રીને નિયોગના રિવાજનો આશ્રય લેવાનું કહ્યું કુન્તી જે વખતે કુમારિકા હતી તે વખતે એક ઋષિ તરફથી એને પાચ મત્રો આપવામા આવ્યા હતા. એ મત્રોના પ્રભાવ વડે કરીને પાચ દેવતાઓને પોતાની પાસે બોલાવી શકાય એવુ હતું એ દેવતાઓને એણે હવે બોલાવ્યા, અને ધર્મ, વાયુ, અને ઇન્દ્ર, એ ત્રણ દેવતાઓથી એને ત્રણ પુત્ર ઉત્પન્ન થયા તેના ક્રમશ યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એ પ્રમાણે નામ રાખવામાં આવ્યા. પોતાની પાસે બે મત્રો બાકી રહ્યા તે એણે પોતાની સપત્ની માદ્રીને આપ્યા, અને તેને પણ બેઉ અશ્વિનીકુમારોથી બે પુત્રોની પ્રાપ્તિ થઈ, તેના નકુલ અને સહદેવ એ પ્રમાણે નામ રાખવામા આવ્યા. પાંડુ હવે સન્તોષ પામ્યો,

પણ એક દિવસે ઋષિનો આપેલો શાપ એનાથી ભૂલી જવાયો અને એ મન્મથના વિકારને વશ થયો. એનીજ ચિતા ઉપર માદ્રી બળી મૂઈ. કુન્તી અને તેના પાંચ છોકરાઓને અરણ્યના બ્રાહ્મણોએ હસ્તિનાપુર પ્હોંચાડી દીધાં. ધૃતરાષ્ટ્રના છોકરાઓએ નવાં આવેલાં માણસો તરફ ઈર્ષ્યાભાવ રાખીને કેટલાક વાંધા ઉઠાવ્યા, પણ ધૃતરાષ્ટ્ર અને ભીષ્મે પાંડુના પુત્રો ગણીને પાંડવોનો સત્કાર કર્યો અને કુટુમ્બનાં માણસો તરીકે તેઓને કુટુમ્બમાં દાખલ કર્યાં.

મહાભારતની લડાઈના અગ્રણીઓ (પાંડવો)ના જન્મ વિષેની દંતકથા આ પ્રમાણે છે. સઘળી પ્રજાઓમાં અને સઘળા ધર્મોમાં વીર નરો અને પેગંબરોની ઉત્પત્તિના સમ્બન્ધમાં આવા અદ્‌ભુત અને અસાધારણ પ્રસંગો કલ્પવામાં આવ્યા હોય છે, અને જે વીર નરો પાંચ હજાર વર્ષ ઉપર થઈ ગયલા કહેવાય છે તેમની ઉત્પત્તિ દેવતાઓથી થયલી હિંદુઓએ કલ્પી હોય તો તેમાં કંઈ પણ આશ્ચર્ય જેવું નથી. તોપણ કેટલાક માણસો એવા હોય છે કે જેઓ અદ્‌ભુત પરાક્રમનાં અને દિવ્ય સામર્થ્યવાળાં કૃત્યો તરફજ જુએ છે અને ઉત્પત્તિની અસાધારણતા વિષે કંઈપણ દરકાર રાખતા નથી. એવા માણસો દંતકથાઓમાંથી અકુદરતી પ્રસંગોને કાઢી નાંખવાનું પસંદ કરે છે, અને ઉપલી દંતકથામાંથી ઋષિના શાપની અને દેવતાઓને બોલાવી શકાય એવા મંત્રોની હકીગત આપણે કાઢી નાંખીએ તો એ દંતકથાને બુદ્ધિમાં ઉતરી શકે એવું સ્વરૂપ આપવું મુશ્કેલ જણાશે નહીં.

કુન્તી અને માદ્રી એ કોણ હતાં તે આપણે આ સ્થળે જણાવીશું. મહાભારતમાં કહ્યું છે કે કુન્તી એ વસુદેવના પિતા અને કૃષ્ણના પિતામહ શૂરની પુત્રી હતી. તેનું અસલ નામ "પૃથા" (અથવા મ્હોટી) હતું, પણ શૂરના કાકાનો છોકરો, જે કુન્તિભોજનો રાજા હતો, તેને એ દત્તક આપવામાં આવી હતી ત્યારનું એનું "કુન્તી" એવું નામ પડ્યું હતું. એક સ્વયંવરમાં એનાં પાંડુની સાથે લગ્ન થયાં. ભોજ લોકોનું રાજ્ય હસ્તિનાપુરની દક્ષિણમાં આવેલું હતું અને ઘણું કરીને મધ્ય હિંદુસ્તાનની પશ્ચિમ તરફની હદ સુધી ફેલાયલું હતું. આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્ર

ભોજ અને યાદવ એ બેઉ પ્રજાઓનો સમ્બન્ધ ઘણો નિકટનો હતો. માદ્રી એ મદ્ર લોકો, જેઓનો મુલક સરહદ ઉપર આવેલો હતો, તેઓના રાજાની પુત્રી હતી. મદ્ર લોકો ઠંડા મુલકમાંથી આવેલા હોવાથી તેઓની કાન્તિ સારી હશે એવું અનુમાન થાય છે. મદ્ર દેશની કન્યાને પરણવાનો હિંદુસ્તાનના આર્ય લોકોને ખાસ શોખ હતો એમ જણાય છે. મદ્ર દેશના રાજાને કીમતી ભેટો આપીને ભીષ્મે પાંડુને માટે માદ્રીને મેળવી હતી. માદ્રીનો ભાઈ શલ્ય એ મહાભારતના યુદ્ધનો અગ્રણી હતો અને એ પાંડવોની વિરુદ્ધ લડ્યો હતો.

કુરુઓના રાજા તરીકે પાંડુએ સંપૂર્ણ સત્તા મેળવી હશે ત્યાર પછી મૃગયાવિહારમાં અને પોતાની ધર્મપત્નીઓના સહવાસમાં એણે પોતાનો કાળ ગાળવા માંડયો હશે અને મ્હોટે ભાગે એણે હિમાલયના શીતળ પ્રદેશોમાં રહેવાનું રાખ્યું હશે એ ઘણું સંભવિત જણાય છે. થોડા વખતમાં મોજશોખ મારવાની એને આદતજ પડી ગઈ હશે એ પણ સ્હેલાઈથી સમજી શકાય એવું છે. એના જીવન દરમ્યાન અથવા તો એના મરણ પછી એની પત્નીઓએ નિયોગ વડે કરીને પાંચ પુત્ર ઉત્પન્ન કર્યા હશે; કારણ કે પ્રાચીન હિંદુસ્તાનના આર્ય લોકોમાં, ખાસ કરીને રાજાઓમાં, સંતતિ એ સૌથી વધારે અગત્યની વસ્તુ ગણાતી હતી. સ્વાભાવિક રીતે આપણે ધારી શકીએ તે પ્રમાણે પૃથાના પુત્રો બલવાન્ હતા અને માદ્રીના પુત્રો રૂપવાન્ હતા. પાંચે જણાઓ યુદ્ધકળામાં કુશળ હતા અને તેઓનું જીવન ઉંચા પ્રકારનું હતું. અને પ્રાચીન આર્યો એવું માનતા હતા કે ઉંચાં કર્મો એ ઉંચા જન્મનુંજ પરિણામ છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌ના એક આખ્યાનમાં પ્રાચીન આર્યોની આ દૃઢ માન્યતા સ્પષ્ટ જણાઈ આવે છે. સત્યકામ જાબાલે એક ઋષિની પાસે જઈને ઉપદેશ માંગ્યો ત્યારે ઋષિએ પૂછ્યું કે "ત્હારૂં નામ શું છે? અને ત્હારા પિતાનું નામ શું છે?" સત્યકામે જવાબ આપ્યો કે "મ્હારૂં પોતાનું નામ સત્યકામ જાબાલ છે અને મ્હારી માએ મ્હને એવું કહ્યું છે કે ત્હારા પિતા કોણ હતા તે હું જાણતી નથી." ઋષિએ કહ્યું કે, "તું બ્રાહ્મણનો પુત્ર છે, કારણ કે તું સાચું બોલે છે."

આ કારણથી પાંડવોના સમયનાં અને પાંડવોની પછીના સમયનાં માણસોએ પાંડવોની ઉત્પત્તિ દેવતાઓથી થયલી ગણી હોય તેમાં કંઈ આશ્ચર્ય ઉત્પન્ન થાય એવું નથી.

પણ દરેક યુગમાં કેટલાંક શંકાશીલ વૃત્તિનાં માણસો હોય છેજ, અને મહાભારતના સમયમાં પણ પાંડવો એ પાંડુના હકદાર પુત્રો ખરા કે નહીં તે વિષે શંકા ધરાવનારા માણસો હતા એવું મહાભારતની અંદરથીજ આપણને માલમ પડે છે. હસ્તિનાપુરમાં કેટલાક કહેતા કે પાંડવો એ પાંડુના પુત્રો છે અને કેટલાક કહેતા કે પાંડવોનો જન્મ તો પાંડુના મરણ પછી લાંબો વખત વીત્યા બાદ થયો હતો એટલે પાંડવો એ પાંડુના પુત્રો કેવી રીતે હોઈ શકે? પરન્તુ તેઓ કહેતા કે ગમે તેમ હોય પણ "પાંડવોને હમે માન આપીએ છિયે; પાંડુના પુત્રોનો સત્કાર કરતાં હમને આનન્દ થાય છે." * પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રોની વચ્ચે દ્વેષભાવ વધતો ગયો હતો અને પરિણામે કુરુક્ષેત્રના મેદાનમાં ભારે સંગ્રામ થયો હતો તેનું મૂળ કારણ પણ ઘણુંખરૂં પાંડવોની ઉત્પત્તિ વિષે આવી રીતની શંકા ચાલી રહી હતી તેજ હશે.

યુધિષ્ઠિર અથવા ધર્મ એ દુર્યોધનના કરતાં એક વર્ષે મ્હોટો હતો અને ભીમ તથા દુર્યોધનને વિષે મહાભારતમાં એવું કહ્યું છે કે એ બેઉનો જન્મ એકજ દિવસે થયો હતો, એટલે બીજો દરેક ભાઈ ઓછામાં ઓછો એકેક વર્ષ ન્હાનો હશે એમ જણાય છે. પાંડવોને હસ્તિનાપુરમાં લાવવામાં આવ્યા તે વખતે તેઓની ઉમ્મર કેટલી હતી તે જણાવવામાં આવ્યું નથી, પણ વેદવિદ્યા તેમજ ધનુર્વિદ્યામાં કુશળ એવા દ્રોણાચાર્યની દેખરેખ હેઠળ તેઓને પોતાના બાપદાદાના ઘરમાં પ્રથમનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. એ શિક્ષણને માટેજ દ્રોણાચાર્યને ખાસ રાખવામાં આવ્યા હતા, અને એ ૧૦૬ છોકરાઓને એકસરખી સંભાળથી શિખવતા હતા. પણ વચલો પાંડવ, અર્જુન, તે એનો માનીતો શિષ્ય હતો અને ધનુર્વિદ્યામાં એ બીજા સઘળા

* "आहुः केचिन्न तस्यैते तस्यैत इति चापरे" ઇત્યાદિ. આ° ૧૭ અને ૧૮ અધ્યાય.

શિષ્યો કરતાં ચઢી જાય એવો હતો. હાલના વખતમાં તોપ અને ગોળો એ જેમ લડાઈનાં મુખ્ય સાધન ગણાય છે તેમ એ વખતે ધનુષ્ અને બાણ એ લડાઈનાં મુખ્ય સાધન ગણાતાં હતાં અને હવે પછીના પ્રકરણમાં ધનુષ્બાણના સમ્બન્ધમાં વધારે વિસ્તારથી વિવેચન કરવાની આપણને જરૂર પડશે. ભીમ અને દુર્યોધન એ બન્ને કસરતબાજ હતા અને કુસ્તી કરવામાં તેમજ ગદાયુદ્ધ કરવામાં બન્ને એકસરખા નિપુણ હતા, પણ એમાં ભીમ વધારે જબરો હતો. દુર્યોધન અને એના ભાઇઓના હૃદયમાં જે દ્વેષનો અગ્નિ પ્રથમથીજ સળગતો હતો તેમાં પાંડવોનાં ચઢિયાતાં બળ તથા નિપુણતાને લીધે વધારો થયો, અને એક દિવસે સર્વે ગંગા નદીના કિનારા ઉપર રમવા ગયા હતા તે વખતે ભીમ ત્યાં આગળ ઉંઘી ગયો હતો તેને ઉંચકીને તેઓએ નદીમાં ફેંકી દીધો. સઘળા ભાઇઓ ઘેર પાછા આવ્યા પણ ભીમ પાછો આવેલો જણાયો નહીં ત્યારે એની માતા કુન્તીએ ઘણું કલ્પાન્ત કર્યું. ભીમને માટે એવું કહેવામાં આવ્યુ છે કે નદીમાંના સર્પો એને નાગલોકમાં લઈ ગયા, અને ત્યાં આગળ જીવનનું અમૃત એના પીવામાં આવ્યુ. બીજે દિવસે એ સહીસલામત ઘેર પાછો આવ્યો તેથી એના શત્રુઓ આશ્ચર્ય પામ્યા અને પાંડવોને અને પાંડવોની માતાને ઘણો આનન્દ થયો. ઘણુંખરૂં, સર્પદંશને લીધે ઠંડા પાણીની અંદર રહેવા છતાં ભીમનું મૃત્યુ નહીં થયું હોય અને જે વિષને એ પાચન કરી ગયો હશે તેનાથી એનામાં નવું બળ આવ્યુ હશે.

રાજકુમારોની કેળવણી થોડાં વર્ષમાં પૂરી થઈ અને એ કેળવણીથી તેઓને જે જ્ઞાન મળ્યું હતું તેની પરીક્ષા કરવાને માટે એક મ્હોટો મેળાવડો કરવામાં આવ્યો. એ મેળાવડાનું મહાભારતમાં ઘણું સુન્દર વર્ણન આપવામાં આવ્યું છે અને એ વર્ણનથી પ્રાચીન હિંદુસ્તાનમા રાજકુમારોને કેવી રીતની કેળવણી આપવામાં આવતી હતી તેનો સારો ખ્યાલ આવી શકે છે. દ્રોણની સૂચના ઉપરથી નગર બહાર એક મ્હોટો મંડપ તૈયાર કરવાનો હુકમ ધૃતરાષ્ટ્ર તરફથી આપવામાં આવ્યો હતો અને એ મંડપની દેખરેખ રાખવાનું કામ દ્રોણને પોતાનેજ સોંપવામા આવ્યું હતું. મુકરર

કરેલે દિવસે મેળાવડાના સ્થળ આગળ શહેરના લોકો ભેગા થયા. આંધળો ધૃતરાષ્ટ્ર અને તેની સ્ત્રી ગાંધારી, કુન્તી અને રાજકુટુમ્બનાં બીજાં માણસો સર્વે ત્યાં આગળ ગયાં અને પોતપોતાની જગાએ ગોઠવાઈ ગયાં. પછી રમતમાં ભાગ લેનારાઓના આગમનની ખબર આપવાને માટે રણશીંગડાંઓ ફુંકાયાં એટલે પ્રેક્ષકમંડળમાં એકદમ શાન્તિ પ્રસરી ગઈ અને સફેદ દાઢી તથા સફેદ વસ્ત્રને લીધે ગંભીર જણાતા દ્રોણાચાર્યે રાજકુમારોને એકેક પછી એકેક યુદ્ધના મેદાનમાં દાખલ કર્યા. ત્યાં આગળ ધનુષ્યને વાળવાની, તીરોને ફેંકવાની, અશ્વો પર સ્વારી કરવાની, હાથીને ચલાવવાની, તરવારથી લડવાની, અને ગદાયુદ્ધ કરવાની કળાઓમાં રાજકુમારોએ પોતપોતાની નિપુણતા પ્રકટ કરી. મજબૂત શરીરના દુર્યોધન અને ભીમ એ બે જણાઓ હાથમાં ગદા લઇને યુદ્ધના ક્ષેત્રમાં દાખલ થયા તે વખતે પ્રેક્ષકમંડળે હર્ષના નાદ કર્યા, અને પ્રસંગ ખોળીને એક બીજા ઉપર પ્રહાર કરવાની તેઓએ શરૂઆત કીધી તે વખતે દુર્યોધન જીતશે કે ભીમ જીતશે તેના સમ્બન્ધમાં પ્રેક્ષકમંડળના જુદા જુદા મત થયા, અને એ જુદા જુદા મતવાળાઓએ એક બીજાની સાથે શરત બકવા માંડી. દ્રોણે એ મતભેદ જોયો અને એ યુદ્ધને અનિષ્ટ સ્વરૂપ પ્રાપ્ત થતું હતું એવું એને લાગ્યું એટલે એના પુત્ર અશ્વત્થામાને એણે યુદ્ધ બંધ કરવાનું કહ્યું અને જણાવ્યું કે “ સૌથી વધારે નિપુણ અને સૌથી વધારે માનીતા, મ્હારા પોતાના પુત્ર કરતાં પણ વધારે પ્રિય એવા શિષ્યને હવે હું તમારી આગળ રજુ કરૂં છું. ” પછી અર્જુન રણક્ષેત્રમાં દાખલ થયો. એણે સુનેરી બખ્તર પહેર્યું હતું. હાથ તેમજ મસ્તકને માટે એણે ઢાંકણુ રાખ્યાં હતાં. એના ડાબા હાથમાં ધનુષ્ હતું અને એના જમણા હાથમાં બાણુ હતાં. પાછાં રણશીંગડાંઓ સંભળાયાં, શંખો ફુંકાયા, અને ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે ‘ હવે શું થાય છે ? ’ તેના જવાબમાં વિદુરે એને કહ્યું કે ‘ સઘળા ધનુર્ધરોમાં શ્રેષ્ઠ એવો અર્જુન હવે રણક્ષેત્રમાં દાખલ થયો છે. ’ અર્જુને હવે ધનુર્વિદ્યામાં પોતાની નિપુણતા દર્શાવવા માંડી. લોઢાનું એક ગોળ ચક્કર ફરતું ડુક્કર હતું તેના મ્હોંની આરપાર જાય એવી રીતે પાંચ તીરો ઉપરાચાપરી એણે ફેંક્યાં, અને તે તીરો એટલી

ઝડપથી ફેંક્યાં કે જાણે એકજ તીર ફેંક્યુ હોય એવું લાગે. એ રીતનાં બીજાં પણ કેટલાક પરાક્રમો એણે કરી બતાવ્યા, અને પછી અસ્ત્રવિદ્યામાં પોતાની જે કુશળતા હતી તે એણે દર્શાવી. (એ વિષે હવે પછીના પ્રકરણમાં આપણે કહીશુ). પછી સફાઈ સાથે અને ઉતાવળથી રથમાં ચઢતો જાય અને પાછો રથમાંથી ઉતરતો જાય એવી રીતે એ રથમાં બેસીને આમતેમ ફર્યો અને ગદાના તેમજ તરવારના ખેલો પણ એણે કરી બતાવ્યા. આ સઘળા પ્રયોગો એ કરી બતાવતો હતો તે વખતે વારવાર હર્ષના નાદ થયા જતા હતા અને એણે પોતાનુ કામ પૂરૂં કર્યું એટલે રણશીંગડાંઓ પાછાં ફુંકાવા માંડ્યાં. એ રણશીંગડાંઓનો અવાજ ભાગ્યે બંધ થયો હશે એટલામાં પ્રવેશદ્વાર આગળ ભારે ઘેઘાટ થઈ રહ્યો અને એક ઉંચા કદનો અને મજબૂત શરીરનો, ધનુષ્ તથા તીરને ધારણ કરનારો, અને ભુજાઓને ઠોકનારો વીર પુરુષ રણક્ષેત્રમા દાખલ થયો. દ્રોણ અને એના શિષ્યો અને મંડપનો દરેક પુરુષ અને દરેક સ્ત્રી પ્રવેશદ્વાર તરફ જોઈ રહ્યા, અને કર્ણે પ્રવેશ કરીને દ્રોણ અને કૃપને કઈક ઓછા માન સાથે નમસ્કાર કર્યા અને અર્જુન તરફ જોઈને કહ્યું કે "હું જે જે પરાક્રમો કર્યાં છે તે સઘળાં હું પણ કરી બતાવીશ. હારી જાતને માટે તુ મિથ્યા અભિમાન ધરાવતો નહીં." આશ્ચર્ય અને કુતૂહલ સાથે પ્રેક્ષકમંડળ ઊભું થઈ ગયું અને દુર્યોધનના મુખ ઉપર આનન્દનો પ્રકાશ પ્રસરી રહ્યો તેજ વખતે અર્જુન જરાએક શરમિંદો અને કોપાયમાન બની ગયો. પણ દ્રોણે કર્ણને પોતાના પ્રયોગો કરી બતાવવાની રજા આપી, અને અર્જુનના કરેલા એકેએક ખેલ કરી બતાવીને એણે ધનુર્વિદ્યામાં પોતાની નિપુણતા દાખવી દુર્યોધન એને ભેટી પડયો અને કહ્યુ કે "હે મહાબાહુ! તુ ભલે આવ્યો. તુ મ્હારો મિત્ર થા અને કુરુઓના રાજ્યને ભોગવ."

"स्वागतं ते महाबाहो दिष्ट्या प्राप्तोऽसि मानद।
अहं च कुरुराज्यं च यथेष्टमुपभुज्यताम्॥"

કર્ણે જવાબ આપ્યો કે "હારી મિત્રના કરતાં મ્હને કંઈ પણ વધારે ઇષ્ટ નથી. અર્જુનની સાથે યુદ્ધ કરવું એ મ્હારો અન્તરનો અભિલાષ છે."

પછી દુર્યોધને કહ્યું: "હે કર્ણ! ઠીક બોલ્યો, મ્હારા શત્રુઓના મસ્તક ઉપર પગ મૂકવાને તું ખરેખરો લાયક પુરુષ છે."

આ વખતે અર્જુનને સ્વાભાવિક રીતે પોતાનું અપમાન થયું હોય એવું લાગ્યું અને એણે કહ્યું કે "હે કર્ણ! જેઓ વગર બોલાવ્યા આવે છે અને વગર પૂછે બોલ્યાં કરે છે તેઓને કેવું ફળ મળે છે તે હું હમણાંજ ત્હને બતાવું છું." કર્ણે આનો ઉત્તર વાળ્યો કે "રણભૂમિ એ જાહેર સ્થાન છે અને પરાક્રમ એજ દરેક કર્મને માટે જરૂરનો પરવાનો છે. ત્હારા આચાર્યના દેખતાં પણ હું ત્હને શિક્ષા કરીશ."

પછી દ્રોણે અર્જુનને કર્ણની સાથે દ્વન્દ્વયુદ્ધ કરવાની રજા આપી, અને અર્જુન પોતાના ભાઈઓને ભેટીને અને પોતાના આચાર્યને નમસ્કાર કરીને યુદ્ધને માટે તૈયાર થઈ ગયો. કર્ણ પણ પોતાના નવા મિત્રને ભેટ્યો અને લડવાને તૈયાર થયો. આ વખતે પાછા પ્રેક્ષકમંડળમાં બન્ને લડવૈયાઓના બે પક્ષ પડી ગયા હતા, પણ કુન્તીને એ વખતે મૂર્છા આવી ગઈ; કારણ કે શું કરવું તે એને સૂઝ્યું નહીં. આ પ્રસંગે કૃપ, જે દ્વન્દ્વયુદ્ધના કાયદાઓમાં ઘણો પાવરધો હતો, તે કુન્તીનુ સાન્ત્વન કરતો બોલ્યો કેઃ—

" अयं पृथायास्तनयः कनीयान् पांडुनंदनः।
कौरव्यो भवता सार्धं द्वंद्वयुद्धं करिष्यति॥
त्वमप्येवं महाबाहो मातरं पितरं कुलम्।
कथयस्व नरेंद्राणां येषां त्वं कुलभूषणः॥
ततो विदित्वा पार्थस्त्वां प्रतियोत्स्यति वा न वा।
वृथाकुलसमाचारैर्न युद्ध्यन्ते नृपात्मजाः॥ "

(આ અર્જુન તે કુન્તીનો અને પાંડુનો પુત્ર છે, એ કુરુઓના કુળનો છે, તે ત્હારી સાથે દ્વંદ્વયુદ્ધ કરશે. હે મહાબાહુ! તું પણ ત્હારાં માતપિતા કોણ છે અને ત્હારૂં કુળ કયું છે તે મ્હને કહે. તે જાણ્યા પછી અર્જુન ત્હારી સાથે યુદ્ધમાં ઉતરશે, કારણ કે જેઓનું કુળ અજાણ્યું હોય એવા માણસોની સાથે રાજકુમારો કદી યુદ્ધમાં ઉતરતા નથી.)

આ શબ્દો બોલાયા એટલે વર્ષાદના પાણીથી આર્દ્ર થયલા કમળની પેઠે કર્ણનું મસ્તક નીચું નમી ગયું. આ વખતે દુર્યોધન વચમાં બોલી ઉઠયો—

" आचार्य त्रिविधा योनी राज्ञां शास्त्रविनिश्चये ।
सत्कुलीनश्च शूरश्च यश्च सेनां प्रकर्षति ॥
यद्ययं फाल्गुनो युद्धे नाराज्ञा योद्धुमिच्छति ।
तस्मादेषोऽङ्गविषये मया राज्येऽभिषिच्यते ॥ "

(આચાર્ય ! રાજાઓ ત્રણ પ્રકારના હોય છે —જેઓ રાજ્યકુળના હોય તે, જેઓ શૂરવીર હોય તે, અને જેઓ સેનાના અગ્રણી હોય તે. પણ ખરેખરો રાજા ન હોય તેની સાથે લડવામાં અર્જુનને વાંધો હોય તો અત્યારે ને અત્યારે અંગદેશનું રાજ્ય હું એને સોંપી દઉં છું. " )

તરતજ કર્ણના મસ્તક ઉપર એક સફેદ વસ્ત્ર ધરવામાં આવ્યું અને " તમારો વિજય થાઓ ! " એ શબ્દો સાથે લોકોએ એને નમન કર્યું. ઉપકારની લાગણીથી ઉભરાતા અંતઃકરણ સાથે કર્ણે દુર્યોધનને કહ્યું કે " આના બદલામાં હું તમને શું આપું ?" તેના જવાબમાં દુર્યોધને કહ્યું કે " ત્હારી મિત્રતા સિવાય બીજું કંઈ પણ મ્હારે જોઈતું નથી. " આ વખતે સારથિની જ્ઞાતિનો એક વૃદ્ધ પુરુષ લાકડી વડે પોતાના શરીરને ટેકાવતો અને પોતાના પુત્રને એકાએક જે સદ્ભાગ્ય અને સત્કીર્તિ પ્રાપ્ત થઈ હતી તેથી હર્ષના અશ્રુ પાડતો ત્યાં આગળ દાખલ થયો. કર્ણે માનને ખાતર પોતાનું મસ્તક નીચું નમાવ્યું અને પેલા વૃદ્ધ પુરુષે આશીર્વાદ સાથે અશ્રુબિન્દુઓ પાડીને એ મસ્તક ભીનું કરી નાખ્યું. આ જોઇને ભીમ ખડખડ હસી પડયો અને બોલ્યો —

" न त्वमर्हसि पार्थेन सूतपुत्र रणे वधम् ॥
कुलस्य सदृशस्तूर्ण प्रतोदो गृह्यतां त्वया ।
अंगराज्यं च नार्हस्त्वमुपभोक्तुं नराधम ॥ "

( હે કર્ણ ! અર્જુનને હાથે મરણ પામવાને તું લાયક નથી. ધનુષ્ છોડી દે તું ત્હારી આયુકજ લઈલે. અંગદેશના રાજ્યને પણ તું લાયક નથી. )

ક્રોધથી કંપી રહેલો કર્ણ માત્ર આકાશમાંના સૂર્ય તરફ જોઈ રહ્યો, પણ દુર્યોધન પોતાના ભ્રાતૃમંડળમાથી આગળ ધસી આવ્યો અને બોલ્યોઃ-

" वृकोदर न युक्तं ते वचनं वक्तुमीदृशम् ।
क्षत्रियाणां बलं ज्येष्ठं योद्धव्यं क्षत्रबंधुना ॥
शूराणां च नदीनां च दुर्विदाः प्रभवाः किल ।
क्षत्रियेभ्यश्च ये जाता ब्राह्मणास्ते च ते श्रुताः ॥
विश्वामित्रप्रभृतयः प्राप्ता ब्रह्मत्वमव्ययम् ।
भवतां च यथा जन्म तदप्यागमितं मया ॥
सकुंडलं सकवचं सर्वलक्षणलक्षितम् ।
कथमादित्यसदृशं मृगी व्याघ्रं जनिष्यति ॥
पृथ्वीराज्यमर्होऽयं नांगराज्यं नरेश्वरः ।
यस्य वा मनुजस्येदं न क्षांतं मद्विचेष्टितम् ।
रथमारुह्य पद्भ्यां स विनामयतु कार्मुकम् ॥ "

( ભીમસેન ! તું આવાં વચનો બોલે છે તે યુક્ત નથી. ક્ષત્રિયોના સમ્બન્ધમાં બળ એજ મ્હોટામાં મ્હોટી વસ્તુ છે, અને હલકામાં હલકો ક્ષત્રિય પણ જો બળવાળો હોય તો તે યુદ્ધ કરવાને યોગ્ય છે. શૂર પુરુષો અને નદીઓના પ્રભવ જાણવા ખરેખરા અઘરા છે. ક્ષત્રિયોથી બ્રાહ્મણો પણ ઉત્પન્ન થયલા જાણ્યા છે. વિશ્વામિત્ર વગેરે ઋષિઓ પ્રથમ ક્ષત્રિય હતા, પણ પોતાની લાયકાત વડે કરીને તેઓએ બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું હતું. વળી ત્હારો પોતાનો જન્મ કેવી રીતે થયો હતો તે પણ હું સારી રીતે જાણું છું. કુંડળ કવચને ધારણ કરનારા અને સર્વ લક્ષણોથી સંપન્ન થયલા આદિત્ય સરખા વ્યાઘ્રનો મૃગલીને પેટે જન્મ ક્યાંથી થયો હોય ? આ નરેશ્વર એકલા અંગરાજ્યનેજ લાયક નહીં, પણ આખી પૃથ્વીના રાજ્યને લાયક છે. જે કોઈ માનવી મ્હારા કર્મની વિરુદ્ધ હોય તેને હું આગળ આવીને ધનુષ્ વાંકુ વાળવાનું કહું છું. )

આ વચનોથી આખા મંડપમાં હાહાકાર થઈ ગયો, પણ

સૂર્ય અસ્ત પામ્યો, એટલે મસાલોના પ્રકાશ સાથે દુર્યોધન કર્ણનો હાથ ઝાલીને રક્ષક્ષેત્રની બહાર નીકળ્યો અને એના બીજા ભાઇઓ પણ એની પાછળ ગયા.

મહાભારતની અંદર જે અનેક છટાદાર સંવાદો જોવામાં આવે છે તેના ઉદાહરણ તરીકે, એટલુંજ નહીં પણ એ સમયની રીતભાતનું અને પાત્રોના સ્વભાવનું એમા ઘણું સારૂ નિરૂપણ થયું છે તેને લીધે ઉપલો વૃત્તાન્ત સવિસ્તર આપી જવો હમે યોગ્ય ધાર્યો છે. પ્રાચીન સમયના પાશ્ચાત્ય આર્યોની યુદ્ધકુશળતાનું સ્કૉટ નવલકથાકારે ઘણી સારી રીતે વર્ણન આપ્યું છે, અને આપણે જાણે તેજ આર્યોની વચમા ઉભા હોઈએ એવું આ મહાભારતનો વૃત્તાન્ત વાંચતી વખતે આપણને લાગે છે. હિંમતવાન, નિર્ભય અને સત્યવાદી લડવૈયાઓની વચમાંજ આપણે ઊભા હોઇએ, યોગ્યાયોગ્યના ચોક્કસ નિયમાનુસાર લડવામાં આવતાં દ્વંદ્વયુદ્ધોને આપણે જોતા હોઈએ, ઉંચા કુળ તરફ જેટલા માનથી જોવામાં આવે તેટલાજ માનથી સાચા શૌર્ય તરફ પણ જોનારા વીર નરોના પરિચયમાં આપણે આવતા હોઈએ, ન્હાની વયમાં કમનસીબે એકાદ વાર આડે માર્ગે ગઈ હોય છતા શુદ્ધ જીવન ગાળનારી સન્નારીઓને આપણે પ્રત્યક્ષ નિરખતા હોઈએ એવું આ વૃત્તાન્ત વાંચતી વખતે આપણને લાગે છે. એ પાત્રો આપણી આગળ ખરેખરાં ઉભેલાંજ હોય તેવાં આબેહુબ જણાય છે, તેનીજ સાથે એનું આલેખન પણ ઘણું રમ ઉત્પન્ન કરે એવું છે અને દરેક પાત્રનુ સ્વભાવનિરૂપણ એવી સચોટ રીતે કરવામાં આવ્યુ છે કે તેથી તે પાત્રનું વ્યક્તિત્વ સ્ફુટ થાય છે અને તેનું સ્મરણ આપણા હૃદયમાંથી ખસતું નથી. મદમત્ત દુર્યોધન, અભિમાની છતાં વફાદાર કર્ણ, લાગણીથી દોરવાઈ જનારો ભીમસેન, અને બળવાન્ છતાં સ્થિર પ્રકૃતિનો અર્જુન એ સઘળાં પાત્રો આપણાં નયન આગળ રમી રહે છે, અને એમાંનું દરેક પાત્ર અનુકરણ ન થઈ શકે એવું, છતાં કોઈ ને કોઈ રીતે પણ નમૂનાદાર છે એટલું કબૂલ કર્યા વગર આપણને ચાલે એમ નથી.

મેળાવડો વિસર્જન થયો ત્યાર પછી ધૃતરાષ્ટ્ર ઘેર ગયો અને કૌરવો તથા પાંડવોની વચ્ચે જે ભિન્નભાવ ચોખ્ખો ઉત્પન્ન થયો હતો તેના

વિષે વિચાર કરવા લાગ્યો. એનો એક મંત્રી કણિક નામનો હતો તેના કુટિલ સિદ્ધાન્તો મહાભારતમાં ઠીક વર્ણવવામાં આવ્યા છે, અને એ સિદ્ધાન્તો 'કણિક નીતિ' એવા ખાસ નામથી જાણીતા છે. કણિકે ધૃતરાષ્ટ્રને જે સલાહ આપી તે ધૃતરાષ્ટ્રે કબૂલ રાખી. પાંડવોને પ્રપંચથી મારી નાંખવાને માટે પોતાના પુત્રોએ કાવતરૂં રચ્યું હતું તેની હકીગત ધૃતરાષ્ટ્ર ઘણી ખુશીથી સાંભળી. વારણાવત નામના એક દૂરના નગરમાં લાખ અને બીજા ઝડપથી સળગી ઉઠે એવા પદાર્થોની ભરેલી દિવાલોવાળો એક મહેલ તૈયાર કરવામાં આવ્યો, અને ભાઇઓભાઇની વચ્ચે તકરાર ન થાય માટે પાંચે પાંડવોએ પોતાની માતાને સાથે લઇને થોડો વખત સુધી એ વારણાવતના મહેલમાં રહેવું એવું ઠરાવવામાં આવ્યું. પણ વિદુરને આ કાવતરાની ખબર પડી ગઈ અને યુધિષ્ઠિરને એણે ચેતવણી આપી. આ પ્રસંગે છૂટા પડતી વખતે એણે મ્લેચ્છ અથવા અનાર્ય ભાષા વાપરી હતી. મહેલની અંદરથી નગરના દૂરના ભાગ સુધી પ્હોચી જવાય એવો ભોંયતળિયાનો રસ્તો એણે તૈયાર કરાવ્યો હતો, અને પાંડવો તથા કુન્તીમાતા રહેવા આવ્યાં તેને બીજેજ દિવસે જાણે અકસ્માત્ આગ લાગી હોય તેવી રીતે મહેલ સળગી ઉઠયો. તે વખતે એ છએ જણાંઓ પેલે ભોયતળિયાને રસ્તેથી ચાલ્યાં ગયાં હતાં, જોકે લોકોને એમ લાગ્યું કે સર્વે મહેલની અંદરજ બળી મુવાં હશે.

એ લડવૈયાઓ અરણ્યમાં ભટકયા તે વિષે વિસ્તાર કરવાની આપણને જરૂર નથી. કોઈ રાક્ષસ (અથવા મનુષ્યાહારી) ની હિડિંબા નામની કન્યા સાથે ભીમ પરણ્યો હોય એ બનવા જોગ છે, પણ બકની વાર્તા તો બાલિશતાભરેલીજ છે, અને એ વાર્તા પાછળથી ઉમેરવામાં આવી હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે. થોડા વખત પછી પંચાલ પ્રજાની રાજધાનીમાં દ્રૌપદીનો સ્વયંવર થયો તે વખતે બ્રાહ્મણના વેષમાં ગયલા પાંચે ભાઇઓ પાછા પ્રસિદ્ધિમાં આવ્યા.

મહાભારતની અંદર વર્ણવવામાં આવેલું પંચાલ રાજ્ય ઉત્તરમાં રોહિલખંડથી તે દક્ષિણમાં ચંબલ સુધી ફેલાયું હતું. ગંગા નદીની ઉત્તર તરફનાં

ભાગની રાજધાની અહિચ્છત્રમાં હતી. દ્રોણ અને એના ૧૦૬ શિષ્યોની આગેવાની હેઠળ કુરુ લોકોએ પંચાલના રાજા દ્રુપદ ઉપર હુમલો કરીને એ ભાગ એની પાસેથી પડાવી લીધો હતો. દ્રુપદ રાજા હવે દક્ષિણ તરફ કાંપિલ્યમાં રાજ્ય કરતો હતો, અને દ્રોણ ઉપર વેર લેવાને તલપી રહ્યો હતો. એના વિષે મહાભારતમાં એવું કહેવામાં આવ્યું છે કે એણે એક યજ્ઞ કીધો તેમાથી કૃષ્ણા અથવા દ્રૌપદી, જે પાછળથી પાંડવોની સ્ત્રી થઈ, તે અને ધૃષ્ટદ્યુમ્ન, જે દ્રોણનો વધ કરવાને સર્જાયલો હતો તે ઉત્પન્ન થયાં. દ્રુપદની ઇચ્છા એવી હતી કે અર્જુનને પોતાની કન્યા આપવી. પણ અર્જુન ક્યાં હશે તેની ખબર એને હતી નહીં, એટલે પોતાની સુન્દર કન્યાને માટે એણે સ્વયંવર રચ્યો, અને જણાવ્યું કે "એ પ્રસંગને માટે ખાસ ધનુષ્ તૈયાર કરાવ્યુ છે અને બાણ પણ તૈયાર રાખ્યાં છે, તે વડે આકાશમાં લટકતા એક યંત્રને જે ભેદી શકે તેની સાથે હું મ્હારી સુન્દર કન્યાનાં લગ્ન કરીશ." આ ઉપરથી દક્ષિણ તરફના પંચાલ લોકોની રાજધાની આગળ અનેક રાજામહારાજાઓ પધાર્યા. નગરના ઉત્તર ભાગમાં એક વિશાળ જગા ખાસ રોકવામાં આવી હતી ત્યાં એ રાજાઓને મુકામ આપવામાં આવ્યા. શહેરના રસ્તાઓ ઉપર સુગન્ધીદાર પાણી છાંટવામાં આવ્યુ હતું, અને દરવાજા આગળ સુન્દર કમાનો ઊભી કરવામાં આવી હતી. મુકરર કરેલે દિવસે સઘળા રાજાઓ સ્વયંવરમંડપમાં હાજર થયા અને એ સુન્દર કન્યાનુ દર્શન કરવાની લાલસા સાથે કીમતી ઢાંકણો જેના ઉપર પાથરવામાં આવ્યાં હતાં એવી સુનેરી બેઠકો ઉપર તેઓ બેઠા. કૃષ્ણાએ સ્નાન કરીને ઉંચો પોશાક પહેર્યો હતો અને કીમતી અલંકારો ધારણ કર્યા હતાં. તે હવે સુનેરી કસબથી ઝળકતી વરમાળ હાથમાં લઈને સ્વયંવરમંડપમાં દાખલ થઈ. પંચાલવંશના આચાર્યે વેદિ આગળ યજ્ઞ કર્યો અને બ્રાહ્મણોની આશિષ્ લઈને મધુરાં વાદિત્ર બંધ કરાવ્યાં. ધૃષ્ટદ્યુમ્ને હવે પોતાની બ્હેનનો હાથ ઝાલ્યો અને મધુર તથા સ્પષ્ટ સમજી શકાય એવા શબ્દોમાં ત્યાં એકઠા થયલા ક્ષત્રિયોને તથા બ્રાહ્મણોને નીચે પ્રમાણે કહ્યુ —

" इदं धनुर्लक्ष्यमिमे च बाणाः
शृण्वंतु मे भूपतयः समेताः ।
छिद्रेण यंत्रस्य समर्पयध्वं
शरैः शितैर्व्योमचरैर्दशार्धैः ॥
एतन्महत्कर्म करोति यो वै
कुलेन रूपेण बलेन युक्तः ।
तस्याद्य भार्या भगिनी ममेयं
कृष्णा भवित्री न मृषा ब्रवीमि ॥ "

( હે રાજાઓ ! તમે સાંભળો ! આ ધનુષ્ છે અને આ બાણ છે. ઉપર લટકતા યંત્રના છિદ્રમાં કુળ, રૂપ, અને બળથી યુક્ત એવો જે કોઈ પુરુષ પોતાનું બાણ મારશે તેની સાથે મ્હારી બ્હેન પરણશે. )

કામથી વિહ્વળ બનેલા અને માંહોમાંહે ઇર્ષ્યાની નજરથી જોનારા રાજાઓએ અકેકે આવવા માંડયું, પણ ધનુષ્ ખેંચવાનું પણ તેઓથી બની શક્યું નહીં. લજવાઇને અને ચીડાઇને તેઓ પોતપોતાની જગાએ પાછા બેસી ગયા. પછી કર્ણ આવ્યો, તેણે ધનુષ્ લીધું, ખેંચ્યું, અને બાણ ઉચકવાની તૈયારી કરતો હતો એટલામાં દ્રૌપદી બોલી ઉઠી કે " હું એક સારથિની સાથે પરણવા ઇચ્છતી નથી. " આ સાંભળી કર્ણનું મુખ ઢળી ગયું, એના હાથમાંથી ધનુષ્ પડી ગયું, અને સૂર્ય તરફ જોઇને એ પાછો પોતાની જગાએ ગયો. પછી થોડો વખત શાન્તિ રહી. બ્રાહ્મણોના ટોળા-માંથી હવે અર્જુન ઊઠ્યો. એ ધનુષ્ આગળ ગયો તે વખત કેટલાક લોકોની પસંદગી અને કેટલાક લોકોની નાપસંદગી દર્શાવનારો ગણગણાટ સભામાં ચાલી રહ્યો; પણ એ ગણગણાટની એણે દરકાર કીધી નહીં. એણે ધનુષ્ લઇને ખેંચ્યું, અને યંત્રના છિદ્રને ભેદાય એવી સચોટ રીતે એણે પોતાનું બાણ ફેંક્યું. આ વખતે બ્રાહ્મણ લોકોએ એને હર્ષના નાદથી વધાવી લીધો. તેઓએ કહ્યું કેઃ—

" એક બ્રાહ્મણ આ વખતે શ્રેષ્ઠ નીવડયો છે. એક બ્રાહ્મણે દ્રૌપદીને મેળવી છે. " યુધિષ્ઠિર અને એના ભાઇઓ એકદમ ઊભા થઈ ગયા અને

પોતાને ઘેર જવાને નીકળી પડયા. અર્જુને દ્રૌપદીનો હાથ ઝાલ્યો. એ કન્યાના મુખ ઉપર સ્નેહનું સ્મિત પ્રકાશી રહ્યું હતું અને સિંહસમા શૂરવીર પતિને પ્રાપ્ત કર્યાથી એના હૃદયમાં આનન્દ ઉભરાતો હતો. એ પોતાના પતિની પાછળ પાછળ ગઇ.

દ્રૌપદીના સ્વયંવરનું વર્ણન આ પ્રમાણે છે. એ વર્ણનથી એ સમયની રીતભાતનું ઘણું આબેહુબ ચિત્ર ખડું થાય છે. યુદ્ધકળામાં પણ ક્ષત્રિયો અને બ્રાહ્મણોની વચ્ચે સ્પર્ધા ચાલતી, બ્રાહ્મણો ઘણી વાર વિજય મેળવતા અને ક્ષત્રિયોની કન્યાઓને પરણતા, કન્યાઓનાં લગ્ન મ્હોટી ઉમ્મરે થતાં અને તેઓ વગર સંકોચે બોલી શકે એવી નિર્ભય હતી, રાજકુંવરીઓ અપ્રસિદ્ધિ અને દરિદ્રતામાં પણ ઉત્સાહપૂર્વક પોતાના પતિનું અનુગમન કરતી એ સઘળું એ વર્ણન ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. પાંચે ભાઇઓ ઘેર ગયા પછી તેઓએ પોતાની માતાને કહ્યું કે "આજે હમે ભિક્ષા લઈ આવ્યા છિયે," એટલે માતાએ તેઓને જવાબ આપ્યો કે "હમે પાંચે જણાઓ એ ભિક્ષા વ્હેંચી લો." પાંચે ભાઇઓ એકજ સ્ત્રીને પરણ્યા હતા તેનો મહાભારતમાં આવો વિચિત્ર ખુલાસો આપવામાં આવ્યો છે. ભૂલને લીધે કરવામાં આવેલી ઉપલક આજ્ઞાનો આ પ્રમાણે અક્ષરશઃ અમલ કરવામાં આવે એ વાત કોઈથી પણ માની શકાય એવી નથી; અને કુન્તીના મુખમાં જે વચનો મૂકવામાં આવ્યા છે તે કુન્તીએ ખરેખરાં વાપર્યાં હોય એ પણ સંભવિત જણાતું નથી. ભિક્ષામાં સાધારણ રીતે દાણા આપવામાં આવે છે, અને રંધાયા પ્હેલાં કાચા દાણાઓજ સઘળા ભાઈ વ્હેંચી લે એવું કુન્તીએ કહ્યું હોય એ બનવા જોગ નથી. મહાભારતની અંદર આ વૃત્તાન્તના સમ્બન્ધમાં બીજા પણ ખુલાસાઓ આપવામાં આવ્યા છે, પણ તે સઘળા એકસરખા અસન્તોષકારક છે. પરંતુ ગ્રન્થની અંદર એક વાકય જળવાઈ રહ્યું છે તે એવું છે કે તેના ઉપરથી આ પ્રશ્નનો ખરો ઉત્તર આપણને મળી શકે છે. દ્રૌપદી પાંચે ભાઈઓને પરણે એ બાબતમાં પંચાલ રાજાના ચિત્તમાં ડગુમગુ થતું હોય છે તે વખતે યુધિષ્ઠિર તેને કહે છે કે "આ પ્રમાણેનો હમારા કુળનો આચાર છે, અને એ પ્રમાણે કરવામાં ધર્મનું ઉલ્લંઘન કરતા હોઇએ એવું હમને લાગતું નથી."

(सूक्ष्मो धर्मो महाराज नास्य विद्मो वयं गतिम् ।
पूर्वेषामानुपूर्व्येण यातं वर्त्मानुयामहे ॥
न मे वागनृतं प्राह नाधर्मे धीयते मतिः ।
एवं चैव वदत्यंबा, मम चैतन्मनोगतम् ॥
एष धर्मो ध्रुवो राजंश्चरैनमविचारयन् ।
मा च शंका च तत्र ते स्यात्कथंचिदपि पार्थिव ॥ )

આ વિષયસમ્બન્ધી વધારે વિવેચન આપણે બીજે ઠેકાણે કરીશું.

## પ્રકરણ ૫.

### ઇન્દ્રપ્રસ્થ અથવા દિલ્હીની સ્થાપના અને પ્હેલો શહેનશાહી દરબાર.

મહાભારતમાં શ્રીકૃષ્ણનાં દર્શન સૌથી પ્હેલાં આ ઠેકાણે થાય છે, અને એના આગલા ઇતિહાસ વિષે કંઈ પણ કથન કર્યા વિનાજ એને આ ઠેકાણે દાખલ કરવામાં આવ્યા છે. (એ ઇતિહાસ મહાભારતમાં બીજે કોઈ ઠેકાણે છૂટો પણ આપવામાં આવ્યો હોય એવું જણાતું નથી). દ્રૌપદીનો સ્વયંવર જોવાને શ્રીકૃષ્ણ પણ આવ્યા હતા, અને પાંડવો જીવતા છે, એટલુંજ નહીં પણ દ્રૌપદીની સાથે એઓનાં લગ્ન થયાં છે એ જાણીને એને ઘણો આનન્દ થયો હતો. કુન્તી એની ફોઈ થતી હતી તેને એણે પ્રણામ કર્યા, પાંડવોને એણે અભિનન્દન આપ્યું, અને લગ્ન વખતે ઘણી કીમતી વસ્તુઓ એણે તેઓને ભેટ તરીકે આપી. કુન્તીના પુત્રો હજી જીવતા છે અને પંચાલના પ્રતાપી રાજાની કુંવરી સાથે તેઓ પરણ્યા છે એ હકીગત જાણીને ધૃતરાષ્ટ્રને ઘણો ભય લાગ્યો. એ પ્રપંચી ડોસાએ પાંડુના પુત્રો તરફ હવે ઘણો પ્રેમ બતાવવા માંડ્યો અને 'મ્હારા પોતાના છોકરાઓ જેટલાજ એ મ્હને પ્રિય છે' એવી રીતનું બોલવા માંડ્યું. એઓને પાછા બોલાવવાને માટે ભેટની ઘણી વસ્તુઓ સાથે લઈને હસ્તિનાપુર જવાનું વિદુરને કહેવામાં આવ્યું. પાંડવો ઘણી ખુશીની સાથે પાછા ફર્યા, અને

કૃષ્ણને સાથે લઈને તેઓ આવ્યા. ભીષ્મ વગેરેએ ઘણા હેતથી તથા માનથી તેઓનો સત્કાર કર્યો. ધૃતરાષ્ટ્રે પોતાના છોકરાઓ અને પાંડવોની વચ્ચે ભવિષ્યમાં તકરાર ન થાય એટલા માટે પોતાનું રાજ્ય એક પક્ષને વ્હેંચી આપ્યું, અને ખાંડવપ્રસ્થ તથા જમના નદીની પશ્ચિમ તરફનો મુલક એણે પાંડવોને આપ્યો. એ મુલકનો મ્હોટો ભાગ ગાઢાં અરણ્યોથી છવાઈ ગયો હતો, પણ બુઢ્ઢા રાજાએ કહ્યું કે "એ શૂરવીર યોદ્ધાઓને એ અરણ્યોનો ભય લાગવાનો નથી."

પાંડવોએ પોતાના રાજ્યમાં એક નવી રાજધાની સ્થાપી અને તેને "ઇન્દ્રપ્રસ્થ" એવું નામ આપ્યું. હાલના દિલ્હીની બાજુમાં હજી પણ એ ઇન્દ્રપ્રસ્થના અવશેષો જોવામાં આવે છે. એ રાજધાનીમાં જુદા જુદા દેશના બ્રાહ્મણો, જુદી જુદી ભાષા બોલનારા વેપારીઓ, અને જુદો જુદો ધંધો કરનારા કારીગરો આવીને વસવા લાગ્યા. ધીરે ધીરે એ શહેરની આસપાસ આમ્રવૃક્ષો અને વિહારભુવનોવાળા બગીચાઓ પણ થયા. દેશમાંનાં અરણ્યોનો અને નાગ લોકો, જે બીજા કોઈ નહીં પણ આર્ય લોકોને હેરાન કરનારા મૂળ વતનીઓજ હતા, તેઓનો ઉચ્છેદ કરવાનો હજી બાકી હતો. એ કામને માટે એક ઘણીજ ક્રૂર યુક્તિ રચવામાં આવી હતી. એ યુક્તિને મહાભારતમાં ખાંડવવનના વિનાશની દંતકથા તરીકે વર્ણવવામાં આવી છે, અને એવું જણાવવામાં આવ્યું છે કે અગ્નિ એક વખતે અર્જુન અને કૃષ્ણની આગળ પ્રકટ થયા અને બોલ્યા કે "આ વન ઇન્દ્રના ખાસ રક્ષણ હેઠળ છે અને મ્હારે તેનું ભક્ષણ કરવું છે, માટે તમે બન્ને યોદ્ધાઓ એ કામમાં મ્હને મદદ કરો." અગ્નિએ અર્જુનને ગાંડીવ ધનુષ્ય આપ્યું અને અગ્નિએ અરણ્યનું ભક્ષણ કરવા માંડ્યું તે વખતે દેખરેખ રાખવાનું કામ આ બે યોદ્ધાઓએ કીધું. કોઈ પણ પ્રાણીને એ વનમાંથી જીવતું જવા દેવામાં આવ્યું નહીં અને પંદર દિવસ સુધી અગ્નિ સળગ્યાં કીધો. આખું અરણ્ય બળીને ભસ્મ થઈ ગયું અને હજારો પશુપક્ષીઓનો વિનાશ થયો. સાથે સાથે માણસોનો પણ વિનાશ થયો હોય એ ઘણું બનવા જોગ છે. માત્ર છ જણા બચી ગયલા જણાવવામાં આવ્યા છેઃ–તક્ષક અશ્વસેન

(જેના વિષે છેવટના ભાગમાં ફરીથી આપણે લખીશું), મય, અને ચાર પિસ્કોલીઓ, જેના બચી જવા વિષેની ચમત્કારી કથા આ સ્થળે આપવી જરૂરની નથી. આખા વનને, વનનાં પશુઓને, અને ઘણુંખરૂં કૃષિકર્મમાં વિઘ્ન નાંખનારા મૂળ વતનીઓ, જેને પાછળથી નાગ અને અસુર એવાં નામ આપવામાં આવ્યાં છે, તેઓને બાળી નાંખવાની આ યુક્તિ ખરેખરી ક્રૂર જણાય છે, અને હાલના સમયમાં તો એવી યુક્તિ તરફ સૌ કોઇને તિરસ્કાર આવે, પણ એ પ્રાચીન સમયમાં અગ્નિને એવી રીતે બલિદાન આપવું એ કર્મ નિંદ્ય ગણાતું ન્હોતું, અને અરણ્યોનો તથા કૃષિકર્મમાં વિઘ્ન નાખનારાઓનો વિનાશ થયા પછી પાંચે ભાઇઓના મજબૂત પણ ન્યાયવાળા અમલ હેઠળ દેશ ઘણો આબાદ થયો.

પાંડવો અને યાદવોનો જે સમ્બન્ધ હતો તે હવે શ્રીકૃષ્ણની બ્હેન સુભદ્રાની સાથે અર્જુનનાં લગ્ન થવાથી વધારે મજબૂત થયો. હાલના કવિઓ કહે છે તે પ્રમાણે પરસ્પરના પ્રેમને લીધે એ લગ્ન થયું ન્હોતું. ગાંધર્વવિવાહ કરીને અર્જુન સુભદ્રાની સાથે પરણ્યો ન્હોતો, પણ તેનું હરણ કરીને તેની સાથે પરણ્યો હતો. અર્જુન દ્વારકાની યાત્રાએ જતો હતો તે વખતે દ્વારકાથી રૈવતક પર્વત આગળ ઉત્સવ નિમિત્તે લોકોનું આવવું થયું હતું તેમાં એ સુન્દર કન્યા (સુભદ્રા) પણ હતી તેને જોઇને અર્જુનને મોહ ઉત્પન્ન થયો. સુભદ્રાનો અર્જુન ઉપર પ્રેમ હતો કે નહીં તેની શ્રીકૃષ્ણને ખબર ન્હોતી એમ શ્રીકૃષ્ણનાંજ વચન ઉપરથી માલમ પડે છે, પણ શ્રીકૃષ્ણની અર્જુનને સલાહ એવી હતી કે "ત્હારે સુભદ્રાનું હરણ કરવું." આ સલાહ પ્રમાણે અર્જુને સુભદ્રાને બળાત્કારથી ઉંચકી લઇને પોતાના રથમાં બેસાડી દીધી. કૃષ્ણનો ભાઈ બળરામ અર્જુનની પૂંઠ લેવાનો અને તેને શિક્ષા કરવાનો વિચાર રાખતો હતો, પણ કૃષ્ણે તેને સમજાવ્યો અને અર્જુન તથા સુભદ્રાનાં લગ્નની મન્જુરી આપવા કહ્યું. આ લગ્નને પરિણામે અભિમન્યુનો જન્મ થયો. આ પ્રમાણે અભિમન્યુ એ અર્જુનનો લાડકો પુત્ર હતો અને કૃષ્ણનો ભાણેજ હતો. દ્રૌપદીને પણ પાંચ પાંડવોથી પાંચ પુત્રો ઉત્પન્ન થયા હતા.

પાંડવોને હવે પોતાના સામર્થ્યમાં વધારો થયો જણાતો હતો અને યાદવ તથા પંચાલની પ્રજાઓ સાથે તેઓને મૈત્રીનો સમ્બન્ધ હતો એટલે હવે તેઓ સાર્વભૌમ સામ્રાજ્યના વિચાર કરવા લાગ્યા, અને એ સમ્બન્ધમાં કૃષ્ણને બોલાવીને યુધિષ્ઠિરે તેની સલાહ લીધી. કૃષ્ણે તેઓને સમજાવ્યું કે બ્રાહ્મણ જાતિના પરશુરામે ક્ષત્રિયોને હરાવા માંડ્યા ત્યારથી ચક્રવર્તિત્વના વિચારની ઉત્પત્તિ થઈ છે. જે ક્ષત્રિયો પરશુરામના ઉચ્છેદક યુદ્ધમાંથી સહી-સલામત બચી ગયા તેઓએ એકઠા મળીને એક જણને ચક્રવર્તી તરીકે નીમ્યો. ચક્રવર્તી નીમવાનો મુખ્ય હેતુ આ પ્રમાણે બ્રાહ્મણોની સ્હામે થવાનો હતો, પણ જે ચક્રવર્તિત્વ આત્મરક્ષણને માટે હતું તેજ આત્મભક્ષણ કરનારૂં થઈ પડ્યું, કારણ કે દરેક સમર્થ રાજાના ચિત્તમાં પોતે ચક્રવર્તી થવું અને બીજાઓને પોતાના તાબામાં રાખવા એવો અભિલાષ ઉત્પન્ન થવા માંડ્યો. કૃષ્ણે જણાવ્યું કે હાલમાં જરાસંધ રાજા ચક્રવર્તી કહેવાય છે. એની રાજધાની રાજગૃહ (જે પાછળથી પાટલીપુત્રના નામથી ઓળખાયું અને હાલ પટનાના નામથી ઓળખાય છે) ત્યાં હતી. એ રાજધાનીમાં સેંકડો રાજાઓને એણે બંધીવાન તરીકે રાખ્યા હતા. કૃષ્ણને પોતાને એની બ્હીકને લીધે મથુરાથી ન્હાસીને દ્વારકા જવું પડ્યું હતું. પણ એ રાજાની સેવામાં હંસ અને ડિંભિક એ નામના બે લડવૈયાઓ હતા તે હવે મરણ પામ્યા હતા, એટલે કૃષ્ણ અને અર્જુનની સહાય સાથે જરાસંધને મારવાનું કામ ભીમને અઘરૂં પડે એવું ન્હોતું. યુધિષ્ઠિરની રજા લઇને કૃષ્ણ, અર્જુન અને ભીમ એ ત્રણે યોદ્ધાઓ બ્રાહ્મણના વેષમાં નીકળી પડ્યા. જોરજુલમથી માર્ગ કાપીને તેઓ રાજગૃહના નગર સુધી પ્હોંચ્યા. ત્યાં એક બાજુને રસ્તેથી તેઓ શહેરમાં દાખલ થયા અને દરવાજા ઉપર જે મ્હોટું નગારૂં હતું તે તેઓએ વગાડ્યું અને ભાગી નાખ્યું રસ્તામાં ચાલતાં એક માળીની પાસેથી ફૂલના હાર તેઓએ જોરજુલમથી પડાવી લીધા, અને તે પ્હેરીને ઉદ્ધત ગતિથી તેઓ મહેલમાં દાખલ થયા. બ્હીકને લીધે અથવા તો તેઓના વસ્ત્રના માનને લીધે કોઈ તેઓને અટકાવી શક્યું નહીં. જરાસંધે તેઓને મધુપર્ક વગેરે આપીને તેઓનો વિધિપૂર્વક સત્કાર

કર્યો, પણ એના તરફની ભેટનો ત્રણમાંથી એકેએ સ્વીકાર કર્યો નહીં એટલે એને વહેમ આવવા લાગ્યો અને એણે પૂછ્યું કે "તમે ખોટા વેષ ધારણ કર્યો છે અને વિચિત્ર રીતે વર્તો છો તેનું કારણ શું છે?" કૃષ્ણે જવાબ આપ્યો કે "તું જાણ કે હમે ત્હારા શત્રુઓ છિયે અને તેથી એક બાજુને રસ્તેથી હમે ત્હારા શહેરમાં દાખલ થયા છિયે. હમે પુષ્પો પ્હેર્યાં છે તેનું કારણ એ કે જેઓ પુષ્પ પ્હેરે છે તેઓને વિજય પ્રાપ્ત થાય છે. હમે ક્ષત્રિયો છિયે અને ત્હારી સાથે યુદ્ધ કરવાને તૈયાર છિયે. જે રાજાઓને ત્હેં ગેરવ્યાજબી રીતે કેદ કર્યા છે તેને છોડી દેવાને તું ખુશી ન હોય તો આવી જા, હમારા ત્રણમાંથી ગમે તે એકની સાથે તું યુદ્ધ કર." જરાસંધે હવે ખરેખરી હકીગત જાણી, કૃષ્ણનું કરેલું આહ્વાન એણે સ્વીકાર્યું, અને ભીમસેનની સાથે શસ્ત્ર વગર યુદ્ધ કરવાને એ તૈયાર થઈ ગયો. જીતવું અથવા મરવું એવી રીતનું યુદ્ધ એને કરવાનું હતું, અને બ્રાહ્મણોના આશીર્વાદ લઈને અને પોતાના મુકુટને ઉતારીને યુદ્ધ માટેના ક્ષેત્રમાં એ દાખલ થયો. પછી એ બન્ને યોદ્ધાઓએ કંઈ પણ શસ્ત્ર વગર, કેવળ પોતાના બાહુ વડેજ રાત ને દિવસ જરા પણ અટક્યા વગર, જરા પણ થાક્યા વગર, આહાર અને નિદ્રાનો સંપૂર્ણ ત્યાગ કરીને લડયાં કીધું. આખરે, ૧૪મે દિવસે જરાસંધ થોડા વખતનો આરામ લેવાને માટે થોભ્યો. એ વખતે કૃષ્ણે ભીમને નિશાની કરી કે "અત્યારનો વખત તું જવા દઈશ નહીં;" અને ભીમ પોતાના થાકી ગયલા શત્રુ ઉપર તૂટી પડયો. જરાસંધને એણે ચક્કર ચક્કર ફેરવ્યો, પોતાનું ઘુંટણ દબાવીને તેની કરોડ ભાંગી નાંખી, અને એના પગ પકડીને શરીરનાં બે ચીરિયાંજ કરી નાંખ્યાં. આ દેખાવ ઘણો ભયંકર હતો, અને મરનાર જરાસંધના અને જીતનાર ભીમસેનના અવાજોથી આખો રાજમહેલ ભયગ્રસ્ત થઈને કંપી ઊઠયો. પછી ત્રણે જણાઓએ જરાસંધના મૃત શરીરને મહેલના દરવાજા આગળ ફેંકી દીધું અને જરાસંધનાજ રથમાં આરૂઢ થઈને એ સ્થાન આગળથી તેઓ ચાલી નીકળ્યા.

જરાસંધ અને ભીમની વચ્ચે જે ભયાનક યુદ્ધ થયું હતું તેનું વર્ણન

આ પ્રમાણે છે. એ વર્ણનમાં ઘણી અતિશયોક્તિ હશે, તોપણ સત્યના અમુક અંશો આખી કથામાં વ્યાપી રહેલા છે એ વિષે આપણાથી સંશય ધરાવાશે નહીં. હમણાં પણ આ દેશમાં જે કસરતબાજો આપણા જોવામાં આવે છે તેઓના ઉપરથી પ્રાચીન હિંદુસ્તાનમાં શરીરને મજબૂત બનાવવાની કળા તરફ ઘણું લક્ષ આપવામાં આવતુ હતુ એ વાતને ખરી માનવાનું કારણ મળે છે, અને લડનારાઓમાંથી એકનું મરણ થાય ત્યાં સુધી લડવામાં આવે એવી રીતની ઇનામ માટેની સ્પર્ધાઓ પશ્ચિમના દેશોમાં પણ ઘણી વાર થતી હતી. અર્વાચીન કવિઓએ જરાસંધ અને ભીમની લડાઈનું વર્ણન આપતાં એવું કહ્યું છે કે જરાસંધના શરીરના અર્ધ ભાગોને જેટલી વખત છૂટા પાડવામાં આવ્યા તેટલી વખત તે પાછા સંધાઈ ગયા, પણ આખરે કૃષ્ણના કહ્યા પ્રમાણે ભીમે એ અર્ધ ભાગોને ફેંકવાની દિશામાં ફેરફાર કર્યો એટલે તે ભાગો બરાબર સધાઈને એક શરીર થતું અટક્યું. આવી અસંભવિત હકીગત મહાભારતમાં જોવામાં આવતી નથી.

જરાસંધનો નાશ થયો ત્યાર પછી પાંડવોના માર્ગમાં અંતરાય રૂપ થઈ પડે એવું કોઈ પણ રહ્યું નહીં; તોપણ ચક્રવર્તિત્વનું પદ મેળવવાને માટે, દુનિયાનો જે ભાગ તે વખતે જાણીતો હતો તેની ચારે દિશાઓમાં ખરેખરો વિજય મેળવવો જરૂરનો હતો. આ કારણથી અર્જુન, ભીમ, નકુલ, અને સહદેવ એ ચાર જણાઓ લશ્કરની ટુકડીઓ લઇને ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમ એ ચારે દિશાઓમાં ગયા. જેઓ તાબે થાય તેમનું નમન સ્વીકારતા અને જેઓ સ્હામે થાય તેની સાથે યુદ્ધ કરતા તેઓ આગળ ચાલ્યા. જે જુદી જુદી પ્રજાઓને તેઓએ તાબે કરી તેમનાં નામ મહાભારતમાં ગણાવ્યાં છે, અને પાંડવોના પોતાના સમયમાં નહીં તો ચન્દ્રગુપ્તના સમયમાં ભૂમિ ઉપરના જુદા જુદા મુલકો વિષે કેટલું જ્ઞાન ફેલાયું હતું તે જાણવાના સાધન તરીકે મહાભારતનો એ ભાગ ઘણો અગત્યનો છે. આ પ્રમાણે આખી દુનિયાને જીતીને કૃષ્ણની સલાહ પ્રમાણે પાંડવોએ પોતાની જાતને ચક્રવર્તી કહેવડાવવાનો ઠરાવ કર્યો. હાલના યુરોપમાં કોઈ પણ અગત્યનો બનાવ બને છે ત્યારે જેવી રીતે ભાષણો આપવામાં આવે

છે તેવી રીતે પ્રાચીન હિંદુસ્તાનમાં કોઈ પણ અગત્યનો બનાવ બને ત્યારે યજ્ઞ કરવામાં આવતા. ચક્રવર્તીનું પદ ધારણ કરતી વખતે રાજસૂય યજ્ઞ કરવામાં આવતો. ખાંડવ વનનો વિનાશ થયો તે વખતે મય દાનવને બચાવવામાં આવ્યો હતો તેણે એ ઉપકારના બદલામાં, દિલ્હીમાં થોડા વખત ઉપરજ બંધાયો હતો તેવો એક વિશાળ મંડપ તૈયાર કર્યો. હિમાલયથી આણેલી કીમતી વસ્તુઓનો એ મંડપ રચવામાં આવ્યો હતો, અને એ મંડપ રચવામાં કારીગરે એવી કુશળતા વાપરી હતી કે કેટલેક ઠેકાણે તો જ્યાં પાણી હોય ત્યાં કઠણ જમીન જણાતી હતી અને જ્યાં કઠણ જમીન હોય ત્યાં પાણી જણાતું હતું. ચારે દિશાઓથી ચક્રવર્તીને માન આપવાને માટે સેંકડો રાજાઓ આવી પ્હોંચ્યા. તેઓને માટે શહેરની બહાર સુશોભિત મકાનો ખાસ બંધાવવામાં આવ્યાં હતાં ત્યાં તેઓને ઉતારવામાં આવ્યા. બ્રાહ્મણોને રોજ ભોજન કરાવવામાં આવતાં, અને અનેક પશુઓનાં હવિ વડે કરીને યજ્ઞનો અગ્નિ નિરંતર સળગતો રહેતો. ભીષ્મ અને દ્રોણ, દુર્યોધન અને તેના ભાઈઓ તે પણ ત્યાં આવ્યા હતા, અને રાજસૂય યજ્ઞના સમ્બન્ધમાં તેઓની પદવીને શોભે એવાં એવાં કામ તેઓને સોંપવામાં આવ્યાં હતાં. એકઠા થયલા રાજાઓની પાસથી નજરો લેવાનું કામ ખાસ દુર્યોધનને સોંપવામાં આવ્યું હતું.

કહ્યું કે "ભીષ્મની શિખામણ ખોટી છે, અને એ એની વૃદ્ધાવસ્થાનું પરિણામ છે. વસુદેવ (કૃષ્ણના પિતા) અને દ્રુપદ જેવા વયોવૃદ્ધ માણસો હોવા છતાં, વ્યાસ અને દ્રોણ જેવા બુદ્ધિપ્રભાવવાળા ઋષિઓ હોવા છતાં, અને દુર્યોધન અને શલ્ય જેવા પ્રતાપી રાજાઓ હોવા છતાં કૃષ્ણે આ માન સ્વીકાર્યું એ એની દેવી પ્રગલ્ભતા !" ભીષ્મે શાન્તપણે એટલુંજ કહ્યું કે— "સૌથી વધારે વન્દનીય કૃષ્ણજ છે, તેથી પ્હેલું માન એને ઘટે છે. વળી,

(न हि केवलमस्माकमयमर्च्यतमोऽच्युतः ।
त्रयाणामपि लोकानामर्चनीयो महाभुजः ॥)

આપણે એકલાએજ નહીં, પણ ત્રણે લોકનાં પ્રાણીઓએ એને નમન કરવું જોઈએ; કારણ કે એ વિષ્ણુનો અવતાર છે."

આ વચન ઉપરથી શિશુપાળને મશ્કરી કરવાનો વળી નવો વિષય જડી આવ્યો, કારણ કે કૃષ્ણ એ વિષ્ણુનો અવતાર છે એવું એ માનતો ન્હોતો. "ઈશ્વરના પદનો દાવો કરીને જગતને વ્યામોહમાં નાંખવાનો અપરાધ કૃષ્ણ તરફથી કરવામાં આવે છે અને એવા અપરાધ કરનારને ટેકો આપતાં, હે ભીષ્મ, ત્હને કેમ લજ્જા નથી આવતી ? રે ! એવાની સ્તુતિ કરતાં ત્હારી જીભના કકડે કકડા કેમ થતા નથી ?

( अवलिप्तस्य मूर्खस्य केशवं स्तोतुमिच्छतः ।
कथं भीष्म न ते जिह्वा शतधेयं विदीर्यते ॥ )

પેલી વાર્તામાં વૃદ્ધ પક્ષીનો વૃત્તાન્ત આવે છે તે પ્રમાણે ત્હને પણ બીજા રાજાઓએ પત્થર મારીને અથવા અગ્નિ સળગાવીને પૂરો કરવો જોઇએ."

આ વચનો સાંભળીને વયોવૃદ્ધ અને વિચારશીલ ભીષ્મને પણ ક્રોધ ચઢ્યા વગર રહ્યો નહીં, અને ક્રોધના આવેશમાં એ બોલી ઊઠ્યોઃ "મ્હારૂં મૃત્યુ મ્હારા હાથમાં છે. જે રાજાએ અહીં એકઠા થયા છે તેની એક તણખલા જેટલી પણ મ્હને દરકાર નથી. અનન્ત કાળ સુધી વાદવિવાદ કર્યા કરવો એ નકામું છે. અહીં કૃષ્ણ છે તે પ્હેલા માનને લાયક છે, અને તેટલા માટે હમે એને પ્હેલું માન આપ્યું છે. જે કોઇને એ વાત કબૂલ ન હોય તે ભલે આગળ આવીને એની સાથે યુદ્ધ કરે !"

શિશુપાળ તરતજ આગળ આવ્યો અને યુદ્ધ કરવા માટે શ્રીકૃષ્ણને આહ્વાન કર્યું. કૃષ્ણે કહ્યું કે "મ્હારી પ્રતિજ્ઞા પ્રમાણે સો વાર મ્હેં ત્હને ક્ષમા આપી છે, પણ હવે હું ત્હને ક્ષમા આપી શકીશ નહીં." આ પ્રમાણે કહીને એણે પોતાનું ચક્ર ફેંક્યું અને શિશુપાળનું મસ્તક કાપી નાંખ્યું. જે સમારંભની શરૂઆત આનન્દની સાથે થઈ હતી તેનો અંત આવી રીતનો આવ્યો. એકઠા થયેલા સઘળા રાજાઓ શોક ખાઈ ગયા અને કોઈએ કંઈ પણ વાંધો ઉઠાવ્યો નહીં; પણ જે પક્ષ તરફથી આમ ઉઘાડી રીતે ખૂન કર્યાનો અપરાધ કરવામાં આવ્યો હતો તેના ઉપર ઘણાઓને મનમાંથી વેર ઉપજ્યા વગર રહ્યું નહીં. તોપણ યજ્ઞનો સમારંભ શાન્તિથી પૂરો થયો અને મૂલ્યવાન્ તથા યોગ્ય બક્ષીસો આપીને યુધિષ્ઠિરે સઘળા રાજાઓને પોતપોતાને ઘેર વિદાય કર્યા.

ચક્રવર્તિપદ ધારણ કર્યાની જાહેરાત કરવા માટે રાજાઓનો મેળાવડો ભરવામાં આવે તે કંઈ હમેશાં ફત્તેહમંદ નીવડે નહીં. વળી, સત્તા અને સમૃદ્ધિનાં દર્શન થવાથી દુર્બુદ્ધિઓના હૃદયમાં ઈર્ષ્યાની લાગણી ઉત્પન્ન થાય, અને આબરૂની બાબતમાં બહુ ચોકસ રહે એવા ઉંચી પદવીના ઘણા માણસો જ્યાં ભેગા થાય ત્યાં અપ્રીતિ અને અસન્તોષના અનેક પ્રસંગો આવીને ઉભા રહે એમાં કંઈ નવાઈ જેવું નથી. આ કારણથી ઘણી કાળજી રાખવા છતાં યુધિષ્ઠિરને થોડા વખતમાં માલમ પડ્યું કે કીર્તિના શિખર ઉપર પ્હોંચીને પાછી થોડા વખતને માટે તો અવનતિ પામવાનો પ્રસંગ પોતાનાંજ કર્મો વડે પોતે આણ્યો હતો. હિમાલયનાં ગિરિશૃંગોની પેઠે કીર્તિનાં શૃંગો પણ એકેક કરતાં એકેક વધારે ઉંચાં આવ્યાં જશે એવું એણે ધાર્યું હશે, પણ તે ખોટુંજ પડવાનું હતું. પોતાના પિત્રાઈ ભાઈના હૃદયમાં દ્વેષ અને ઈર્ષ્યાની ઉગ્ર લાગણી એણે ઉત્પન્ન કરી હતી, અને એ લાગણીનું ફળ કેવું નઠારૂં આવ્યું તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું.

## પ્રકરણ ૬.

### પાસાની શરમભરેલી રમત અને તેનાં પરિણામ.

પાંડવોને નીચા પાડવાની અને તેઓનો વૈભવ પોતે મેળવવાની તીવ્ર ઉત્કંઠા ધરાવતો દુર્યોધન ઘેર પાછો આવ્યો અને સલાહ લેવાને માટે પોતાના કર્ણ અને શકુનિ એ બે મિત્રોને એણે બોલાવ્યા. ઉઘાડી રીતે પાંડવો ઉપર હુમલો કરવો એ બની શકે એવું નહોતું અને શકુનિએ એવી સૂચના કરી કે "યુધિષ્ઠિરમાં એક ખોડ છે–એને પાસાનો ઘણો પ્રેમ છે. તે ખોડનો લાભ આપણે લેવો." જર્મન બન્ધુઓની પેઠે હિન્દુસ્તાનના પ્રાચીન આર્યોને જુગારનો ઘણો શોખ હતો અને દ્યૂતક્રીડાને માટે આહ્વાન કરવામાં આવે તે વખતે ના પાડવી એ શરમભરેલું ગણાતું. દુર્યોધન, કર્ણ, અને શકુનિ એ ત્રિપુટીએ એવો ઠરાવ કર્યો કે ખોટા પાસા બનાવવા અને પછી શકુનિ, જે એ કામમાં ખાસ હોંશિયાર હતો, તેની સાથે પાસા રમવાને માટે યુધિષ્ઠિરને બોલાવવો અને લુચ્ચાઈ કરીને રાજ્ય તથા લક્ષ્મી એની પાસેથી પડાવી લેવાં. વૃદ્ધ ધૃતરાષ્ટ્રની આગળ એના લોભી પુત્રે યુધિષ્ઠિરની સંપત્તિનાં અને હિન્દુસ્તાનના જુદા જુદા રાજાઓ તરફથી આવેલી ભેટોથી એ સંપત્તિમાં જે વધારો થયો હતો તેનાં ઘણાં તેજદાર વર્ણનો આપ્યાં, અને આખરે આ કાવતરામાં એની પણ સંમતિ મળી. મય દાનવે યુધિષ્ઠિરને માટે જેવું ચમત્કારી મકાન બનાવ્યું હતું તેનો નમૂનો લઈને એવુંજ એક મકાન તૈયાર કરવાનો એણે હુકમ આપ્યો, અને વિદુરની ચેતવણીને ન લેખવીને "દુર્યોધને બંધાવેલો વિશાળ મંડપ જોવાને માટે" યુધિષ્ઠિરનું આમંત્રણ કરવા વિદુરનેજ એણે મોકલ્યો. વિદુર ઇન્દ્રપ્રસ્થમાં ગયો અને યુધિષ્ઠિર રાજાને ધૃતરાષ્ટ્ર તરફનો સંદેશો પહોંચાડ્યો. વળી પોતાની તરફથી એણે, ઉમેર્યું કે:—

"जानाम्यहं द्यूतमनर्थमूलं कृतश्च यत्नोऽस्य मया निवारणे ।
राजा च मां प्राहिणोत्त्वत्सकाशं श्रुत्वा विद्वन् श्रेय इहाचरस्व॥"

( દ્યૂત એ અનર્થનું મૂળ છે એમ હું જાણું છું, અને એને અટકાવવાનો યત્ન પણ મ્હેં કર્યો છે. રાજાએ મ્હને ત્હમારી આગળ મોકલ્યો છે. આ હકીગત જાણ્યા પછી એ સમ્બન્ધમાં ત્હમને જે યોગ્ય લાગે તે પ્રમાણે ત્હમે કરો.) ખિન્ન હૃદય સાથે અને 'વિધાતાએ જે પ્રમાણે નક્કી કર્યું હોય છે તે પ્રમાણેજ થાય છે' એવો વિચાર કરીને રાજા પોતાના ચારે ભાઈઓ અને પોતાની સુન્દર સ્ત્રીને સાથે લઇને હસ્તિનાપુર જવા નીકળી પડયો અને ત્યાં વખતસર પ્હોંચ્યો. ત્યાં આગળ તેઓનાં સગાંસ્નેહીઓએ હર્ષપૂર્વક તેઓનો સત્કાર કર્યો, અને બીજે દિવસે પાંચે ભાઈઓ પેલું નવું મકાન જોવાને માટે ગયા. એ મકાનમાં અનેક રાજાઓ અને બીજાં ઉંચી પદવીનાં માણસો તેમને મળવાને માટે ઉત્સુક થઇને બેઠાં હતાં. સર્વને તેઓ મળ્યા–પછી શકુનિએ કહ્યું કે "આપણે પાસા ખેલીએ." યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે "પાસા ખેલવા એ એક પાપ છે અને એક જાતની અનીતિ છે. એવા ખોટા માર્ગથી મ્હારા ઉપર જીત મેળવવાનો વિચાર તું છોડી દે. આર્ય લોકો કદી મલેચ્છ ભાષા બોલતા નથી અને કપટના માર્ગમાં વિચરતા નથી." શકુનિએ દલીલ કીધી કે "બળવાન્ હોય તે નિર્બળને જીતે છે, વિદ્વાન હોય તે અવિદ્વાનને જીતે છે, છતાં એ કર્મને તો કોઈ અનીતિભર્યું ગણતું નથી. ત્યારે પાસા ખેલવામાં જે વધારે હોંશિયાર માણસ હોય તે ઓછા હોંશિયાર માણસને હરાવે એમાં અનીતિ ક્યાં આવી? પણ જો ત્હમને અનીતિ જણાતી હોય અથવા ભય લાગતો હોય તો હમારા આહ્વાનનો અસ્વીકાર કરવાની ત્હમને સ્વતંત્રતા છે." યુધિષ્ઠિરથી આ વચનો સ્હેવાયાં નહીં.

"आहूतो न निवर्तेयमिति मे व्रतमाहितम् ॥"

આહ્વાન કરવામાં આવે ત્યારે ના ન કહેવી એવું મ્હારૂં વ્રત છે એટલુંજ કહીને એણે રમત રમવા માંડી. એ રમતમાં એને ઉપરાચાપરી હાર મળવા માંડી, પણ 'હાર્યો જુગારી બમણું રમે' એ કહેવત પ્રમાણે એણે રમત રમવી જારી રાખી, અને ક્રમશઃ પોતાની લક્ષ્મી, પોતાનું રાજ્ય, પોતાના પુત્રો, પોતાના ભાઈઓ અને આખરે પોતાની જાતને પણ એણે હોડમાં મૂકી. જુગારીને લાયકની દુષ્ટતા સાથે શકુનિએ કહ્યું કે "હજી ત્હારી

સ્ત્રી બાકી રહી છે તેને પણ તું હોડમાં મૂક. હે જે સઘળું ગુમાવ્યું છે તે કદાચ ત્હને પાછું પણ મળે."

ભાન વગરના રાજાએ કહ્યું:—

"नैव ह्रस्वा न महती न कृशा नापि रोहिणी।
नीलकुंचितकेशी च तया दीव्याम्यहं त्वया॥
शारदोत्पलपत्राक्ष्या शारदोत्पलगंधया।
शारदोत्पलसेविन्या रूपेण श्रीसमानया॥
तथैव स्यादानृशंस्यात्तथा स्याद्रूपसंपदा।
तथा स्याच्छीलसंपत्त्या यामिच्छेत्पुरुषः स्त्रियम्॥
चरमं संविशति या प्रथमं प्रतिबुध्यते।
आगोपालाविपालेभ्यः सर्वं वेद कृताकृतम्॥
तयैवंविधया राजन् पांचाल्याऽहं सुमध्यया।
ग्लहं दीव्यामि चार्वंग्या द्रौपद्या हंत सौबल॥"

(ઠીંગણી પણ નહીં અને ઉંચી પણ નહીં, સુકી પણ નહીં અને જાડી પણ નહીં, કાળા અને વાંકડિયા વાળ વાળી દ્રૌપદીને હું હોડમાં મૂકું છું. શરદ્ ઋતુના કમળપત્રના જેવી આંખવાળી, શરદ્ ઋતુના કમળના જેવી ગંધવાળી, શરદ્ ઋતુના કમળને સેવનારી, અને લક્ષ્મીના જેવી કાન્તિવાળી, સૌજન્યમાં, રૂપસંપત્તિમાં, અને શીલસંપત્તિમાં કોઈ પણ પુરુષ પોતાની સ્ત્રીને જેવી હોવાનું ઇચ્છે તેવી, પતિના સુઈ ગયા પછી સૂએ અને પતિના ઊઠતા પ્હેલાં ઊઠે એવી, પાતળી કમ્મરવાળી, અને સુન્દર અવયવોવાળી દ્રૌપદીને હું હોડમાં મૂકું છું.)

પ્રેક્ષક વર્ગથી આ શરમભરેલી રમત હવે જોઈ શકાઈ નહીં, અને 'ધિક્કાર', 'ધિક્કાર'ના પોકાર તેઓ કરી ઊઠ્યા. પણ શકુનિ જરાએ શરમાયો નહીં. તે પાસા ખેલ્યો ગયો, અને પછી 'હું જીત્યો' 'હું જીત્યો' એ પ્રમાણે બોલી ઊઠ્યો. દુર્યોધન, કર્ણ, અને શકુનિ એ ત્રિપુટીના આનન્દનો કંઈ પણ પાર રહ્યો નહીં, અને દુર્યોધને વિદુરને કહ્યું:—

"एहि क्षत्तर्द्रौपदीमानयस्व प्रियां भार्यां संमतां पांडवानाम्।
संमार्जतां वेश्म परैतु शीघ्रं तत्रास्तु दासीभिरपुण्यशीला॥"

(હે દાસીપુત્ર! ત્હમે જાઓ, અને પાંડવોની પ્રિય ભાર્યા દ્રૌપદીને લઈ આવો કે દાસી તરીકે ઘરનાં કામ કરવાને અને વાસીદાં વાળવાને એને મોકલી દેવાય.)

તડ ને ફડ કહી નાંખે એવા સ્વભાવના વિદુરજીએ જવાબ આપ્યો કે "રે મૂર્ખ! ત્હારૂં આવી બન્યું છે. ન બોલવા જેવા બોલ તું બોલીશ નહીં. સિંહ જેવા શૂરવીર પુરુષોને તું ચીડવીશ નહીં. એક ભયંકર કરાડની કોરણ ઉપરજ તું ઊભો છે તેનું શું ત્હને ભાન નથી?"

दुर्विभाषं भाषितं त्वादृशेन न मंद संबुद्ध्यसि पाशबद्धः।
प्रपाते त्वं लंबमानो न वेत्सि व्याघ्रान्मृगः कोपयसेऽतिवेलम्॥

પણ તે મદમત્ત થયલા રાજાએ એનું કહેલું સાંભળ્યું નહીં, અને પોતાના સેવક પ્રાતિકામીને કહ્યું કે "તું દ્રૌપદીની પાસે જા, તું હોડમાં જીતાયલી છે એ પ્રમાણે તેને કહે અને આ સ્થળે તેને લઈ આવ."

"त्वं प्रातिकामिन् द्रौपदीमानयस्व न ते भयं विद्यते पांडवेभ्यः।
क्षत्ता ह्ययं विवदत्येव भीतो न चास्माकं वृद्धिकामः सदैव॥"

(હે પ્રાતિકામિન્! તું દ્રૌપદીને લઈ આવ. ત્હારે પાંડવોનો ભય રાખવાનું કારણ નથી. આ વિદુરજી ગભરાય છે અને અમસ્થા વિવાદ કર્યા કરે છે. આપણી વૃદ્ધિથી હંમેશાંજ એને ખુશી થતી નથી.).

એ માણસ દ્રૌપદીની પાસે ગયો અને દુર્યોધને કહાવ્યું હતું તે પ્રમાણે તેને કહ્યું. આ સાંભળીને પાંડવોની બુદ્ધિમાન્ રાણીએ એ માણસની સાથે પૂછાવ્યું કે "જે માણસ પોતાની જાતને હોડમાં મૂકી ચૂક્યો હતો તેને પાછળથી પોતાની સ્ત્રીને હોડમાં મૂકવાનો હક રહ્યો હતો ખરો?". પ્રાતિકામીએ દરબારમાં આવીને સભાજનો આગળ દ્રૌપદીનો સવાલ મૂક્યો. દુર્યોધન એવી સૂક્ષ્મ દલીલોથી ગભરાઈ જાય અને પોતાનું ધાર્યું છોડી દે એવો ન્હોતો. એણે પોતાના ભાઈ દુઃશાસનને કહ્યું—

"दुःशासनैष मम सूतपुत्रो वृकोदरादुद्विजतेऽल्पचेताः ।
स्वयं प्रगृह्यानय याज्ञसेनीं किं ते करिष्यंत्यवशाः सपत्नाः ॥"

(હે દુઃશાસન ! મ્હારા આ બિચારા સૂતપુત્રને ભીમસેનની બ્હીક લાગે છે, માટે તું જાતે જઇને દ્રૌપદીને પકડી લાવ. પરવશ થયલા શત્રુઓ ત્હને શું કરી શકવાના છે ?)

દુઃશાસન એકદમ ઊઠીને ગયો અને પાંડવોની રાણીના ઓરડામાં જઈને તેને નીચે પ્રમાણે કહ્યુંઃ—

"प्रह्येहि पांचालि जितासि कृष्णे दुर्योधनं पश्य विमुक्तलज्जा ।
कुरून् भजस्वायतपद्मनेत्रे धर्मेण लब्धाऽसि सभां परैहि ॥"

(ચાલ, ચાલ, દ્રૌપદી ! લજ્જાનો ત્યાગ કરીને તું દુર્યોધન તરફ જો ! હે કમળના જેવાં નેત્રવાળી ! તું કૌરવને ભજ ! તું ધર્મથી પ્રાપ્ત થયેલી છે. તું સભામા આવ)

દ્રૌપદીએ જોયું કે એ લફંગા માણસની સાથે વાદવિવાદ કરેલો નકામો છે. ઘણી ગભરામણમાં પડીને ધૃતરાષ્ટ્રની સ્ત્રી જ્યાં આગળ હતી તે ઓરડા તરફ એ દોડી; પણ દુઃશાસન જંગલી વરૂની પેઠે એની પાસે ધસી આવ્યો, એના કેશ પકડયા, અને એને બળાત્કારથી ઘસડવા માંડી. "હે મંદબુદ્ધિ ! હું રજસ્વળા છું, મ્હેં એકજ વસ્ત્ર પ્હેર્યું છે, એવી સ્થિતિમાં મ્હને સભા સમક્ષ લઈ જવી એ યોગ્ય નથી" એવું દ્રૌપદીએ ધીમે ધીમે કહ્યું. પણ દુઃશાસને જવાબ આપ્યો કે "હે યાજ્ઞસેની ! તું રજસ્વળા હોય, કે એક વસ્ત્રવાળી હોય, કે તદન વસ્ત્ર વગરની હોય, પણ તું દ્યૂતની રમતમાં જીતાઈ છે અને કૌરવોની દાસી થઈ છે, માટે હું ત્હને સભામાં લઈ ગયા વગર રહેવાનો નથી." એનાં રુદનની લેશમાત્ર પણ દરકાર કર્યા વગર દુઃશાસન એને સભા-સ્થાન આગળ ઘસડી લાવ્યો. ત્યાં આગળ એ સંતપ્ત સ્ત્રીએ કહ્યું કે "બોલો, સુરબ્બીઓ ! હું ધર્મથી જીતાયલી કહેવાઉં ખરી ? યુધિષ્ઠિરે પોતાની જાતને આપી દીધી ત્યાર પછી મ્હને હોડમાં મૂકવાનો હક એને રહ્યો હતો ખરો ? જેઓ સભામાં બિરાજે છે તેઓ યોગ્ય અભિપ્રાય ન આપે એ તો ખોટુંજ કહેવાય." પણ કોઇએ એને જવાબ આપ્યો નહીં. માત્ર ભીષ્મે

કહ્યું કે સ્ત્રીની પદવીનો વિચાર કરતાં આ પ્રશ્ન ઘણો નાજુક અને મુશ્કેલી-ભરેલો છે. ત્યાં આગળ પોતાનો વ્યર્થ બચાવ કરતી તે ઊભી હતી, તેનો ચોટલો દુઃશાસને મજબૂત પકડયો હતો, તેના શરીરનો ઉપલો ભાગ વસ્ત્ર વગરનો થઈ ગયો હતો. એ દેખાવ સર્વ કોઇને ઉશ્કેરી મુકે એવો હતો, પણ દ્રૌપદીના પતિઓ પણ માત્ર પોતાના મસ્તક નીચા નમાવી રહ્યાં. એકલો ભીમ પોતાના ક્રોધને દબાવી શકયો નહીં. એણે કહ્યું કે "જુગારી-ઓને જાસીઓ હોય છે, પણ એ દાસીઓને પણ તેઓ કદી હોડમાં મૂકતા નથી. રે! યુધિષ્ઠિર! ત્હારી સ્ત્રીને હોડમાં મૂકીને ત્હેં તેને આપી દીધી છે. સહદેવ! તું દેવતા લાવ! આ નિર્લજ્જ જુગારીના હાથ હું બાળી નાંખીશ" "રે! ભીમ!" અર્જુને કહ્યું. "ભીમ! તું આ શું બોલ્યો ? આવાં વચનો ત્હેં અગાઉ કદી પણ કાઢયાં નથી. યુધિષ્ઠિર આપણા જ્યેષ્ઠ બંધુ થાય એ શું તું ભૂલી ગયો ? બીજાઓ તરફથી દ્યૂત રમવાનું આહ્વાન કરવામાં આવે ત્યારે ક્ષત્રિયોને કદી એ આહ્વાનનો સ્વીકાર કર્યા વિના ચાલતું નથી. કર્તવ્યના માર્ગથી ચલિત થવાય એવી રીતે ત્હારા શત્રુઓને ત્હારી જાત ઉપર તું વિજય મેળવવા દઈશ નહીં." ધૃતરાષ્ટ્રના અનૌરસ પુત્ર વિકર્ણે "દ્રૌપદીને આપી દેવાનો યુધિષ્ઠિરનો હક રહ્યો ન્હોતો" એવો પોતાનો અભિપ્રાય જણાવીને દ્રૌપદીને બચાવવાનો પ્રયત્ન કર્યો, પણ કર્ણે એને કહ્યું કે "વધારે બુદ્ધિશાળી માણસો જે પ્રશ્નનો નિર્ણય કરી શકતા નથી તે પ્રશ્નના સમ્બન્ધમાં તું મૂગો રહે!" એણે દુઃશાસનને કહ્યું કેઃ—

દુઃશાસન સુવાલોऽयं विकर्णः प्राज्ञवादिकः ।
पांडवानां च वासांसि द्रौपद्याश्चाप्युपाहर ॥

(દુઃશાસન! આ વિકર્ણ ડાહ્યું ડાહ્યું બોલતા જાય છે, પણ એ હજી નાદાન છે. એના શબ્દોને તું લેખવીશ નહીં. અને પાંડવોએ અને દ્રૌપદીએ પ્હેરેલાં વસ્ત્રો તું તેમની પાસેથી લઈ લે!)

પાંડવોએ પોતાનો કીમતી પોશાક તરત કાઢી નાંખ્યો અને નાગા જેવા થઇને બેઠા. પણ દ્રૌપદી બિચારી શું કરે ? ૨૬ જનો અને ૫૨ પુરુષોના દેખતાં એને ચોટલો ઝાલીને ધમડવામાં આવે એ પ્રસંગ કંઈ થોડો દુઃખકારક

ન્હોતો, પરન્તુ પોતાનાં વસ્ત્ર પણ કાઢી લેવામાં આવે એ સ્થિતિ તો એ બહાદુર રાણીને પણ અસહ્યજ લાગી, અને દુઃશાસને એનું વસ્ત્ર ઝાલ્યું તે વખતે રુદન તથા શ્રીકૃષ્ણની પ્રાર્થના એ સિવાય બીજું કંઈ પણ એ કરી શકી નહીં. બેઉ કર વડે પોતાનું મુખ છુપાવીને અને વાંકી વળીને અનાથના નાથ, અશરણના શરણ એવા હરિની, વિશ્વના પતિની, શ્રીકૃષ્ણ ભગવાનની, પરમ યોગીની એણે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી. એ પ્રાર્થના સંભળાઈ, અને ત્યાં આગળ એક ચમત્કાર થયો. દ્રૌપદીના શરીર ઉપરથી જે જે વસ્ત્ર ખેંચી લેવામા આવ્યુ તેનુ સ્થાન તેજ વખતે બીજા વસ્ત્રથી લેવાતું ગયું. એક પછી એક વસ્ત્ર દ્રૌપદીના શરીર ઉપરથી ખેંચી કાઢવામાં આવ્યા છતાં તે નિર્વસ્ત્ર થઈ શકી નહીં. નિર્વસ્ત્રને વસ્ત્ર પૂરાં પાડવાને જે સમર્થ છે એવા શ્રી હરિ તેની વ્હારે ધાયા હતા. ત્યાં આગળ એકઠા થયેલા રાજાઓ અને બીજા લોકો આશ્ચર્યથી ચકિત થયા અને તેઓ દ્રૌપદીની સ્તુતિ કરવા લાગ્યા. દુઃશાસનની નિર્લજ્જ વર્તણુકને માટે સર્વ કોઈ એને ઠપકો દેવા લાગ્યુ. પાંડવોની સદ્‌ગુણી સ્ત્રીને ઉઘાડી કરવાને દુઃશાસન જેવો ક્રૂર માણસ વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હતો એ દેખાવ ખરેખરો ભવ્ય હતો. આખરે એ થાક્યો અને શરમિંદો થઈ બેસી ગયો.

શ્રીકૃષ્ણે દ્રૌપદીનાં ચીર પૂર્યાં તેની કથા આ પ્રમાણે છે. એ કથા આ હજારો વર્ષ થયા અસખ્ય હિન્દુઓના ઘરમાં ગવાતી રહી છે, અને હિન્દુ સ્ત્રીઓને હમેશાં સદ્ધર્મના માર્ગમાં વિચરવાની પ્રેરણા કરતી રહી છે. એ સુંદર કથાને તેના ઉચ્ચ સ્થાનક ઉપરથી ભ્રષ્ટ કરીને તેમાંથી ચમત્કારના તત્ત્વને કાઢી નાંખવાનો પ્રયત્ન કરવો એ લાગણીની શૂન્યતાનુંજ પરિણામ છે. ચમત્કારમાં જેઓ માને છે તેઓ એ કથાની સત્યતા વિષે કદી વહેમ રાખશે નહીં; પણ ચમત્કારમાં જેઓ ન માનતા હોય ( અને તે સભામાંજ કેટલાંક માણસો એવાં હતાં કે જેઓ આ બનાવને માત્ર એક પ્રકારના જાદુના ખેલ તરીકેજ ગણતાં હતાં ) તેવાં માણસોને આ કથા તરફ સંપૂર્ણ દુર્લક્ષ રાખવાની છુટ છે. ધૃતરાષ્ટ્રને હવે લાગ્યું કે વાત ઘણી આગળ વધી ગઈ છે અને એણે દ્રૌપદીને કહ્યું:—

"वरं वृणीष्व पांचालि मत्तो यदभिवांछसि ।
वधूनां हि विशिष्टा मे त्वं धर्मपरमा सती ॥"

(મ્હારી પાસેથી જે જોઈતું હોય તે, હે પાંચાલી! તું માગી લે! સઘળી વધુઓમાં તું મ્હને વધારે પ્રિય છે. તું ખરેખરી ધર્મપરાયણ સતી છે.)

દ્રૌપદીએ કહ્યું કે "મ્હારા પતિઓને દાસત્વમાંથી છૂટા કરો એટલુંજ હું માગું છું."

ધૃતરાષ્ટ્રે કહ્યું કે "જા, ત્હારી ઇચ્છા પ્રમાણે હું કરું છું. યુધિષ્ઠિર! તું ત્હારા ભાઈઓને અને ત્હારી સંપત્તિને લઈને ઇન્દ્રપ્રસ્થમાં જા. તું ત્યાં આગળ રાજ્ય કરજે અને ત્હારા પિત્રાઈ ભાઈઓની સાથે સંપમાં રહેજે. ત્હમે સર્વે ઉદાર સ્વભાવના છો એ હું જાણું છું અને મ્હારી ખાતર મ્હારા પુત્રોની મૂર્ખાઈને માટે ત્હમે તેઓને ક્ષમા આપશો એવો મ્હને પાકો ભરોસો છે." તે દિવસના દુઃખકર બનાવોનો છેડો ઘણો સારો આવ્યો એવું સર્વને લાગ્યું, અને પાંચે ભાઈઓ પોતાની ધર્મપત્નીને સાથે લઈને હસ્તિનાપુરથી તરત ચાલી નીકળ્યા. પણ વાત એટલેથી અટકવાની ન્હોતી. ધૃતરાષ્ટ્રને એના છોકરાઓએ કહ્યું કે "ત્હમે છંછેડાયલા સાપને છોડી મૂક્યા છે," એટલે એ વૃદ્ધ રાજાને પાછી ગભરામણ થવા માંડી. "ત્હમારા છોકરાઓ જીવતા રહે એવું જો ત્હમે ઇચ્છતા હો તો પાંડવોને પાછા બોલાવો અને દ્યૂતમાં ફરીથી તેઓ હારે તો બાર વર્ષ સુધી વનવાસ ભોગવે, અને તેરમે વર્ષે છૂપાયલા રહે; એ તેરમા વર્ષમાં પકડાઈ જાય તો વળી પાછો વનવાસ ભોગવે એવી તેઓની સાથે શરત કરો; હમે જો હારીશું તો વનમાં જવાને માટે હમે જાતે તૈયાર છિયે." આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહેવામાં આવ્યું. ભાગ્યમાં નિર્માણ થયું હશે તે પ્રમાણે ધૃતરાષ્ટ્રે પાંડવોને પાછા બોલાવ્યા અને ખરા ક્ષત્રિય તરીકે આહ્વાનની ના કહેવી એ તેઓનો ધર્મ ન્હોતો એટલે તેઓ ફરીથી રમ્યા અને હાર પામ્યા. ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય તેઓએ ખોયું.

## પ્રકરણ ૭.

### બાર વર્ષનો દેશવટો અને તેરમા વર્ષનું છૂપા વેષમાં રહેવું.

કૌરવોએ જે વિજય મેળવ્યો તે કોઈનું પણ રુધિર રેડાયા વગરનો હતો. યુદ્ધનાં શસ્ત્રોનો લેશ માત્ર પણ ઉપયોગ કર્યો વગર પાંડવોને હલકા પાડવામાં આવ્યા અને રાજ્યનો અમલ તેઓની પાસેથી છીનવી લેવામાં આવ્યો.

" ધૃતરાષ્ટ્રના પુત્રનું રાજ્ય આજથી શરૂ થાય છે "

એવું કહ્યું બોલી ઊઠયો અને એ વચન સાંભળીને સત્તાના લોભવાળા આંધળા રાજાને પણ થોડો આનન્દ નહીં થયો હોય! દુર્યોધનના કપટનો ભોગ થઈ પડેલા પાંડવો સાધુના વેષમાં નગર બહાર નીકળી પડયા અને અત્યાર સુધીમાં મશહૂર થઈ ચૂકેલી તેમની સ્ત્રી અને થોડા સેવકો તેમની પાછળ પાછળ ચાલ્યાં. ધૃતરાષ્ટ્રના પુત્રોએ રાજ્ય છીનવી લેવાનું જે અણછાજતું પગલું ભર્યું તેની નિન્દા કરતા સેંકડો માણસો તેમને વિદાય કરવા ગયા. પાંડવોની વૃદ્ધ માતા કુન્તીના સમ્બન્ધમાં વિદુરજીએ યુધિષ્ઠિરને કહ્યું કે "તમે એને મ્હારી સાથે રહેવા દો." તે ઉપરથી કુન્તીમાતાને વિદુરજીને ત્યાં રાખવાં એવું ઠર્યું. છૂટાં પડતી વખતે કુન્તીમાતાએ દ્રૌપદીને જે અસરકારક આશીર્વચનો કહ્યાં તે નીચે પ્રમાણે છેઃ—

"वत्से शोको न ते कार्यः प्राप्येदं व्यसनं महत् ।
स्त्रीधर्माणामभिज्ञासि शीलाचारवती तथा ॥
न त्वां संदेष्टुमर्हामि भर्तॄन्प्रति शुचिस्मिते ।
साध्वीगुणसमापन्ना भूषितं ते कुलद्वयम् ॥
सभाग्याः कुरवश्चेमे ये न दग्धास्त्वयानघे ।
अरिष्टं व्रज पंथानं मदनुध्यानबृंहिता ॥
भाविन्यर्थे हि सत्स्त्रीणां वैकृतं नोपजायते ।
गुरुधर्माभिगुप्ता च श्रेयः क्षिप्रमवाप्स्यसि ॥"

(બેટા! આ મ્હોટું દુઃખ ત્હારા પર આવી પડયું છે તેથી તું શોક કરીશ નહીં. સ્ત્રીના ધર્મ શું છે તે તું સારી રીતે સમજે છે અને ત્હારો

સ્વભાવ સારો છે. ત્હારા પતિઓની સાથે ત્હારે કેવી રીતે વર્તવું તે વિષે મ્હારે ત્હને કંઈ પણ શિખામણ આપવાની જરૂર નથી, કારણ કે ત્હારી સાધુતાથી ઉભય કુળને ત્હેં અજવાળ્યાં છે. આ કુરુઓ ખરેખરા ભાગ્યશાળી કે ત્હારી કુપિત દૃષ્ટિ વડે કરીને ત્હેં તેઓને બાળી નાંખ્યા નથી. વગર સંકોચે તું જા. જે વસ્તુ નિર્માણુજ થયલી છે તેના વિષે સારી સ્ત્રીને કદી ક્રોધ થતો નથી. ગુરુધર્મેથી રક્ષિત થયલી એવી તું થોડા વખત પછી શ્રેયનેજ પ્રાપ્ત કરીશ ).

દ્રૌપદીની આંખમાંથી અશ્રુ પડતાં હતાં; રુધિરથી ખરડાયલું એવું એકજ વસ્ત્ર તેણે પહેર્યું હતું; તેના વાળ છૂટા હતા; તેણે "વારૂ" એ પ્રમાણે કહ્યું, અને વગર સંકોચે તે પોતાના પતિઓની પાછળ પાછળ ચાલી.

પાંડવો વનમાં રખડ્યા તે વિષેની સવિસ્તર હકીગત આ સ્થળે આપવાની જરૂર નથી. જે દેશનું રાજ્ય તેઓએ ગુમાવ્યું તેની પાસેનાજ અરણ્યમાં તેઓ રખડ્યા હશે. સાધારણ રીતે શિકાર કરીને તેઓ પોતાનો નિર્વાહ ચલાવતા, અને બ્રાહ્મણો તરફથી યુધિષ્ઠિર આગળ જે આખ્યાનો કહેવામાં આવતાં તે સાંભળીને તેઓ પોતાનો સમય પૂરો કરતા. એમાંનાં બે આખ્યાનો આ સ્થળે ખાસ ગણાવવા લાયક છે. નળ અને દમયન્તીનું આખ્યાન ઘણું જાણીતું છે. હિન્દુસ્તાનની તેમજ બીજા દેશની અનેક ભાષાઓમાં એ આખ્યાનના તરજૂમાઓ થયલા છે. જે વખતે યુધિષ્ઠિરે નીચે પ્રમાણેનાં વચનો કહ્યાંઃ—

"नास्ति राजा मया कश्चिदल्पभाग्यतरो भुवि ।
भवता दृष्टपूर्वो वा श्रुतपूर्वोऽपि वा क्वचित् ।
न मत्तो दुःखिततरः पुमानस्तीति मे मतिः ॥"

(મ્હારાથી પણ કમનસીબ રાજા અગાઉ થઈ ગયલો ત્હમે કદી જોયો કે સાંભળ્યો નહીં હોય; હું ધારૂં છું કે મ્હારા કરતાં વધારે દુઃખ કોઈ માણસ પર પડયું નહીં હોય ).

વખતે બૃહદશ્વ તરફથી એ આખ્યાન યુધિષ્ઠિર રાજાને કહેવામાં

આવ્યું છે. એ આખ્યાન કહ્યા પછી બૃહદશ્વે દ્યૂતકળા પોતાને આવડતી હતી તે યુધિષ્ઠિરને શીખવી.

બીજું આખ્યાન સત્યવાન્ અને સાવિત્રીનું છે. એ આખ્યાનમાં યુધિષ્ઠિર પૂછે છે કેઃ—

"अस्ति सीमन्तिनी काचिद् दृष्टपूर्वाऽपि वा श्रुता।
पतिव्रता महाभागा यथेयं द्रुपदात्मजा ॥"

(આ દ્રુપદપુત્રીના જેવી પતિવ્રતા અને સાધ્વી સ્ત્રી અગાઉ ત્હમારા જોવામાં કે સાંભળવામાં પણ કદી આવી છે ખરી ?)

એ પ્રશ્નના ઉત્તરમાં એક ઋષિ (માર્કંડેય ઋષિ) તરફથી એ આખ્યાન કહેવામાં આવ્યું છે.

એ આખ્યાનો કાલ્પનિક હોય તો કવિની સુંદર રચનાઓ તરીકે એ બેઉ આખ્યાનો ઘણાં વખાણવા લાયક છે, અને દમયન્તી અને સાવિત્રી એ બે પાત્રો વડે સ્ત્રીત્વનો ઘણો ઉંચો આદર્શ આપણી આગળ મૂકવામાં આવ્યો છે. તેમાં પણ સાવિત્રી તો હિન્દુ સંસારમાં ઘણીજ વન્દનીય ગણાય છે અને જ્યેષ્ઠ માસમાં દરેક સ્ત્રી "વટ સાવિત્રી"નું વ્રત પણ કરે છે.

આ બાર વર્ષના સમયમાં પાંડવોએ બ્રાહ્મણોની સાથે રહીને આખા હિંદુસ્તાનનાં જુદાં જુદાં પવિત્ર સ્થળોની યાત્રા કીધી. એ સ્થળો કયાં કયાં તેની ચર્ચા હમે આગળ ઉપર કરીશું. એ સ્થળોની યાત્રા કરી રહ્યા પછી અને બાર વર્ષ પૂરાં થયાં એટલે તેઓ દ્વૈતવનમાં પાછા આવ્યા અને હજી એક વર્ષ છૂપા વેષમાં ગાળવાનું હતું તે મત્સ્ય લોકોના રાજા વિરાટની રાજધાનીમાં રહીને પૂરૂં કરવું એવો તેઓએ નિશ્ચય કીધો.

પોતાના ગુરુ ધૌમ્યને તેઓએ કહ્યું કે "નિત્યના અનુષ્ઠાન માટેના હમારા પવિત્ર વહ્નિને દ્રુપદ રાજાના ઘરમાં ત્હમે મૂકી આવજો." ઇન્દ્રસેન વગેરે સેવકોને તેઓએ રથસહિત દ્વારકા વદાય કર્યા, અને તેઓએ અને તેઓની રાણીએ કેટલાક દિવસ સુધી જમના નદીના કિનારા ઉપર પગે ચાલતાં મુસાફરી કીધી. એ મુસાફરી દરમ્યાન વિરાટ રાજાની હાથ તળેના શિકારીઓ તરીકે તેઓ પોતાની જાતને ઓળખાવતા હતા. આગળ

ચાલતાં ચાલતાં, જમના નદીની દક્ષિણમાં રાજધાનીનું શહેર હતું તેની સમીપમાં તેઓ આવી પ્હોંચ્યા એટલે નગરની સ્મશાનભૂમિ આગળજ આવેલું એક મ્હોટું શમીવૃક્ષ તેઓના જોવામાં આવ્યું. એ વૃક્ષની ઉપર યુધિષ્ઠિરની આજ્ઞાનુસાર સહદેવે પોતાનાં સર્વનાં શસ્ત્રાસ્ત્રો મૂક્યાં. પછી તેઓએ પોતાનાં કપડાં બદલ્યાં અને ત્યાર પછી એકેક એકેક ધીરે ધીરે નગરમાં દાખલ થયા. યુધિષ્ઠિર હવે દ્યુતકળામાં ઘણો પ્રવીણ થયો હતો તે રાજાની સાથે પાસા ખેલનાર તરીકે વિરાટ રાજાની નોકરીમાં દાખલ થયો. ભીમને રાંધતાં સારૂં આવડતું હતું એટલે રસોઈના ઉપરી તેમજ કુસ્તી કરનાર મલ્લ તરીકે એ દાખલ થયો. દેશવટાનાં બાર વર્ષ દરમ્યાન, અસ્ત્રવિદ્યા શીખવાને માટે અર્જુનનું સ્વર્ગમાં ઇન્દ્રની દરબાર આગળ જવાનું થયું હતું ત્યાં આગળ એ નૃત્યકળા પણ શીખ્યો હતો તેથી એણે નૃત્ય શીખવનારા વ્યંડળ તરીકે કામ કરવું પસંદ કર્યું. ધનુષ્યના હંમેશના વાપરવાને લીધે એના હાથ ઉપર જે કઠણ ડાઘા પડી ગયા હતા તે છૂપાવવાને માટે પિત્તળનાં કલ્લાંઓ અને સફેદ બંગડીઓ એ પહેરતો અને પોતાના વાળ છૂટા રાખતો. એ પ્રમાણે વેષ ધારણ કરીને એ વિરાટ રાજાની નોકરીમાં રહ્યો, અને રાજકુંવરીને તથા બીજી કન્યાઓને એણે નૃત્યકળાનું શિક્ષણ આપ્યું. નકુલ અશ્વપતિ તરીકે અને સહદેવ ગોવાળિયા તરીકે એ પ્રમાણે પાંચે ભાઈઓએ જુદી જુદી નોકરી લઈ લીધી, પણ દ્રૌપદીએ પોતાની જાત છૂપી રહે એવી રીતની કંઈ નોકરી લેવી એ પ્રશ્ન વધારે અઘરો હતો. એ અતિ સદ્‌ગુણી અને શૂરવીર સ્ત્રીએ "સૈરન્ધ્રી" (દાસી) નો વેષ લીધો, અને વિરાટની રાણી સુદેષ્ણાએ એને નિષ્કર્મ ભટકતી જોઈને એને સૈરન્ધ્રી તરીકે રાખી લીધી. પાંચ નવા પુરુષો અને એક સ્ત્રી એ પ્રમાણે છ જણાં વિરાટ રાજાની નોકરીમાં નવાં દાખલ થયાં એ બનાવ વહેમ ઉપજાવે એવો થઈ પડે ખરો, પણ ઘણું-ખરૂં તેઓ જુદે જુદે વખતે નોકરીમાં દાખલ થયા હશે તેથી કોઈને વહેમ ઉત્પન્ન થયો નહીં હોય. અને અર્જુને વ્યંડળનો વેશ લીધો હતો તેમાં તો પકડાઈ જવાનો ભય ઘણોજ થોડો હતો, કારણ કે વ્યંડળો સાધારણ રીતે ઉંચા અને મજબૂત હાડકાંવાળા હોય છે. આ પ્રમાણે લગભગ આખું વર્ષ

પાછળ પાછળ રહીને તેને સહીસલામત ઘેર પ્હોંચાડી. સુદેષ્ણાના અંતઃપુરમાં એ દાખલ થઈ તે વખતે ભીમ તરફ જોઈને એણે કહ્યું કેઃ—

"गंधर्वराजाय नमो येनास्मि प्रतिमोचिता ॥"

(તે ગંધર્વરાજને હું નમસ્કાર કરૂં છું કે જેણે મ્હને મૃત્યુના ભયમાંથી મુક્ત કરી.)

એક ગંધર્વને હાથે કીચકનો વધ થયો એ બનાવ કંઈ જેવો તેવો ન્હોતો, અને દુર્યોધન તરફથી છૂપાયલા પાંડવોને શોધી કાઢવાને માટે જુદા જુદા શહેરમાં જે માણસો મૂકવામાં આવ્યા હતા તેઓ એ વાત દુર્યોધનની આગળ પ્હોંચાડ્યા વગર રહ્યા નહીં. આ બનાવને આધારે વધારે તપાસ કરવાનું કામ સુગમ થઈ પડે એવું હતું. ત્રિગર્તના રાજાને અગાઉ કીચકે એક વાર હરાવ્યો હતો તેને દુર્યોધને કહ્યું કે "હમે દક્ષિણ તરફથી વિરાટ રાજાના ઉપર ચઢાઈ કરો, અને એનાં પશુઓ લૂટી લો; હું મ્હારૂં સૈન્ય લઈને ઉત્તર દિશા તરફ જાઉં છું અને તે દિશા તરફથી એના ઉપર ચઢાઈ કરૂં છું." ત્રિગર્તે વિરાટ ઉપર અષ્ટમીને દિવસે ચઢાઈ કીધી હતી અને દુર્યોધને નવમીને દિવસે ચઢાઈ કીધી હતી. એ પ્રમાણેની ચોક્કસ તિથિઓ મહાભારતમાં આપવામાં આવી છે, પણ ઘણું નવાઈ જેવું એ છે કે એ તિથિઓ કયા મહિનાની તે કોઈ પણ ઠેકાણે જણાવવામાં આવ્યું નથી. વિરાટ રાજા ચાર પાંડવોને લઈને દક્ષિણ તરફ ત્રિગર્ત રાજાની સ્હામું ગયો, અને પોતાની ગેરહાજરી દરમ્યાન રાજ્યની દેખરેખ રાખવાનું કામ એણે પોતાના બાળક પુત્ર ઉત્તરને સોંપ્યું. કૌરવ સેનાએ ઉત્તર તરફથી ચઢાઈ કરીને પશુઓ લૂટી લીધાં એટલે ગોવાળિયાઓ પોતાના રક્ષણને માટે

વ્યવસ્થા થઈ અને ઉત્તરને રથમાં બેસાડીને અર્જુન નીકળી પડયો. રાજકુંવરે કૌરવનું મ્હોટું સૈન્ય જોયું તેની સાથેજ એને ગભરામણ થઈ અને રથમાંથી બહાર કૂદી પડીને એ નગર તરફ દોડવા મંડી પડયો. પણ પાંડવોને હવે છુપાઈ રહેવાની જરૂર નથી એવું અર્જુન જાણતો હતો તેથી અર્જુન એની પાછળ ગયો અને કેશ વડે એને ઝાલીને પાછો રથ આગળ લઈ આવ્યો. પછી અર્જુને એને કહ્યું કે "ત્હમારે બદલે હું યુદ્ધ કરીશ અને ત્હમે રથ ચલાવજો." પછી રથને પેલા શમી વૃક્ષ આગળ લઈ જવામાં આવ્યો અને સહદેવનાં મૂકેલાં ધનુષ્ એ વૃક્ષ ઉપર હતાં તે ત્યાંથી ઉતારવામાં આવ્યાં. પોતાનું ધનુષ્ ખોળીને અર્જુને કહ્યું કે "આ ધનુષ્ તે પ્રખ્યાત ગાંડીવ ધનુષ્ છે, આજ સાડીબત્રીસ વર્ષ થયાં હું એ ધનુષ્ વાપરતો આવ્યો છું, અને હું જાતે અર્જુન છું." અર્જુનની આ વખતે શી ઉમ્મર હશે તેનો કંઈક ખ્યાલ ઉપરનાં આ વચનો પરથી આવી શકે છે. ઇન્દ્રપ્રસ્થ સ્થપાયું અને પાંડવોની સાથે દ્રૌપદીનાં લગ્ન થયાં ત્યાર પછી થોડો વખત રહીને ખાંડવ વનનો વિનાશ થયો તે વખતે અગ્નિ તરફથી એ ધનુષ્ અર્જુનને આપવામાં આવ્યું હતું. એના લગ્ન વખતે અર્જુનની ઉમ્મર આશરે ૨૦ વર્ષની હશે એવું આપણે ગણીએ તો એ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે ૨૦ વર્ષ સુધી તેઓએ ઇન્દ્રપ્રસ્થમાં શાન્તિથી રાજ્ય કર્યું હોવું જોઈએ; ત્યાર પછી તેઓએ પોતાનું રાજ્ય ગુમાવ્યું અને આશરે સાડાબાર વર્ષ સુધી તેઓ જંગલમાં ભટક્યા. આ પ્રમાણે અર્જુનની ઉમ્મર આ વખતે લગભગ પર વર્ષની હતી. પાંચે ભાઈઓની ઉમ્મરમાં અકેક વર્ષનો ફેર હતો એવું આપણે ગણીએ તો એવું માલમ પડે છે કે આ યુદ્ધની વખતે જ્યેષ્ઠ બન્ધુ યુધિષ્ઠિરની ઉમ્મર પ૬ વર્ષની હોવી જોઈએ.

પોતાનું પ્રતાપવાન્ ધનુષ્ ધારણ કરીને અને ઉત્તરને સારથિ તરીકે બેસાડીને અર્જુન કૌરવસેનાની સ્હામે લડવા ગયો અને તેને હરાવી. કૌરવ સેનાના સરદારો ભીષ્મ અને દ્રોણ કદાચ જોઈએ તેવું લડ્યા નહીં હોય, અને દુર્યોધને એ બાબતમાં ઝાઝું દબાણ પણ નહીં કર્યું હોય, કારણ કે

પાછળ પાછળ રહીને તેને સહીસલામત ઘેર પ્હોંચાડી. સુદેષ્ણાના અંતઃપુરમાં એ દાખલ થઈ તે વખતે ભીમ તરફ જોઈને એણે કહ્યું કેઃ—

"गंधर्वराजाय नमो येनास्मि प्रतिमोचिता ॥"

(તે ગંધર્વરાજને હું નમસ્કાર કરૂં છું કે જેણે મ્હને મૃત્યુના ભયમાંથી મુક્ત કરી.)

એક ગંધર્વને હાથે કીચકનો વધ થયો એ બનાવ કંઈ જેવો તેવો ન્હોતો, અને દુર્યોધન તરફથી છૂપાયલા પાંડવોને શોધી કાઢવાને માટે જુદા જુદા શહેરમાં જે માણસો મૂકવામાં આવ્યા હતા તેઓ એ વાત દુર્યોધનની આગળ પ્હોંચાડ્યા વગર રહ્યા નહીં. આ બનાવને આધારે વધારે તપાસ કરવાનું કામ સુગમ થઈ પડે એવું હતું. ત્રિગર્તના રાજાને અગાઉ કીચકે એક વાર હરાવ્યો હતો તેને દુર્યોધને કહ્યું કે "તમે દક્ષિણ તરફથી વિરાટ રાજાના ઉપર ચઢાઈ કરો, અને એનાં પશુઓ લૂટી લો; હું મ્હારૂં સૈન્ય લઈને ઉત્તર દિશા તરફ જાઉં છું અને તે દિશા તરફથી એના ઉપર ચઢાઈ કરૂં છું." ત્રિગર્તે વિરાટ ઉપર અષ્ટમીને દિવસે ચઢાઈ કીધી હતી અને દુર્યોધને નવમીને દિવસે ચઢાઈ કીધી હતી. એ પ્રમાણેની ચોક્કસ તિથિઓ મહાભારતમાં આપવામાં આવી છે, પણ ઘણું નવાઈ જેવું એ છે કે એ તિથિઓ કયા મહિનાની તે કોઈ પણ ઠેકાણે જણાવવામાં આવ્યું નથી. વિરાટ રાજા ચાર પાંડવોને લઈને દક્ષિણ તરફ ત્રિગર્ત રાજાની સ્હામું ગયો, અને પોતાની ગેરહાજરી દરમ્યાન રાજ્યની દેખરેખ રાખવાનું કામ એણે પોતાના બાળક પુત્ર ઉત્તરને સોંપ્યું. કૌરવ સેનાએ ઉત્તર તરફથી ચઢાઈ કરીને પશુઓ લૂટી લીધાં એટલે ગોવાળિયાઓ પોતાના રક્ષણને માટે પ્રાર્થના કરતા ઉત્તરની પાસે આવ્યા. એ બિનઅનુભવી છોકરાએ બડાઈ મારી

વ્યવસ્થા થઈ અને ઉત્તરને રથમાં બેસાડીને અર્જુન નીકળી પડયો. રાજકુવરે કૌરવનું મ્હોટું સૈન્ય જોયું તેની સાથેજ એને ગભરામણ થઈ અને રથમાંથી બહાર કૂદી પડીને એ નગર તરફ દોડવા મંડી પડયો. પણ પાંડવોને હવે છૂપાઈ રહેવાની જરૂર નથી એવું અર્જુન જાણતો હતો તેથી અર્જુન એની પાછળ ગયો અને કેશ વડે એને ઝાલીને પાછો રથ આગળ લઈ આવ્યો. પછી અર્જુને એને કહ્યુ કે "તમારે બદલે હું યુદ્ધ કરીશ અને ત્હમે રથ ચલાવજો." પછી રથને પેલા શમી વૃક્ષ આગળ લઈ જવામાં આવ્યો અને સહદેવનાં મૂકેલાં ધનુષ્ એ વૃક્ષ ઉપર હતાં તે ત્યાંથી ઉતારવામાં આવ્યાં. પોતાનું ધનુષ્ ખોળીને અર્જુને કહ્યું કે "આ ધનુષ્ તે પ્રખ્યાત ગાંડીવ ધનુષ્ છે, આજ સાડીત્રીસ વર્ષ થયાં હું એ ધનુષ્ વાપરતો આવ્યો છુ, અને હું જાતે અર્જુન છુ" અર્જુનની આ વખતે શી ઉમ્મર હશે તેનો કંઈક ખ્યાલ ઉપરના આ વચનો પરથી આવી શકે છે. ઇન્દ્રપ્રસ્થ સ્થપાયું અને પાંડવોની સાથે દ્રૌપદીના લગ્ન થયાં ત્યાર પછી થોડો વખત રહીને ખાંડવ વનનો વિનાશ થયો તે વખતે અગ્નિ તરફથી એ ધનુષ્ અર્જુનને આપવામાં આવ્યુ હતું. એના લગ્ન વખતે અર્જુનની ઉમ્મર આશરે ૨૦ વર્ષની હશે એવું આપણે ગણીએ તો એ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે ૨૦ વર્ષ સુધી તેઓએ ઇન્દ્રપ્રસ્થમાં શાન્તિથી રાજ્ય કર્યું હોવું જોઈએ; ત્યાર પછી તેઓએ પોતાનું રાજ્ય ગુમાવ્યું અને આશરે સાડાબાર વર્ષ સુધી તેઓ જંગલમાં ભટકયા. આ પ્રમાણે અર્જુનની ઉમ્મર આ વખતે લગભગ ૫૨ વર્ષની હતી. પાચે ભાઈઓની ઉમ્મરમાં અકેક વર્ષનો ફેર હતો એવું આપણે ગણીએ તો એવું માલમ પડે છે કે આ યુદ્ધની વખતે જ્યેષ્ઠ બન્ધુ યુધિષ્ઠિરની ઉમ્મર ૫૬ વર્ષની હોવી જોઈએ.

પોતાનું પ્રતાપવાન્ ધનુષ્ ધારણ કરીને અને ઉત્તરને સારથિ તરીકે બેસાડીને અર્જુન કૌરવસેનાની સ્હામે લડવા ગયો અને તેને હરાવી. કૌરવ સેનાના સરદારો ભીષ્મ અને દ્રોણ કદાચ જોઈએ તેવું લડ્યા નહીં હોય, અને દુર્યોધને એ બાબતમાં ઝાઝું દબાણ પણ નહીં કર્યું હોય, કારણ કે

એનો જે મુખ્ય ઉદ્દેશ હતો તે સિદ્ધ થઈ ચૂક્યો હતો. એણે ભીષ્મને કહ્યું કે "શરતમા ઠરાવેલી મુદ્દત પ્હેલા અર્જુનને આપણે શોધી કાઢ્યો છે, તેથી પાંડવોને પાછો બાર વર્ષનો દેશવટો ભોગવવો પડશે." ભીષ્મે જવાબ આપ્યો કે "તું કહે છે ખરો, પણ આ પ્રશ્ન વિકટ છે. દરેક પાંચ વર્ષમાં બે મહીનાઓ વધારાના હોય છે. આ તેર વર્ષમાં ૫ મહીના અને ૧૨ રાત્રિઓ વધારાના છે. પાંડવો શાસ્ત્રને જાણનારા છે અને નક્કી કરેલી મુદતમા આ સમય કપાવવો જોઈએ એવી તેઓ માગણી કરશે. પાંડવોએ આટલે સુધી પ્રતિજ્ઞા પાળી, અને હવે પ્રકટ થવાનો પોતાનો હક છે એવું તેઓને ચોક્કસ જણાયું હશે ત્યારેજ તેઓ નીકળ્યા હશે. કોઈ પણ વસ્તુ ગેરવ્હાજબી રીતે મેળવવી એ તેઓને પસદ નથી પણ જે વસ્તુ ઉપર પોતાનો વ્યાજબી હક હોય તે વસ્તુ તેઓ એકાએક છોડી દે એવા પણ નથી." દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધને કંઈ પણ ઉત્તર વાળ્યો નહીં અને કૌરવોની સેના હસ્તિનાપુર તરફ પાછી વળી.

યુદ્ધકળાનો પ્રથમ પાઠ ઉત્તરને આ વખતેજ મળ્યો હતો, અને એ પાઠ આપનારો ગુરુ કંઈ જેવો તેવો ન્હોતો. યુદ્ધ થઈ રહ્યા પછી એ ઘેર પાછો આવ્યો તે વખતે એનો પિતા પણ ચાર પાંડવોની મદદથી યુદ્ધમાં વિજય મેળવીને પાછો ફર્યો હતો. બૃહન્નલા કોણ છે તેની હકીગત તરતજ ઉત્તરે પોતાના પિતાને કહી, અને એ રાજાએ ઉપકારવશ થઈને પોતાની જુવાન કન્યાના અર્જુનની સાથે લગ્ન કરવાની ઇચ્છા જણાવી, પણ અર્જુને કહ્યું કે "મ્હારી શિષ્યા તરીકે મ્હેં એને ગણી છે, તેથી હું એના પિતા જેવો થયો છું. પણ મ્હારા પુત્ર અભિમન્યુની સાથે એને તમે પરણાવો." પછી દ્વારકાથી કૃષ્ણ અને તેની બ્હેન સુભદ્રાને લઈને અભિમન્યુ આવી પ્હોચ્યો, અને લગ્નનો પ્રસગ સપૂર્ણ ઠાઠમાઠ સાથે ઉજવવામાં આવ્યો. પાંડવોનાં દુ:ખનો અન્ત આવ્યો તેથી વૃદ્ધ રાજા દ્રુપદ પણ પોતાના જમાઈઓને અભિનન્દન આપવાને માટે આવી પ્હોચ્યા, અને એણે તેમજ વિરાટ રાજાએ હવે પાંડવોને કહ્યુ કે "રાજ્ય પાછું મેળવવાના પ્રયત્ન તમે આદરો, અને હમે તમોને મદદ કરીશુ."

## પ્રકરણ ૮.

—०—

### યુદ્ધની તૈયારી.

હવે યુધિષ્ઠિરે મત્સ્ય દેશની સરહદ ઉપર આવેલા ઉપપ્લવ્ય નામના નગર આગળ પોતાની છાવણી નાંખી, અને યુદ્ધનો સમય આવી પ્હોંચ્યો હતો તેથી તેને માટે એણે લશ્કર ભેગું કરવા માંડ્યું. દ્રુપદ રાજા અને વિરાટ રાજા તો પોતાની સઘળી સેના સાથે ત્યાં આગળ હાજરજ હતા, અને એ સર્વે તરફથી માંગણી કરવામાં આવી તેને માન આપીને બીજા પણ ઘણા રાજાઓ યુધિષ્ઠિરને મદદ કરવાને પોત પોતાના લશ્કર સાથે આવી પ્હોંચ્યા. આ વખતે દુર્યોધન પણ કંઈ સ્વસ્થ બેસી રહ્યો ન્હોતો. યુધિષ્ઠિર શું કરે છે તે તરફ એની ચોક્સ નજર હતી અને યુધિષ્ઠિરની વિરુદ્ધ લડવાને માટે હિંદુસ્તાનના જુદા જુદા રાજાઓને એણે પણ બોલાવ્યા. કૃષ્ણની મદદ બેઉ પક્ષ તરફથી માગવામાં આવી પણ કૃષ્ણે કહ્યું કે "ક્યાંતો મ્હારી ગોપસેનાને સ્વીકારો અથવાતો કંઈ પણ સૈન્ય કે શસ્ત્ર વગરનો હું તેને સ્વીકારો." પ્હેલી પસંદગી કરવાનો હક એણે અર્જુનને આપ્યો. અર્જુને એકલા કૃષ્ણને પોતાની મદદમાં રાખવાનું પસંદ કર્યું અને દુર્યોધને કૃષ્ણની સેના પોતાના પક્ષમાં આવ્યાથી આનન્દ માન્યો. કૃષ્ણના ભાઈ બળરામની એક પણ પક્ષમાં જોડાવાની ઇચ્છા ન્હોતી તેથી તે અલગ રહ્યા અને યાત્રા કરવા નિકળી પડવાનો તેમણે વિચાર કર્યો. પાંડવોના પક્ષમાં રહેલા જે રાજાઓનાં નામ ગણાવવામાં આવ્યાં છે તે નીચે પ્રમાણે છેઃ—

१. યુયુધાન અથવા સાત્યકિ, યાદવ કુળની સત્વત નામની પ્રજાનો મહારથી.
२. ધૃષ્ટકેતુ, ચેદિઓનો રાજા (એ શિશુપાળનો પુત્ર હતો. એ પાંડવોના પક્ષમાં રહ્યો હતો એ નવાઈ જેવું છે.)
३. જયત્સેન, જરાસંધનો પુત્ર (ક્ષત્રિય લોકોના વિચિત્ર રિવાજ પ્રમાણે ભીમે યુદ્ધ કરીને જરાસંધને હણ્યો ત્યાર પછી જરાસંધની પુત્રીએ ભીમની સાથે લગ્ન કર્યું.)

૪. પાંડય રાજા.
૫. દ્રુપદ રાજા.
અને ૬. વિરાટ રાજા.

આ સઘળા રાજાઓ અક્ષૌહિણી સેના લાવ્યા હતા, અને જેનાં નામ ગણાવવામાં આવ્યાં નથી એવા બીજા રાજાઓના ઉપરીપણા નીચેની ન્હાની સેનાઓ મળીને એક બીજી અક્ષૌહિણી સેના થઈ હતી. આ પ્રમાણે પાંડવોના પક્ષમાં બધી મળીને ૭ અક્ષૌહિણી સેનાઓ હતી.

દુર્યોધનના પક્ષમાં નીચે પ્રમાણે રાજાઓ હતાઃ—

(૧) ભગદત્ત, ઉત્તર તરફની પીતવર્ણી પ્રજાના માલીક.
(૨) ભૂરિશ્રવા.
(૩) શલ્ય, મદ્ર દેશનો રાજા ( નકુલ અને સહદેવ એના ભાણેજ થતા હતા છતાં એ કૌરવોના પક્ષમાં રહ્યો હતો. )
(૪) કૃતવર્મા, યાદવ કુળની ભોજ પ્રજાનો માલીક.
(૫) જયદ્રથ અને તેના ભાઈઓ (જયદ્રથ એ સિન્ધુસૌવીરનો રાજા હતો).
(૬) સુદક્ષિણ, કમ્બોજ અને યવન લોકોનો રાજા.
(૭) નીલ, દક્ષિણની રાજધાની માહિષ્મતીનો રાજા.
(૮) અવન્તીના રાજાઓ.
(૯) કેકયનો રાજા અને તેના ભાઈઓ.

આ દરેક રાજા અકેક અક્ષૌહિણી લઈને આવ્યા હતા, અને ન્હાના રાજાઓની મળીને બીજી ત્રણ અક્ષૌહિણી સેના એકઠી થઈ હતી. એટલે "દુર્યોધનના પક્ષમાં બધી મળીને ૧૧ અક્ષૌહિણી સેના હતી." આ ગણત્રીમાં કંઈક ભૂલ હોય એવું સ્પષ્ટ માલમ પડે છે, કારણ કે આ ગણત્રી પ્રમાણે તો ૧૧ અક્ષૌહિણી નહીં પણ ૧૨ અક્ષૌહિણી થવી જોઈએ.

મહાભારતમાં જણાવવામાં આવ્યું છે કે ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, અને ૧૦૯૩૫૦ પાયદળ એટલું મળીને એક અક્ષૌહિણી સેના થાય છે. ન્હાનામાં ન્હાનો વિભાગ તે 'પત્તિ' કહેવાય છે, અને એક હાથી, એક રથ, ત્રણ ઘોડાઓ, અને પાંચ પાયદળ એટલું

મળીને એ વિભાગ બનેલો હોય છે. પત્તિથી માંડીને આગળ વધતાં વધતાં અક્ષૌહિણી સુધી પ્હોંચાય છે.* આ હિસાબે ગણત્રી કરતાં માલૂમ પડે છે કે પાંડવ પક્ષમાં ૧૫૩૦૯૦ હાથી, ૧૫૩૦૯૦ રથ, ૪૫૯૨૭૦ ઘોડા, અને ૭૬૫૪૫૦ પાયદળ એટલું સૈન્ય હતું, ત્યારે દુર્યોધનના પક્ષમાં ૨૪૦૫૭૦ હાથી, ૨૪૦૫૭૦ રથ, ૭૨૧૬૧૦ ઘોડા અને ૧૨૦૨૮૫૦ પાયદળ એટલું સૈન્ય હતું. એજ ક્ષેત્ર ઉપર છેલ્લી પાણિપતની લડાઈ થઈ તે વખતે મરાઠાઓનું લશ્કર બધું મળીને ૩ લાખ માણસોનું અને તેમની વિરુદ્ધ મુસલમાનોનું લશ્કર ૧ લાખ માણસોનું હતું એ વાત આપણે સ્મરણમાં લાવીએ છિયે ત્યારે ઉપર જણાવેલા આંકડાઓમાં ઘણી અતિશયોક્તિ થઈ હોય એવું માનવાનું આપણને કારણ રહેતું નથી. અશોક રાજાએ ઘણી વખત એનાથી પણ વધારે મ્હોટું લશ્કર ભેગું કરેલું જણાવવામાં આવ્યું છે, એટલે એ આંકડા ન માનવાનું કંઈ ખાસ કારણ નથી. તોપણ હાથીની જે સંખ્યા જણાવવામાં આવી છે તે લગાર ન માની શકાય એવી છે ખરી. પાયદળ અને ગજદળનું પ્રમાણ ૫ અને ૧ જેટલું હતું એ વાત અક્કલમાં ઉતરે એવી નથી. આશરે પાંચ લાખ જેટલા હાથીની સેના હોય તો તેને માટે પૂરતો ખોરાક મેળવવાનુંજ ઘણું અઘરૂં થઈ પડે, અને હિંદુસ્તાનનાં અરણ્યોમાંથી આટલા બધા હાથીઓ કદી પણ મળી આવ્યા હોય એ પણ બહુ સંભવિત જણાતું નથી. ઉદ્યોગ પર્વમાં અક્ષૌહિણી સેનાનું લક્ષણ જુદું આપ્યું છે તેમાં ગજદળ અને હયદળનું પ્રમાણ ૧ અને ૧૦૦ જેટલું જણાવવામાં આવ્યું છે. આ વિરોધના ખુલાસામાં ટીકાકારથી એટલુંજ કહી શકાયું છે કે બેઉ પક્ષનાં માણસોની સંખ્યા નહીં, પણ એકંદર સૈનિક બળનું પ્રમાણ ૧૧ અને ૭ જેટલું હતું.

યુદ્ધના પ્રાચીન તેમજ અર્વાચીન રિવાજ પ્રમાણે સલાહ સંપતે માટે

---

* ૩ પત્તિ=૧ સેનામુખ. ૩ સેનામુખ=૧ ગુલ્મ.
૩ ગુલ્મ=૧ ગણ. ૩ ગણ=૧ વાહિની.
૩ વાહિની=૧ પૃતના. ૩ પૃતના=૧ ચમૂ.
૩ ચમૂ=૧અનીકિની ૧૦ અનીકિની=૧ અક્ષૌહિણી.

બન્ને પક્ષ તરફથી સ્હામ સ્હામા સંદેશાઓ મોકલવા મંડાયા. ધૃતરાષ્ટ્રે પ્રથમ સંજયને મોકલ્યો. તેની સાથે એણે જે સંદેશો કહાવ્યો હતો તે શાન્તિ ઉત્પન્ન કરે એવો ન્હોતો પણ અપમાનભરેલો હતો. એ સંદેશામાં પક્ષપાતી અને લુચ્ચા રાજાએ જગતના કલ્યાણને માટે ઘણી કાળજી બતાવી હતી અને યુધિષ્ઠિરની ધાર્મિકતા તથા માનવ જાતનું ભલું કરવાની વૃત્તિનો લાભ લઈને એવું જણાવવામાં આવ્યું હતું કે "યુદ્ધ કરવું અને અનેક માનવીઓનો દારુણ સંહાર થવા દેવો તેના કરતાં દ્રુપદ અને યાદવોના દેશમાં ભીખ માગવી એ ત્હમે વધારે પસંદ કરશો એવી ત્હમારા જેવા સાધુ વૃત્તિવાળા પુરુષને માટે આશા રાખી શકાય." યુધિષ્ઠિરનો જવાબ ઘણો સુંદર અને છટાદાર હતો અને એ જવાબમાં માનવ જાતિ ઉપરનો એનો પ્રેમ શુદ્ધ ઝળકી રહ્યો હતો. જવાબમાં એણે કહ્યું કે "ધૃતરાષ્ટ્રની કૃપા એજ હમારે જોઈએ છે. ન્હાનપણથી એણેજ હમને ઉછેરીને મ્હોટા કર્યા છે અને રાજ્ય ચલાવવાનો મુલક એણેજ હમને આપ્યો છે. દુર્યોધન વગેરે તરફથી કરાયલાં અનેક અપમાન ભૂલી જવાને હમે તૈયાર છિયે, અને અકકેક ભાઈને માટે અકકેક એ પ્રમાણે પાંચ ગામ હમને આપવામાં આવે તો એટલાથી પણ હમે સન્તોષ માનીશું, પણ એટલું તો ખાત્રીથી સમજવું કે વિગ્રહ અને શાન્તિ એ ઉભયને માટે હવે હમે તૈયાર છિયે." સંજયે ધૃતરાષ્ટ્રની દરબારમાં આ જવાબ કહી સંભળાવ્યો ત્યારે દુર્યોધને ધાર્યું કે "પાંડવો આપણું મ્હોટું લશ્કર જોઈને ગભરાયા છે." આ જવાબ તરફ તેણે તિરસ્કારની દૃષ્ટિથી જોયું.

પાંડવોએ હવે પોતાની તરફથી શ્રીકૃષ્ણને વિષ્ટિને માટે મોકલવાનો વિચાર કીધો. એની પદવી અને પ્રતિભા વડે કરીને ઉભય પક્ષની વચ્ચે સલાહ કરાવવાનું કામ એનાથી થઈ શકશે એવી તેઓને ઉમેદ હતી. પાંચે ભાઈઓએ પોત પોતાનો જુદો સંદેશો શ્રીકૃષ્ણને કહ્યો. ગમે તેમ કરીને પણ શાન્તિ જાળવવી એવું તો નહીં તોપણ બને ત્યાં સુધી શાન્તિભર્યું સમાધાન આણવું એનો દરેક સંદેશાનો હેતુ હતો. પણ દ્રૌપદીને એ સંદેશાઓથી આનન્દ થયો નહીં. એના ગાલ ઉપરથી દડદડ આંસુ પડતાં હતાં.

એનો ચોટલો છૂટો હતો. જે ચોટલો પકડીને ભર સભા વચ્ચે નગ્ન જેવી અવસ્થામાં એને ઘસડી જવામાં આવી હતી તે ચોટલા તરફ એણે શ્રીકૃષ્ણનું લક્ષ ખેંચ્યું અને પોતાના પતિઓ, રે! ભીમ, એનો હંમેશનો રક્ષણ કરનાર, તે પણ અત્યારે સમાધાનની વાતો કરતો હતો તે જોઈને એને ઘણું આશ્ચર્ય લાગ્યું. કૃષ્ણે એનું સાન્ત્વન કરીને કહ્યું કે "જો મ્હારાં વચનોની ઉપેક્ષા કરવામાં આવશે તો ત્હને દુઃખ દેનારાઓની સ્ત્રીઓને પણ આવુંજ સહન કરવાનો વારો આવ્યા વગર રહેશે નહીં."

एवं ता भीरु रोत्स्यन्ति निहतज्ञातिबान्धवाः ।
हतमित्रा हतबला येषां क्रुद्धाऽसि भामिनि ॥
धार्तराष्ट्राः कालपक्वा न चेच्छृण्वन्ति मे वचः ।
शेष्यन्ते निहता भूमौ श्वसृगालादनीकृताः ॥

અને પોતાના ખણખણાટ કરતા રથમાં બેસીને એ નીકળી પડયા. ખેડાયલાં ખેતરો વાળા ફળદ્રુપ પ્રદેશમાં થઈને એને જવાનું હતું. શરદ્‌ ઋતુના દિવસ હતા અને કૌરવોના રાજ્ય દરમ્યાન વર્ષો સુધી યુદ્ધનું નામ બિલકુલ સાંભળવામાં આવ્યું ન્હોતું. હજારો માણસો આ મહાપુરુષ (શ્રીકૃષ્ણ)ને જોવા માટે રસ્તામાં ભેગાં થયાં. ભીષ્મ અને દ્રોણ અને રાજકુમારો અને પ્રજાવર્ગ સર્વ એને આવકાર આપવાને માટે હસ્તિનાપુરથી સ્હામા આવ્યા. વિષ્ણુના અવતાર તરીકે જે ગણાતા હતા તે શ્રીકૃષ્ણનાં દર્શન કરવાને માટે વિવિધ પ્રકારે અલંકૃત થયલા મહોલ્લાઓમાં પુરુષો અને સ્ત્રીઓની ભારે ઠઠ જામી હતી. ધૃતરાષ્ટ્રના મહેલ આગળ એ આવી પહોંચ્યા, પણ વિદુરને ઘેરજ રાતનો વખત ગાળવો એવો એણે ઠરાવ કીધો. બન્ને મિત્રોએ આખી રાત વાતચીતમાં ગુમાવી, અને ભૂત કાળ તથા વર્તમાન કાળની કંઈ કંઈ હકીગતો વિષે ગપાટા માર્યા. સ્હવારે ઊઠીને સ્નાનાદિ નિત્યકર્મ કર્યા પછી શ્રીકૃષ્ણ દરબારમાં ગયા. ત્યાં આગળ આંધળો રાજા ધૃતરાષ્ટ્ર અને તેની આસપાસ તેના છોકરાઓ, ભીષ્મ અને દ્રોણ જેવા મંત્રીઓ, અને હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાંથી આવેલા રાજાઓ બેઠા હતા. સર્વે જણા એનાં વચનો સાંભળવાને ઉત્સુક બની રહ્યાં

હતા. આ વખતે કવિએ શ્રીકૃષ્ણના મુખમાં જે વચનો મૂક્યાં છે તે આપણને સાહિત્યનો ઉત્તમ નમૂનો પૂરો પાડે છે. એ વચનો સર્વને પ્રિય લાગ્યાં; પણ મૂઢ દુર્યોધનના હૃદય ઉપર એ વચનોની કંઈ પણ અસર થઈ નહીં. ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણનાં વચનોનું વાસ્તવિકપણું સર્વાંશે સ્વીકાર્યું, પણ તેણે કહ્યું કે "મ્હારો આ છોકરો જીદ્દી છે તેને આ મહત્ત્વને પ્રસંગે ત્હમે કર્તવ્યનું ભાન કરાવો." કૃષ્ણે હવે દુર્યોધન પ્રતિ કેટલાંક વચનો કહ્યાં, દુર્યોધનને હાથ કેવાં ખોટાં કૃત્યો થયાં હતાં તેનું તેને સ્મરણ કરાવ્યું અને કહ્યું કે "હજારો માનવ પ્રાણીઓના ભાગ્યનો આધાર અત્યારે એક ત્હારા વચન ઉપર રહેલો છે." દુર્યોધન ઘણો અભિમાની હતો તેથી શ્રીકૃષ્ણે એના દોષ દર્શાવ્યા તે એને બીલકુલ ગમ્યું નહીં. એ ચીડવાયો અને ત્યાંથી ઉઠીને ચાલતો થયો. શ્રીકૃષ્ણ જેવા પુરુષનું આ અપમાન જેવું તેવું ન હતું. તેણે કહ્યું, "રે ધૃતરાષ્ટ્ર! ત્હમારા અણુકલાગરા છોકરાને ત્હમે કબજામાં રાખો અને પાંડવોની સાથે ત્હમે સલાહ કરો. કૌરવકુળનો વિનાશ થતો ત્હમારે અટકાવવો હોય તો ખરો માર્ગ એજ છે. આખા કુટુમ્બને બચાવવાને માટે એક માણસનો ત્યાગ કરવો પડતો હોય તો તે ખુશીથી કરવો; આખા ગામને બચાવવાને માટે એક કુટુમ્બનો ત્યાગ કરવો પડતો હોય તો તે ખુશીથી કરવો; આખા દેશને બચાવવાને માટે એક ગામનો ત્યાગ કરવો પડતો હોય તો તે ખુશીથી કરવો." આ પ્રમાણે શ્રીકૃષ્ણ દુર્યોધનને કબજામાં રાખવાની શિખામણ આપતા હતા તેજ વખતે દુર્યોધન અને એના મંત્રીઓ કૃષ્ણને પોતાનેજ પકડવાનો વિચાર ચલાવતા હતા; કારણ કે કૃષ્ણ વગરના પાંડવો તે દાંત વગરના સર્પ જેવા બની જશે એમ તેઓને લાગતું હતું. સભામંડપની બહાર ઊભેલા સાત્યકિને આ કાવત્રાની ખબર પડી ગઈ અને તેણે કૃષ્ણને એ વિષેની ખબર આપી. એજ વખતે વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું કે "આખા જગતના નાથ શ્રીકૃષ્ણને ત્હારો અભાગિયો છોકરો પકડવા તૈયાર થયો છે." પણ કૃષ્ણે વચ્ચે પડીને કહ્યું: "હે રાજા! દુર્યોધનને પકડવાની મ્હને રજા આપો અને એ જો મ્હને પકડી શકે તો એને એમ કરવા દો.

મ્હને જો ત્હમે રજા આપો તો યુદ્ધનુ મૂળજ હું કાઢી નાંખુ." ધૃતરાષ્ટ્રે માત્ર પોતાના છોકરાને બોલાવી મગાવ્યો અને તેના દુષ્ટ અને મૂર્ખાઈભર્યા વિચારને માટે તેને ઠપકો આપ્યો. શ્રીકૃષ્ણ કટાળીને ઊભા થયા, અને એણે ચાલના માડ્યું. તે વખતે ધૃતરાષ્ટ્રે કહ્યુ કે "હે જનાર્દન ! મ્હારો છોકરો મ્હારા કબજામાં રહ્યો નથી એ ત્હમે જોયુ. અને એકઠા થયલા સર્વ કોઈએ જોયુ હશે કે પાંડવો તરફ મ્હારે બીલકુલ દ્વેષભાવ નથી." હાજર થયલા સર્વ જનો પ્રત્યે દષ્ટિ કરીને કૃષ્ણે કહ્યુ "આજ સભામાં શું બન્યુ, મૂર્ખ દુર્યોધન કેવો અવિવેક કરીને ચાલ્યો ગયો તે સર્વ ત્હમે જોયુ છે. "મ્હારૂ કઈ પણ ચાલતું નથી" એમ ધૃતરાષ્ટ્ર કહે છે તે પણ ત્હમે સાંભળ્યું છે. એટલે લાચાર થઈને હવે હું યુધિષ્ઠિરની પાસે જાઉં છુ." આ પ્રમાણે કહીને એ બહાર નીકળી પડ્યા અને હાજર થયલા સર્વે એની પાછળ પાછળ ચાલ્યા. સાત્યકિની દેખરેખ હેઠળ મૂકાયલો રથ તૈયાર હતો તેમાં એ બેઠા અને વિદુરના ઘર તરફ એણે પ્રયાણ કર્યું.

કૃષ્ણનાં ફોઈ કુન્તી વિદુરના ઘરમાં રહેતાં હતાં તેથી હસ્તિનાપુર છોડતાં પ્હેલાં શ્રીકૃષ્ણ તેમને વંદન કરવા ગયા, અને "ત્હમારા પુત્રોને કંઈ સંદેશો ત્હમારે કહાવવાનો છે ?" એમ પૂછ્યું. આના જવાબમાં કુન્તીમાતાએ કૃષ્ણને સદેશાનાં જે વચનો કહ્યાં તે યુદ્ધના પ્રોત્સાહનને માટે ઘણાંજ સમર્થ હતા. તેણે કહ્યું—

"વિદુલાનો ન્હાનો પુત્ર રણક્ષેત્રમાથી ન્હાસી આવ્યો હતો અને ભયથી વ્યાકુળ બનીને પડ્યો હતો તે વખતે એની માતાએ એને જે વચનો કહ્યાં હતાં તે ત્હમે મ્હારા પુત્રોને કહેજો. એ માતાએ કહ્યું હતુ કે "ઓ બ્હીકણ છોકરા ! તું ઊઠ. ત્હારા આવા બાયલાપણાથી તું ત્હારા શત્રુનેજ પ્રસન્ન કરે છે. બીજુ કોઈ ત્હારાથી પ્રસન્ન થતુ નથી. જેનામાં હિંમત નથી તે માણસ કશા કામનો નથી. તુ ઊઠ અને ત્હારૂં કલ્યાણ સાધવાનો પ્રયત્ન કર ! ત્હારા પોતાને માટે તુ હલકા અભિપ્રાય રાખીશ નહીં, અને થોડાથી તું સન્તોષ પામીશ નહીં ! કૂતરાની પેઠે મરવું તેના કરતાં સર્પના મ્હોમાં હાથ ઘાલવો એ બહેતર છે. વર્ષોનાં વર્ષો સુધી ધુમાયાં કરવું તેના કરતાં

થોડો વખત પણ ભડભડ સળગવું એ બહેતર છે. ત્યારે ઊઠ અને ત્હારૂં પરાક્રમ બતાવી આપ! અથવા ત્હારૂં કર્તવ્ય બજાવતો બજાવતો તું મરણ પામ!" છોકરાએ કહ્યું: "માતા! શું ત્હમે એવું ઇચ્છો છો કે હું મરી જાઉં? મ્હારા વગર ત્હમારાથી રહેવાશે ખરૂં?" વિદુલાએ કહ્યું: "મૂર્ખ છોકરા! ત્હારી માને અને ત્હારી સ્ત્રીને ભીખ માગતાં જોવાનો વખત ત્હારે આવશે ત્યારે ત્હનેજ ત્હારી જીંદગી કેવી બોજારૂપ થઈ પડશે તેનો ત્હને કંઈ પણ ખ્યાલ છે?" વિદુલાનાં વચનોની છોકરાના મન ઉપર ઘણી અસર થઈ. છોકરો પાછો યુદ્ધ કરવાને ગયો, અને યુદ્ધમાં જીત્યો પણ ખરો. ત્યારે યુધિષ્ઠિરને ત્હમે કહેજો કે પાંડવ જેવા પુત્રો છતાં મ્હારે બીજાના ઉપર આધાર રાખવો પડે એથી વિશેષ દુઃખદાયક બીજું શું હોય? હે કૃષ્ણ! ત્હમે મ્હારા છોકરાઓને બનતી મદદ કરજો!"

કૃષ્ણે તેને પ્રણામ કર્યા અને પછી ત્યાંથી પાછા વળ્યા. ત્યાર બાદ એણે બુદ્ધિનું ડહાપણ વાપરીને કૌરવોનું બળ ઓછું કરવાના હેતુથી કુન્તીમાતા તેજ દિવસે કર્ણની પાસે ગયાં. કર્ણ કોનો પુત્ર હતો તેની તેને સમજણ પાડી અને માતા તરીકે તેને કહ્યું કે "તું દુર્યોધનનો પક્ષ છોડી દે!" પણ કર્ણને આબરૂ વહાલી હતી. તેથી તે દઢ રહ્યો. કુન્તીમાતાએ ખરી હકીગત સવેળા જણાવી નહીં, અને અનેક વખત કર્ણને કલંક લાગવા દીધું. તે માટે કર્ણે તેને ઠપકો આપ્યો. "આખી જીંદગી સુધી દુર્યોધને મ્હને મદદ કરેલી અને હંમેશાં મ્હારા તરફ મિત્રભાવ રાખેલો તે છતાં અણીની વખતે હું એને તજી દઉં એ અત્યન્ત કૃતઘ્નીપણુંજ કહેવાય." એ અભિમાની પુરુષે છેવટે કહ્યું કે "માતાજી! ત્હમે આવ્યાં છો તેવાં પાછાં જાઓ! ત્હમારે ખાતર હું એક વાતની કબૂલાત આપું છું, અને તે એ કે અર્જુન સિવાય મ્હારા બીજા કોઈ પણ બન્ધુને હું મારીશ નહીં."



# પ્રકરણ ૯.

---

યુદ્ધ.

એકબીજાની સંમતિથી ઉભય પક્ષની સેનાઓએ દિલ્હીની વાયવ્ય દિશામાં આવેલા કુરુક્ષેત્ર નામના વિશાળ મેદાન તરફ કુચ કરવા માંડી. મહાભારતમાં જણાવ્યું છે તે પ્રમાણે દુર્યોધનની છાવણી ૨૦ માઇલ જેટલા વિસ્તારમાં ફેલાયલી હતી અને શોભા તેમજ સગવડમાં તે હસ્તિનાપુર જેવી હતી. સ્વાભાવિક રીતે એની સેનાનો અગ્રભાગ માઇલોના માઇલો સુધી ફેલાયલો હશે. પાંડવોની સેનાનો અગ્રભાગ એટલે દૂર સુધી ફેલાયલો ન્હોતો. યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું હતું કે " બૃહસ્પતિનાં વચન પ્રમાણે, ન્હાની સેના હોય તેણે એક જથામાં રહીને લડવું જોઈએ. તેણે શંકુના આકારમાં ગોઠવાવું જોઈએ. " દુર્યોધને પોતાની અગિયાર અક્ષૌહિણી સેનાઓના અગિયાર સરદારો નીમ્યા, અને ભીષ્મને આખી કૌરવ સેનાનો અધિપતિ બનાવ્યો. અર્જુને પણ પોતાની સાત અક્ષૌહિણી સેનાઓના સાત સરદારો નીમ્યા અને ધૃષ્ટદ્યુમ્નને આખી સેનાનો અધિપતિ બનાવ્યો.

મળસકામાં ઊઠીને સ્નાનાદિ નિત્ય કર્મ કર્યા પછી સૂર્યોદય થતાં સર્વે લડવૈયાઓ પોતપોતાના સ્થાનક તરફ ચાલ્યા. તે દિવસ અશુભસૂચક હતો. તે દિવસે ઉદય પામતો સૂર્ય સ્યામવર્ણનો અને ઝાંખો જણાતો હતો. માણસ માત્રને સાધારણ રીતે એવું લાગે છે કે કંઈ પણ ભયંકર બનાવો બનવાના હોય ત્યારે એ બનાવો બનતા પ્હેલાં અને એ બનાવો બને તે વખતે કેટલાંક અશુભસૂચક ચિહ્નો જણાય છે. દૈવી રચના અને માનવ બુદ્ધિ એ બેઉ કોઈ છૂપી સાંકળથી એકબીજા સાથે જોડાયલાં હોવાથી અનેક માનવીઓના હૃદયમાં થતા ક્ષોભની અસર જડ નહિ ઉપર પણ થતી હોય અને તેને પરિણામે અન્તરિક્ષ, આકાશ, અને પૃથ્વી ઉપર પણ એવા પ્રકારનો ક્ષોભ ઉત્પન્ન થતો હોય તો કોણ જાણે ! આ યુદ્ધને દિવસે આકાશ ધૂળથી આચ્છાદિત થઈ ગયું હતું, સૂર્ય તેજ વિનાનો અને ફિક્કો જણાતો હતો,

અને ધરતીકંપ થયો હોય તેની રીતે પૃથ્વી ધ્રૂજતી હતી. પણ એવા અશુભસૂચક બનાવોથી ડર્યા વિના ઉભય પક્ષની સેનાઓ પોતપોતાના સ્થાન આગળ ગોઠવાઈ ગઈ. કૌરવો પશ્ચિમ તરફનું મુખ રાખીને ઊભા હતા, અને પાંડવો પૂર્વ તરફનું મુખ રાખીને ઊભા હતા. કૌરવસેનાની આગળ સરદાર તરીકે ભીષ્મપિતામહ હતા તેણે સફેદ વસ્ત્ર પહેર્યાં હતાં, તેના મસ્તક ઉપર પાઘડી પણ સફેદ હતી, તેના રથ ઉપરની ધજા પણ સફેદ હતી, અને તે રથને ચાર મજબૂત ઘોડાઓ જોડ્યા હતા તે પણ સફેદ હતા. એની સ્હામી બાજુએ અર્જુન હતો તે સુવર્ણના રથમાં બેઠો હતો તેના ઘોડા પણ સફેદ હતા અને તે રથના હાંકનાર શ્રીકૃષ્ણ પોતે હતા

આ વખત ઘણો ભયાનક હતો; આ દેખાવ ઘણો ત્રાસદાયક હતો. માનવહૃદયની ઉંચામાં ઉંચી લાગણીઓ આવે પ્રસંગે બહાર નીકળી આવે તો તેમાં કંઈ પણ નવાઈ જેવું નથી. એક ન્હાના સરખા રાજ્ય વિષેની તકરારનો નિવેડો આણવાના તુચ્છ કારણને માટે લાખો માણસો–સ્નેહીઓ અને સગાંસમ્બન્ધીઓ–એક બીજાના પ્રાણ લેવાને તત્પર બનીને સ્હામ સ્હામા ઊભા રહે એ દેખાવ અર્જુન જેવા સ્નેહાળ અને સહાનુભૂતિવાળા પુરુષના હૃદય ઉપર ઉંડી અસર કર્યા વગર રહ્યો નહીં. ત્રાસ પામીને એણે પોતાના ધનુષ્યને આઘું ખસેડ્યું, અને "એક તુચ્છ જીવનને માટે મ્હારા પૂજ્ય પિતામહની હત્યા હું નહીં કરૂં" એ પ્રમાણે એણે કહ્યું "આવું ઘોર કર્મ કરવું તેના કરતાં ભિક્ષા માંગીને પેટ ભરવું એજ બહેતર છે."

श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ॥

આ વખતે શ્રીકૃષ્ણે એને ગીતાનો ઉપદેશ આપેલો કહેવાય છે. એ પ્રખ્યાત ગ્રન્થમાં જે તત્ત્વજ્ઞાનના વિચારો દર્શાવાયા છે તે જગતના બુદ્ધિમાન્ પુરુષોને હમેશાં આશ્ચર્ય અને આરામ આપતા રહ્યા છે અને રહેશે. એ વિચારોની સાથે અત્યારે આપણને કંઈ લેવાદેવા નથી. આ સ્થળે તો એટલુંજ જણાવવું બસ થશે કે શ્રીકૃષ્ણ પોતાના એ ઉપદેશ વડે અર્જુનના ડગમગતા ચિત્તને પાછું સ્થિર કરી શક્યા અને તેને યુદ્ધ કરવાને ફરીથી તૈયાર બનાવ્યો.

યુધિષ્ઠિરના હૃદયમાં આ વખતે જુદીજ લાગણી ઉત્પન્ન થઈ હતી. એ લાગણીને વશ થઈને યુધિષ્ઠિરે પોતાનું બખ્તર કાઢી નાંખ્યું અને રથમાંથી કૂદી પડીને દોડતા દોડતા એ કૌરવસેના તરફ ચાલ્યા. એ શું કરવા જાય છે તેની એના ભાઈઓને ખબર ન્હોતી તેથી તેઓ પણ એની પાછળ પાછળ ગયા. લોકોએ ધાર્યું કે આ સખ્ત લડાઈમાં ઉતરવાની યુધિષ્ઠિરની હિંમત ચાલતી નથી તેથી સલાહ કરવાને માટે એ કૌરવસેના તરફ જાય છે. આવો વિચાર કરીને તેઓ એને હસવા લાગ્યા. યુધિષ્ઠિર સીધો ભીષ્મની પાસે ગયો અને તેને પગે પડીને કહ્યું કે "આપની સાથે યુદ્ધ કરવાની રજા માંગવા હમે આપની પાસે આવ્યા છિયે. હે પૂજ્ય પિતામહ! અનિચ્છાએ હમારે આ યુદ્ધમાં ઉતરવું પડ્યું છે તેવે પ્રસંગે આપ હમને આશિષ્ આપો." યુધિષ્ઠિરની પૂજ્યબુદ્ધિ જોઈને ભીષ્મ પિતામહ પ્રસન્ન થયા અને આશીર્વચન કહ્યાં. યુધિષ્ઠિરે એજ પ્રમાણે દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય અને શલ્યના આશીર્વાદ મેળવ્યા, અને ત્યાર પછી પાછાં વળતાં મ્હોટાં મ્હોટેથી કહ્યું કે "જેઓ હમારા સાથમાં રહેવા માંગતા હોય તેઓ હમારી પાસે આવો અને હમારા પક્ષમાં રહીને યુદ્ધ કરો." ધૃતરાષ્ટ્રનો દાસીપુત્ર યુયુત્સુ તેજ ક્ષણે આ વચન ઉપરથી પાંડવોના પક્ષમાં આવ્યો, અને જીવતાં રહેવાની જેને માટે આશા રાખી શકાય એવો ધૃતરાષ્ટ્રનો એક પ્રતિનિધિ પોતાના પક્ષમાં આવેલો જોઈને પાંડવોએ તેને હર્ષથી વધાવી લીધો. યુધિષ્ઠિર અને એના ચાર ભાઈઓ પાછા ફર્યા એટલે ઉભય પક્ષની સેનાઓ અગાઉની પેઠે ગોઠવાઈ ગઈ, અને પછી જે ભયંકર લડાઈનો આરંભ થયો તેનું વર્ણન આપવા કરતાં તેની કલ્પના કરવી વધારે સ્હેલી થઈ પડશે.

થોડા વખતમાં એ યુદ્ધને સ્હામસ્હામા પક્ષના સરદારો અને રથીઓ અથવા રથમાં બેસીને યુદ્ધ કરનારા લડવૈયાઓ વચ્ચેનાં દ્વન્દ્વયુદ્ધનું સ્વરૂપ પ્રાપ્ત થયું. એ લડવૈયાઓમાંના ઘણા માર્યા ગયા અને બીજા મૂર્ચ્છાવશ થઈને પડ્યા તેઓને એવી ને એવી સ્થિતિમાં રણક્ષેત્રમાંથી દૂર લઈ જવામાં આવ્યા. બીજા કેટલાકના સારથિઓ હણાયા અને તેમના રથ ફરે તે દિશામાં ચાલ્યા ગયા. વળી કેટલાકના ઘોડાઓ ઘવાયા તેમને પ.ા.

ઉતરી જવું પડયું અને તેઓ ભૂમિ ઉપર ઊભા રહીને લડયા. ભીમ હાથમાં ગદા લઈને ઘણી વાર હાથીઓના મ્હોટા સૈન્ય ઉપર તૂટી પડતો અને અનેક હાથીઓનો સંહાર કરતો. અર્જુન અને ભીષ્મ, દ્રોણુ અને ધૃષ્ટદ્યુમ્ન, દુર્યોધન અને ભીમ, એવા અનેક લડવૈયાઓની વચ્ચે દ્વન્દ્વયુદ્ધો થયાં. તે સર્વેનું વિસ્તારપૂર્વક વર્ણન આપવામાં આવે તો વાંચકને રસ પડે નહીં. રસ પડે અને એકતાનતા ન આવી જાય એવી રીતે એ દ્વન્દ્વયુદ્ધોનાં વર્ણન આપવાં એ કામ તો વ્યાસની કલમથીજ થઈ શકે. બેઉ પક્ષની વચ્ચે એવી રીતનાં દ્વન્દ્વયુદ્ધો સંધ્યાસમય સુધી ચાલ્યાં કીધાં. પછી બેઉં પક્ષના અગ્રણીઓએ યુદ્ધ બંધ કરવાનાં રણશીંગડાંઓ વગાડયાં અને બેઉ પક્ષની સેનાઓ પોતપોતાની છાવણી તરફ વળી. રોજ ને રોજ એ પ્રમાણે ચાલ્યાં કીધું. ખરૂં કહીએ તો, પેશવાઈ અને અફઘાની સેનાઓ એકજ મેદાન ઉપર સ્હામસ્હામી ઊભી રહીને મહિનાએક સુધી લડી હતી તેમાં રોજ ને રોજ દ્વન્દ્વયુદ્ધો થતાં હતાં અને પ્રખ્યાત લડવૈયાઓ માર્યા જતા હતા અથવા ઘવાતા હતા તેને ઘણે અંશે મળતી આવે એવી રીતની આ લડાઈ હતી. ભીષ્મ પિતામહને વિષે એવું કહેવાય છે કે એણે નવ દિવસ સુધી એ પ્રમાણે લડયાં કીધું અને રોજના ૧૦,૦૦૦ રથીઓને માર્યા. દશમે દિવસે પાંડવોએ ભીષ્મની સાથે અર્જુનને દ્વન્દ્વયુદ્ધ કરવા દેવાને બદલે દ્રુપદના પુત્ર શિખંડીને ભીષ્મની સ્હામે યુદ્ધ કરવા મોકલ્યો. ભીષ્મની એવી પ્રતિજ્ઞા હતી કે " શિખંડી સાથે મ્હારે યુદ્ધ ન કરવું " તેથી શિખંડીને એણે જોયો તેની સાથે પાંડવોએ ધાર્યું હતું તે પ્રમાણે એણે પોતાનું ધનુષ્ નીચે મૂકી દીધું. આ સ્થિતિમાં શિખંડીએ એના ઉપર પ્રહાર કર્યો. અર્જુન વગેરે લડવૈયાઓએ પણ જુદી જુદી દિશામાંથી ભીષ્મના ઉપર બાણોનો વરસાદ વરસાવ્યો. એના શરીર ઉપર એટલાં બધાં બાણ લાગ્યાં હતાં કે તે શાહુડીનાં પીછાં જેવાં જણાતાં હતાં. આખરે એ વૃદ્ધ પુરુષ પોતાના રથમાંથી નીચે પડયો. યુદ્ધ તરત બંધ કરવામાં આવ્યું. બેઉ પક્ષના સરદારો એ પૂજ્ય લડવૈયાને છેવટના પ્રણામ કરવાને આતુર બન્યા અને એની આસપાસ વીંટળાઈ વળ્યા. એ અડગ યોદ્ધાએ પોતાની બાણશય્યા ઉપરથી દુર્યોધનને

વીનવ્યો કે મ્હારે ખાતર તું આ લડાઈ બંધ કર અને પાંડવોને અડધું રાજ્ય આપવાની કબૂલાત આપઃ—

"राज्यस्यार्ध दीयतां पांडवाना-
मिन्द्रप्रस्थं धर्मराजोऽभियातु ।
ममावसानाच्छांतिरस्तु प्रजानां
संगच्छंतां पार्थिवाः प्रीतिमन्तः॥"

"મ્હારા અવસાન સાથે આ શત્રુતાનું પણ અવસાન થવા દો, કારણ કે મનુષ્ય જાતમાં જેમ બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ છે તેમ ધનુર્ધારીઓમાં અર્જુન સર્વથી શ્રેષ્ઠ છે" એ પ્રમાણે ભીષ્મે કહ્યું. પણ ભીષ્મનાં એ વચનોની કંઈ પણ અસર થઈ નહીં. ઉત્તરાયણ પ્હેલાં ભીષ્મપિતામહનું મૃત્યુ થવાનું ન હતું તેથી જંગલી પશુઓ એની પાસે ન આવી શકે તેટલા માટે એની આસપાસ રાજાઓએ એક ખાઇ ખોદી અને પછી સર્વે પોતપોતાની છાવણી તરફ વિદાય થયા.

કર્ણની સલાહ પ્રમાણે દુર્યોધને હવે દ્રોણને કૌરવસેનાનો અધિપતિ બનાવ્યો. દ્રોણ ૮૫ વર્ષનો વૃદ્ધ પુરુષ હતો છતાં તેનામાં જુસ્સો જુવાન છોકરાના જેટલો હતો. તે હવે રણભૂમિમાં કૌરવોની સેનાને દોરવનારો થઈ પડ્યો. બે દિવસ સુધી ભીષ્મના જેટલીજ સફળતાથી એણે યુદ્ધ કર્યું. ત્રીજે દિવસે એણે પોતાના સૈન્યને ચક્રવ્યૂહમાં (એટલે ચક્રની અંદર ચક્ર એવા આકારમાં) ગોઠવ્યું. અર્જુન એ દિવસે સંશપ્તકોની સાત ટોળીઓ સાથે યુદ્ધ કરવામાં રોકાયો હતો. સંશપ્તકો એ ઘણું કરીને અફઘાનિસ્તાનની સરહદ ઉપરના માણસો હતા. તેઓ બહાદુર અને પરાક્રમી હતા અને અર્જુનને દૂર રોકાયલો રાખવાને માટેજ દ્રોણે તેઓને ખાસ અર્જુનની સાથે યુદ્ધ કરવાનું ફરમાવ્યું હતું. આ પ્રમાણે પાંડવસેનાને આ વખતે અર્જુનની મદદ ન્હોતી એટલે એ સેના રિપુદળ ઉપર કંઈ ભારે અસર કરી શકી નહીં. કૃષ્ણની બ્હેન સુભદ્રાને પેટે અવતરેલો અર્જુનનો ન્હાનો પુત્ર માત્ર ૧૬ વર્ષની ઉમ્મરનો હતો. તેણે કૌરવસેનામાં દાખલ થઈને તેમનો વ્યૂહ તોડી નાંખવાનો વિચાર કર્યો; અને યુધિષ્ઠિર રાજાએ પ્રમાદને લીધે કે

ક્રોધને લીધે ગમે તેમ પણ એ છોકરાને એ પ્રમાણે કરવાની રજા આપી. એ છોકરો કૌરવસેનામાં દાખલ થયો અને ભીમ વગેરે લડવૈયાઓ એની પાછળ પાછળ ગયા. પણ પ્રવેશસ્થાન આગળજ જયદ્રથે એ લડવૈયાઓને અટકાવ્યા અને તેઓની હાર થઈ. અભિમન્યુ એકલો શત્રુઓના મ્હોટા સૈન્યની વચ્ચોવચ આવી પડ્યો, પણ એ હિંમતથી અને અડગપણાથી લડ્યા વગર રહ્યો નહીં. આખરે યુદ્ધના સામાન્ય નિયમોની વિરુદ્ધ જઇને લડવૈયાઓએ એકી વખતે એના ઉપર તીર ફેંકવા માંડ્યાં અને એને નિરૂપાય બનાવી દીધો. એનાં ધનુષ્ અને બાણ એણે ગુમાવ્યાં; એના ઘોડાઓ અને એનો સારથિ માર્યા ગયા; એ નીચે ઉતરી પડ્યો અને હાથમાં ગદા લઈને દુઃશાસનના પુત્ર જોડે લડ્યો. આખરે એ હાર્યો અને તરતજ શત્રુની ગદાએ એના મસ્તકના ચૂરેચૂરા કરી નાંખ્યા.

સંશપ્તકોને હરાવીને અર્જુન પાછો પાંડવસેના તરફ વળ્યો તે વખતે એ સેના અવ્યવસ્થિત અને ઉદાસીન સ્થિતિમાં આવી પડેલી તેને જણાઈ. જેમ જેમ એ આગળ વધ્યો તેમ તેમ એના હૃદયને વધારે ગ્લાનિ ઉપજતી ગઈ; અને પોતાના ભાઈઓને પણ દિલગીરીમાં ગરકાવ થઈ ગયેલા એણે જોયા. "સુભદ્રાનો લાડકો બાળક, મ્હારો અભિમન્યુ કયાં છે? એ કેમ જણાતો નથી? બહાદુર લડવૈયાને શોભે તેવી રીતે એનું મૃત્યુ થયું કે કેમ?" એ પ્રમાણેના પ્રશ્નો એણે પુછ્યા. જે કંઈ બન્યું હતું તે સઘળું યુધિષ્ઠિરે એને કહ્યું અને એ મૂર્ચ્છાવશ થઈને પડ્યો. એને પાછી શુદ્ધિ આવી ત્યારે એણે પ્રતિજ્ઞા લીધી કે "આવતી કાલે હું જયદ્રથને મારીશ. જો હું એમ ન કરૂં, તો જ્યાં મ્હારા પિતૃઓ ગયા છે તે ભૂમિ મ્હને નહીં મળે. કાલ સાંઝ પ્હેલાં જો હું એને ન મારૂં તો ચિતા ખડકીને હું જાતે બળી મરીશ." કૃષ્ણે આવેશમાં આવી જઈને પોતાનો શંખ ફૂંક્યો અને અર્જુને પણ તેમજ કીધું. લોકોએ જે ગર્જના કરી તેનો ધ્વનિ આકાશ સુધી પ્હોંચી ગયો અને તે ધ્વનિથી નિદ્રામાં સુતેલી કૌરવસેના પણ જાગી ઉઠી.

બીજે દિવસે લડાઈ ઘણી જોરમાં ચાલી હતી. કૌરવોએ જયદ્રથને પાછળ રાખ્યો અને ઘણા શૌર્યથી લડીને અર્જુનને જયદ્રથની પાસે જતાં

અટકાવવાનો તેઓએ બનતો પ્રયત્ન કીધો. ભીમ અને અર્જુને તે દિવસે ઘણાં ઘણાં પરાક્રમો કર્યાં અને દરેક ક્ષણે દુર્યોધનને લાગતું ગયુ કે "કૃષ્ણે જે સલાહની સૂચના કીધી હતી તે મ્હેં માન્ય રાખી હોત તો સારૂં થાત." આખરે જયદ્રથ મરાયો એટલે દુર્યોધને દ્રોણને ઠપકો આપ્યો. એ ઠપકો આપવાનું કારણ એ હતું કે અર્જુન તરફના પક્ષપાતને લીધે દ્રોણ બરાબર લડતાં અચકાતો હતો. એ સાંભળીને દ્રોણને ઘણું લાગી આવ્યુ; અને તેણે કહ્યું કે "ક્યાંતો હું જીતું અને ક્યાતો હું મરૂં, બેમાંથી એક વાતું થાય ત્યાં સુધી હું યુદ્ધ ચાલવા દઈશ અને દુર્યોધનને પ્રસન્ન કરવાને માટે હવે હું સર્વેના તરફ–પ્રતિપક્ષી અસ્ત્ર વિદ્યાનો જાણનારો છે કે નહીં તેનો વિચાર કરવા યોગ્યતા વિના–હું મ્હારા અસ્ત્રો ફેકયે જઈશ." (યુદ્ધનો સાધારણ નિયમ એવો હતો કે અસ્ત્ર વાપરતાં જેને આવડતાં હોય તેના સ્હામુજ અસ્ત્રનો ઉપયોગ થઈ શકે). ઘોર અંધારૂ હતું અને ઉભય પક્ષના પાયદળ તરફથી મસાલો સળગાવીને ઉંચી ધરી રાખવામાં આવી હતી. ભારે યુદ્ધમાં ઉભય પક્ષની સેનાઓ જોડાઈ તે વખતે લડવૈયાઓનાં શસ્ત્ર એ મસાલોના પ્રકાશમાં ચળકતાં હતાં. ભીમનો પુત્ર ઘટોત્કચ રાક્ષસજાતિનો હતો તેણે શત્રુસેનાનો ભયંકર નાશ કર્યો. પણ આખરે અર્જુનને માટે રાખી મૂકેલુ એક દિવ્ય અસ્ત્ર કર્ણની પાસે હતું તે મારીને કર્ણે ઘટોત્કચના પ્રાણ લીધા. કેટલોક વખત સુધી યુદ્ધ ચાલ્યું પછી ઉભય પક્ષની સેનાઓ થોડો વખત આરામ લેવાને માટે પરસ્પરની સંમતિથી છુટી પડી. સતત શ્રમને લીધે થાકી ગયના ઘોડાઓ, હાથીઓ, અને માણસો રણક્ષેત્ર ઉપરજ સુઈ ગયા હતા તેથી થોડા વખત સુધી રણક્ષેત્રનો દેખાવ ઘણો વિચિત્ર લાગ્યો. પછી ચન્દ્રમા ઉગ્યો તેણે માનવીઓના સમુદ્રમાં ગચવન કરાવીને યુદ્ધની ભરતી આણી, અને ભરતીનું જોશ વધતું જતાં ભારે તોફાન સાથે એ માનવ-સમુદ્ર ઉછળવા લાગ્યો. થોડા સમય પછી ભગવાન્ સૂર્યનારાયણ ક્ષિતિજ-મર્યાદાની ઉપર આવ્યા. યુદ્ધ એવું ને એવું ચાલુ રહ્યું, અને કૌરવોના વૃદ્ધ સેનાપતિએ શૌર્ય અને નિશ્ચયતાપૂર્વક શત્રુસેનાનો સંહાર કરવા માંડ્યો. સાધારણ અને દિવ્ય અસ્ત્રો વાપરીને હજારો માણસો, ઘોડાઓ, અને

રથીઓને એણે મારી નાંખ્યા. આ વખતે કૃષ્ણે પાંડવોને એક કપટ કરવાની સલાહ આપી. "અશ્વત્થામા મરી ગયો છે" એ પ્રમાણે કહી શકાય એટલા માટે ભીમે અશ્વત્થામા નામના એક હાથીને માર્યો અને પછી "અશ્વત્થામા મરી ગયો છે" એ પ્રમાણે જાહેર કર્યું. આ વાત દ્રોણે જાણી એટલે તેના હાથમાંથી ધનુષ્ પડી ગયું. આવી અશરણ સ્થિતિમાં તે ઊભો હતો તે વખતે ધૃષ્ટદ્યુમ્ન એકદમ તેની પાસે ધસી આવ્યો અને પોતાની તરવાર વડે તેનું માથું ઉડાવી નાંખ્યું. કૌરવસેના થાકી ગઈ હતી અને કંટાળી હતી. જરા પણ આફત આવી પડે તો તે તરત પીછી હઠે એવી તેની સ્થિતિ થઈ હતી. હિંદુસ્તાનની ઘણી લડાઇઓમાં બને છે તે પ્રમાણે સેનાપતિનું મરણ એ સેનાની હારનો વખત સૂચવનારૂં થઈ પડયું. ઘણા બહાદુર લડવૈયાઓ પાછા હઠવા માંડયા એટલામાં અશ્વત્થામાને આ સઘળી વાતની ખબર પડી. તે ક્રોધ અને શોકના આવેશમાં આવી જઇને શત્રુસેનાની સ્હામે નિશ્ચલ ઊભો રહ્યો. પણ એના પરાક્રમનું કંઈ ફળ થયું નહીં અને એને પણ આખરે નિરાશ થવું પડયું. યુદ્ધ કરવું એણે બંધ કર્યું અને કૌરવોની છાવણી તરફ એ પાછો ફર્યો.

બીજે દિવસે દુર્યોધનની સેના પાછી તૈયાર થઈ ગઈ. આ વખતે એ સેનાના અધિપતિ તરીકે કર્ણ હતો. એ કર્ણના પ્રતાપનો દુર્યોધનને ઘણો ભરોસો હતો અને કર્ણની ખાલી બડાશોને દુર્યોધન ખરી માનતો હતો. એ દિવસે બેઉ પક્ષની વચ્ચે જે યુદ્ધ થયું તેનું કંઈ સંગીન પરિણામ જણાયું નહીં, પણ કર્ણે જોયું કે અર્જુનનો સારથિ એના પોતાના સારથિ કરતાં વધારે હોંશિયાર હતો. એણે શલ્યને પોતાનો સારથિ થવાનું કહ્યું અને દુર્યોધનના આગ્રહને માન આપીને શલ્યે સારથિ તરીકે કામ કરવાની હા કહી. બીજે દિવસે કર્ણ ખૂબ બડાશ મારતો મારતો ઊડયો. શલ્ય ઘણી વાર તેને બડાશ ન મારવાની સલાહ આપતો હતો, પણ તે સલાહને એ લેખવતો ન્હોતો. એણે અર્જુનની સાથે દ્વન્દ્વયુદ્ધ કરવાનો પ્રસંગ શોધ્યો. થોડો વખત સુધી બન્ને પ્રવીણ ધનુર્ધારીઓ એકસરખી સફળતાથી લડયા ગયા. પછી કમનસીબે કર્ણના રથનું એક પૈડું ખાડીમાં ભરાઈ રહ્યું તે

કાઢવામાં કર્ણ રોકાયો હતો તે વખતે અર્જુન એના ઉપર તીર ફેંક્યો ગયો. કર્ણે કહ્યું કે "આ ઘણી ગેરવ્યાજબી રીત છે," પણ કૃષ્ણે એને જવાબ દીધો કે "દ્રૌપદીનાં વસ્ત્ર કાઢી નાંખવાનું તેં દુઃશાસનને કહ્યું હતું તે વ્યાજબી રીત હતી, કેમ ?" તે બડાઈખોરો પણ આબરૂદાર માણસ દૈવને આધીન થયો, અને રણભૂમિ ઉપરજ તેણે પોતાના પ્રાણ છોડી દીધા. તેજ દિવસે ભીમે દુઃશાસન ઉપરનું વેર લીધું. રથમાં બેસીને એ બેઉ લડવૈયાઓએ દ્વન્દ્વયુદ્ધ કર્યું તેમાં દુઃશાસન હાર્યો અને મૂર્ચ્છાવશ થઈને પડયો. ગરુડ જેવી રીતે અચાનક આકાશમાંથી ઉતરી આવે અને જમીન પર પડેલા સર્પને એકદમ ઝડપી લે તેવી રીતે ભીમ પોતાના રથમાંથી ઉતરી પડયો અને દુઃશાસનની તરફ ધસીને તેની છાતી ઉપર પોતાનો પગ મૂકયો. કર્ણ દુર્યોધન વગેરેને બૂમ પાડીને એણે પોતાની કટાર કાઢી, એ કટાર વડે એણે દુઃશાસનની છાતી ચીરી, અને તેમાંથી લોહી કાઢીને તે તરત પી ગયો. એક આર્યજાતિનો પુરુષ આ પ્રમાણે માનવીનું રુધિર પીએ એ દેખાવ ખરેખરો ભયંકર અને ત્રાસદાયક હતો. કોઈ એને કંઈ કહી શકે એમ ન્હોતું અને ઘણા તો "ભીમસેન ખરેખરો રાક્ષસ છે" એમ વિચારીને બ્હીકથી પાછા હઠી ગયા. તેર વર્ષ ઉપર હસ્તિનાપુરમાં દ્યૂતની જે શરમભરેલી રમત રમાઈ હતી તે રમતને દિવસે પાંડવોની સાધ્વી સ્ત્રીને જેઓએ ત્રાસ આપ્યો હતો અને અપમાન કીધું હતું તેઓના ઉપર ભીમ અને અર્જુને આ પ્રમાણેનું વેર લીધું.

શોકગ્રસ્ત થઈને દુર્યોધન પોતાની છાવણી તરફ પાછો વળ્યો. એના લશ્કરનો ભારે સંહાર થયો હતો અને એના સારામાં સારા સેનાપતિઓ માર્યા ગયા હતા. એની હાર થવી નિર્માણ થયલી દરેક માણસને જણાતી હતી અને "થોડાંક શિખામણનાં વચનો કહેવાં એ મ્હારૂં કર્તવ્ય છે" એમ કૃપાચાર્યને લાગ્યું. એણે દુર્યોધનને વિનંતિપૂર્વક કહ્યું કે "હજી પણ યુધિષ્ઠિરની સાથે તમે સલાહ કરવાનો વિચાર કરો તો સારૂં. એનો પક્ષ અત્યારે જીતમાં છે તે છતાં પણ વિજયના સઘળા લાભ છોડી દઈને અગાઉની પેઠે અરધું રાજ્ય તમને આપવાને એ તૈયાર થશે. દરેક માણસને પોતાની

જીંદગી વ્હાલી હોય છે અને ત્હમે હવે ત્હમારી અને આપણી સેનામાં જીવતા રહેલા હજારો લડવૈયાઓની જીંદગી બચાવો તો તેમાં કંઈ પણ શરમાવા જેવું નથી.” દુર્યોધને જે જવાબ આપ્યો તે એક અભિમાની અને ટેકીલા આર્ય પુરુષને શોભે એવો હતો: “એક વખત સઘળા રાજાઓમાં શ્રેષ્ઠ ગણાયા પછી હવે યુધિષ્ઠિરની મહેરબાનીથી અપાયલું રાજ્ય મ્હારે ભોગવવું એ કેમ બને? અત્યાર સુધીમાં પાંડવોને મ્હેં ઘણા સન્તાપ્યા છે. શું હવે હું ત્હેમની પાસે જાઉં અને તેઓની ક્ષમા માગુ? આ દુનિયામાં સુખ કદી હંમેશાં ટકી રહેવાનું નથી. કીર્તિ એજ હંમેશાં ટકી રહે છે. એ કીર્તિને ખાતર હું મરવાને પણ તૈયાર છું. વળી ઘરમાં શય્યા ઉપર સૂતાં સૂતાં મરણ પામવું એ ક્ષત્રિયનો ધર્મ નથી. રણભૂમિ એજ ક્ષત્રિયની મરણશય્યા છે. મ્હારા પિતામહ ભીષ્મ પણ હાર પામ્યા, અને દ્રોણ, કર્ણ, જયદ્રથ વગેરે પણ વિદાય થયા. હવે હું કેવી રીતે જીવી શકું? અને જીવી શકું તોપણ યુધિષ્ઠિરની મહેરબાની વડે કરીને મળેલા રાજ્યથી મ્હને શો આનન્દ થવાનો હતો? મ્હારે ખાતર આટલા આટલા વીર પુરુષોનો મ્હેં વિનાશ થવા દીધો અને હવે હું મ્હારી જીંદગી બચાવવા બેસું તો લોકો મ્હારો ફીટકાર ફીટકાર કરે, માટે હું રણભૂમિ ઉપર લડીશ અને મરીશ. અત્યાર સુધીમાં જેઓ સ્વર્ગે સિધાવ્યા છે તેઓની પાછળ પાછળ હું પણ જઈશ.” આ ઉદાર અને ઉત્સાહક વચનો એના મુખમાંથી નીકળ્યાં તે હાજર રહેલા સર્વે લડવૈયાઓએ ઉલટભેર વધાવી લીધાં, અને હાર થવા માંડી હતી તે છતાં તેઓએ યુદ્ધ કરવાનો નિશ્ચય કીધો. દુર્યોધને હવે શલ્યને સેનાપતિ તરીકે નીમ્યો, અને તેણે પોતાનાથી બનતું કરવાનું વચન આપ્યું. તેણે પોતાના સરદારોને ખાસ સલાહ એ આપી હતી કે “ત્હમારે દ્વન્દ્વયુદ્ધ કરવાં નહીં, પણ પ્રતિપક્ષીની સેના ઉપર એકસરખો સામટો હુમલો કરવો.” લડવૈયાઓને પડી ગયલી લાંબા વખતની ટેવને લીધે આ સલાહ ઉપર તેઓથી ઝાઝું લક્ષ આપી શકાયું ન્હોતું.

બીજે દિવસે સ્હવારમાં ઉભય પક્ષની સેનાઓ પાછી રણક્ષેત્ર ઉપર એકઠી થઈ. એ વખતે જે સખ્ત લડાઈ ચાલી તેનું ઘણું તાદશ ચિત્ર

મહાભારતમાં આપવામાં આવ્યું છે, અને તે ચિત્ર હાલની લડાઈઓનાં વર્ણનોની સાથે સરખાવી શકાય એવું છે. મધ્યની, પાર્શ્વની, અને પશ્ચાદ્‌ભાગની લડાઈનુ જે વર્ણન આપવામાં આવ્યુ છે તે ઘણુ સવિસ્તર છે, અને એ વર્ણન ઉપરથી જણાય છે કે યુદ્ધનું સામાન્ય સ્વરૂપ ટળી જઈને તેને છૂટાં છૂટાં દ્વન્દ્વયુદ્ધોનુ સ્વરૂપ પ્રાપ્ત થાય એવું કેટલેક વખત સુધી બનવા પામ્યુ ન્હોતું. સદાશિવરાવ પેશ્વા અને અહમદ શાહ અબદાલી એ બેની વચ્ચે જે યુદ્ધ થયું હતુ તેની સાથે આ યુદ્ધ ઘણે અંશે મળતું આવતું હતું. વિશ્વાસરાયની પેઠે શલ્યને પણ લગભગ મધ્યાહ્નની વખતે મારી નાખવામાં આવ્યો. પણ એનુ મરણ થયા છતાં યુદ્ધ ચાલુ રહ્યું. શકુનિ પોતાના ઘોડા ઉપરથી પાંડવસેનાના પાછલા ભાગ ઉપર વારવાર હુમલાઓ કર્યા કરતો હતો તેને દૂર કરવાને માટે યુધિષ્ઠિરે ખાસ સહદેવને મોકલ્યો. તેણે એને પાછો હઠાવ્યો. પાછલે પ્હોરે કૌરવસેના થાકી અને એ સેનાના માણસો છાવણી તરફ નહીં પણ સહીસલામતીને માટે પોતાને જ્યાં અનુકૂળ પડયુ તે દિશામાં ન્હાસવા માંડયાં. છાવણીની અંદરજ ભારે ખળભળાટ થઈ ગયો હતો. ચોકી કરનારા સિપાઈઓ પણ કીમતી વસ્તુઓ એમની એમ રહેવા દઈને ત્યાંથી ન્હાસી ગયા અને દુર્યોધનના ઝનાનાની સ્ત્રીઓને સાચવનારાઓને એ સ્ત્રીઓને માટે વાહન મેળવતાં પણ ઘણી મુશ્કેલી પડી. પણ તે સર્વે સહિસલામત હસ્તિનાપુર પ્હોચ્યાં. તેઓનું અચાનક પાછાં ફરવાનું થયું તેથી આખા હસ્તિનાપુરમાં ભારે શોક ફેલાઈ ગયો. ન્હાસ ભાગ થતી અટકાવવાને માટે દુર્યોધને ઘણો પ્રયત્ન કર્યો હતો પણ તેમાં એ નિષ્ફળ ગયો હતો; તેથી કંટાળાને એ રણક્ષેત્ર ઉપરથી ચાલ્યો ગયો અને એક તળાવમાં સંતાઈ ગયો. માત્ર અશ્વત્થામા, કૃપ, અને કૃતવર્મ એ ત્રણ જણાએ એના વિષે તજવીજ કીધી હતી, અને સંજયે દુર્યોધનને જોયો હતો તેણે એ ત્રણ જણાને કહ્યુ કે "એ તળાવમાં સંતાઈ ગયો છે અને મ્હારી સાથે પોતાના પિતા ધૃતરાષ્ટ્રને એણે સંદેશો કહાવ્યો છે." આ ઉપરથી તે ત્રણે જણા તળાવ આગળ ગયા અને એની સ્થિતિ જોઈને અશ્વત્થામાને ઘણું લાગી આવવાથી તેણે ભારે

કલ્પાન્ત કર્યું. તેણે દુર્યોધનને કહ્યું કે "ત્હમે બહાર આવો! પાંડવો હાલ જીતમાં છે તોપણ હમે ત્હમને મદદ કરીશું અને આપણે ફરીથી તેઓની સાથે લડીએ," પણ દુર્યોધને કહ્યું કે "હું થાકી ગયો છું અને કાલ સ્હવાર સુધી કંઈ પણ કરવાનો મ્હારો વિચાર નથી. ત્હમે ત્રણે જણાઓ આ સ્થળ આગળથી ન્હાસી જાઓ અને કોઈ બીજે ઠેકાણે જઈને નિર્ભયપણે રાત્રી વ્યતીત કરો." આ વાતચીત પાંડવસેનાના કેટલાક શિકારીઓ અહીં આવ્યા હશે તેઓના સાંભળવામાં આવી. પાંડવોએ દુર્યોધનની ઘણી શોધ કરી હતી પણ એ શોધમાં તેઓ ફાવ્યા ન્હોતા, અને આખરે કંટાળીને તેઓ પોતાની છાવણી તરફ વિદાય થયા હતા. હવે પાંડવોની આગળ પેલા શિકારીઓએ પોતાની સાંભળેલી વાતચીત કહી સંભળાવી. પોતાના હંમેશના શત્રુ વિષે આમ અચાનક સમાચાર મળી આવવાથી તેઓ ઘણાજ હરખાઈ ગયા અને તે તળાવ આગળ ગયા. તળાવના કિનારા આગળ ઊભા રહીને યુધિષ્ઠિરે દુર્યોધનને બૂમ પાડીને કહ્યું કે "બ્હીકણની પેઠે ભરાઈ રહેવાને બદલે તું બહાર નીકળ.*" દુર્યોધને જવાબ આપ્યો કે "હું અત્યારે થાકી ગયો છું પણ કાલ સ્હવારે ખુશીથી યુદ્ધ કરીશ." તેની સાથે એણે ઉમેર્યું કે "પૃથ્વી ઉપર રાજ્ય કરવાનો હવે મ્હને અભિલાષ રહ્યો નથી. એ રાજ્ય હું ખુશીથી ત્હમને આપી દઉં છું." યુધિષ્ઠિરે કહ્યું: "રે મૂરખા! અગાઉ સોયની અણી જેટલો પણ પૃથ્વીનો ભાગ આપવાને તું રાજી ન્હોતો. હવે તું આખી પૃથ્વી આપી દેવાને કેમ તૈયાર થયો છે? હમારે એ પૃથ્વી ત્હારી પાસેથી બક્ષીસ તરીકે લેવી નથી. જય મેળવીને હમે એ પૃથ્વીને હમારી બનાવીશું. ચાલ, બહાર નીકળ, અને હમારી સાથે યુદ્ધ કરીને કાંતો વિજય પામ અથવાતો મૃત્યુને સ્વીકારી લે."

---

* માયાના બળવડે કરીને પાણીને થભાવીને દુર્યોધને તેમાં પ્રવેશ કર્યો ત્યાર પછી તેણે શુ કર્યું, અને એ માયા કઈ વખતે અને કયાં આગળ એ શીખ્યો હતો તે મહાભારતમા સમજાતું નથી. જેની આસપાસ પાણી ફરી વળ્યું હોય એવા ઘરની અંદર એ કદાચ છુપાઈ રહ્યો હશે અને તે ઘરમાં દાખલ થવાનો માર્ગ અધરો અને છૂપો હશે.

અનેક કડવાં વચનોના પ્રહાર થવાથી ચીડવાઈને દુર્યોધન બહાર નીકળ્યો અને એ એકલો હતો તેથી ગમે તે એક જણની સાથે દ્વન્દ્વયુદ્ધ કરવાની એણે ખુશી બતાવી. યુધિષ્ઠિર વિજયથી ગર્વિત બન્યો હતો તેણે કહ્યું: "ઠીક, હમારામાંથી ગમે તે એક જણની સાથે અને ગમે તે શસ્ત્ર લઈને તું યુદ્ધ કર, અને જો તું જીતે તો આખી પૃથ્વી ઉપરનું રાજ્ય હ્મારૂં છે એમ તું સમજ." એ ભોળિયા રાજાએ પાછો એક જાતનો જુગાર ખેલવા માંડ્યો હતો તે જોઈને કૃષ્ણ બોલ્યા: "રે યુધિષ્ઠિર ! આ હમે શું કર્યું ? ૧૮ દિવસના યુદ્ધમાં જે કંઈ લાભ થયો છે તે સઘળો એક દ્વન્દ્વયુદ્ધના પરિણામને ખાતર હમે ગુમાવવા તૈયાર થયા છો ? કે શું પાંડુના પુત્રોના નસીબમાં હંમેશને માટેનો વનવાસજ લખાયો છે ?" પણ ગદાયુદ્ધમાં ભીમ એ દુર્યોધનનો બરોબરિયો હતો તેની સાથે દ્વન્દ્વયુદ્ધ કરવાનું દુર્યોધને પસંદ કર્યું અને ભીમે કૃષ્ણને ખાત્રી આપી કે "આ યુદ્ધમાં હું મ્હારા પ્રતિપક્ષીને જીત્યા વગર નહીં રહું." ગદા હાથમાં લઈને બેઉ લડવૈયાઓ હવે યુદ્ધને માટે સજ્જ થયા, અને રાજાઓ તથા પ્રજાવર્ગ પ્રેક્ષક તરીકે આસપાસ કુંડાળામાં ગોઠવાયો. યુદ્ધ શરૂ થવાની તૈયારી હતી તેટલામાં બળરામ આવ્યા. તેને બેઉ લડવૈયાઓએ પોતાના ગુરુ તરીકે વન્દન કર્યું. પછી ગદાના ઉપરાચાપરી પ્રહાર થવા માંડ્યા અને તેના ધડાધડ અવાજો સંભળાવા લાગ્યા. દુર્યોધનનું શરીર વધારે હલકું હતું અને તે ચાલાક પણ વિશેષ હતો. ભીમના ઉગામેલા સખ્ત પ્રહારોને ઘણી વાર તે ચૂકાવી દેતો. ભીમ વધારે બળવાન્ હતો છતાં કદાચ તેની હાર થશે એવો પણ ભય ઉપજવા લાગ્યો અને અર્જુને ચિન્તાતુર બનીને કૃષ્ણને પૂછ્યું કે "આ યુદ્ધનું શું પરિણામ આવશે?" ક્ષણવાર શાન્તિ રહી. ક્ષણવાર લડવૈયાઓ આરામ લેવાને માટે થોભ્યા. પછી પાછું યુદ્ધ ચાલ્યું અને ભીમે પોતાની ગદા ઉગામી પણ તે દુર્યોધને ચુકાવી દીધી અને ઉલટો ભીમની છાતી ઉપર એક સજ્જડ ઝપાટો લગાવ્યો. એ ઝપાટો લાગવા છતાં ભીમ ટકી રહ્યો તે પોતાના અસાધારણ બળને લીધેજ. હવે એને ઘણો ક્રોધ ચઢ્યો અને ૧૩ વર્ષ થયાં વૈરનો અગ્નિ એના હૃદયમાં સળગ્યાં કરતો હતો તે હવે પૂર

જોશમા પ્રકટી નીકળ્યો. એ પોતાના પ્રતિપક્ષી ઉપર તૂટી પડયો અને તેને સખ્ત ઝપાટો લગાવ્યો. એ ઝપાટામાથી બચી જવાને-માટે દુર્યોધન ઊંચો કૂદ્યો તે છતા ભીમ અટકયો નહીં અને એનો પ્રહાર દુર્યોધનની ઝંઘાઓ ઉપર લાગ્યો. એ ઝધાઓના હાડકાં ભાગીને ભૂકા થઈ ગયા. દુર્યોધન પડયો અને મરવાની તૈયારીમા હતો તે વખતે ભીમ એની પાસે ગયો અને પોતાના પગ વતી એના મસ્તક ઉપર લત્તાપ્રહાર કરીને કહ્યું કે "દ્રૌપદીનું ત્હેં અપમાન કર્યું હતું તેનું આ ફળ!" આ પ્રસગ ઘણો ભયાનક હતો. પ્રેક્ષકવર્ગ કેવળ સ્તબ્ધ બની ગયો હતો યુદ્ધના નિયમો પ્રમાણે કમ્મરની નીચેના ભાગ ઉપર ગદાનો પ્રહાર કરવો જોઈએ નહીં. એ નિયમનો ચોખ્ખો અનાદર કરવામા આવ્યો હતો તેથી ચીડવાઈને બળરામ એકદમ ઊઠી ગયા. યુધિષ્ઠિર પણ ભીમની આ વર્તણૂક જોઈને અપ્રસન્ન થયા પણ કૃષ્ણે સર્વને શાન્ત પાડ્યા અને કહ્યું કે "રે ભાઈ! ત્હમારે યાદ રાખવું જોઈએ કે હવે કળિયુગ શરૂ થઈ ચૂકયો છે. વળી જે વખતે દુર્યોધને દ્રૌપદીને પોતાના ખોળામા બેસવાનું કહ્યુ હતું તે વખતે દુર્યોધનની ઝધાઓ ભાંગી નાખવાની ભીમે પ્રતિજ્ઞા લીધી હતી એ વાત પણ ત્હમારે સ્મરણમાં રાખવી જોઈએ." પછી દુર્યોધને જે અનેક અપકૃત્યો કર્યાં હતા તેને માટે અને કેવળ એની જીદને લીધે જે અસખ્ય પ્રાણીઓનો વિનાશ થયો હતો તેને માટે કૃષ્ણે એને ઠપકો આપ્યો, અને કહ્યું કે "ત્હારો નરકમાંજ વાસ થશે." અભિમાની દુર્યોધન મરણપ્રસગે પણ એવો ને એવોજ મક્કમ રહ્યો. તેણે ઘણા વિસ્તારથી પોતાનો બચાવ કીધો. પોતે ઘણા યજ્ઞ કીધા હતા અને પ્રજા ઉપર ધર્માનુસાર રાજ્ય ચલાવ્યુ હતું એ વાત તેણે જણાવી. અને કહ્યું કે "રણક્ષેત્ર ઉપર મ્હારૂં મરણ થાય છે તેથી મ્હારી ખાત્રી છે કે હું સ્વર્ગમાંજ જઈશ." વળી પાંડવો ઉપર એણે એવો આરોપ મૂકયો કે તેઓ હમેશાં અધર્મથીજ જય મેળવતા આવ્યા છે. "ભીમે યુદ્ધના નિયમોનું ઉલ્લઘન કરીને મ્હારી ઝઘાઓ ઉપર પ્રહાર કર્યો એજ જુઓ તેમની ધર્મબુદ્ધિનો મ્હોટામા મ્હોટો નમૂનો!" મહાભારતમા આગળ લખ્યુ છે કે આ ભાષણ પૂરૂં થયુ તે વખતે સ્વર્ગમાંથી દુર્યોધન ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ અને શ્રીકૃષ્ણ વગેરે શરમાઈને

નીચુ જોઈ રહ્યા. મૂળ મહાભારતમાં કૌરવોનો પક્ષ તેજ ધર્મનો પક્ષ હતો અને યુદ્ધમાં વિજય પણ એજ પક્ષનો થયો હતો એવું જણાવવામાં આવ્યું હતું એમ કેટલાક કહે છે તે કદાચ આ લખાણ ઉપરથીજ કહેતા હશે. એ લખાણ વિષે ગમે તેમ કહેવામાં આવે તોપણ એટલું તો નક્કી છે કે યુદ્ધનું પરિણામ પાંડવોને અનુકૂળ ન્હોતું નીવડયું એવું મહાભારતમાં કદી જણાવવામાં આવ્યું હોય એમ આ લખાણ ઉપરથી કોઈ પણ રીતે ફલિત થતું નથી.

## પ્રકરણ ૧૦.

## વિજયને અન્તે વિપત્તિ.

વિજયી પાંડવો ઘવાયલા અને મરવાની અણી ઉપર આવેલા દુર્યોધનને રણભૂમિ ઉપર એમનો એમ પડી રહેવા દઈને રાત્રિયે પોતાની છાવણી તરફ આરામ લેવાને માટે ગયા. સુવર્ણ અને રત્નો, તંબુઓ અને પશુઓ, એ સર્વનો મ્હોટો જથો તેઓના હાથમાં આવ્યો, અને અઢાર દિવસના યુદ્ધમાં જેઓ જીવતા રહ્યા હતા તેઓએ એ સઘળા દ્રવ્યનો ઘણા આનન્દપૂર્વક સ્વીકાર કર્યો, અને પછી ભભકાના ભભકાના પોતાના નવા તમ્બુઓમા આરામને માટે સુતા. આ વિજયના અન્તમાં કેવી મ્હોટી આફત થોડા વખતમાં તેઓના ઉપર આવવાની હતી તેનો તેઓને કંઈ પણ ખ્યાલ ન્હોતો. પાંચ પાંડવો, દ્રૌપદી, અને કૃષ્ણ એટલાંજ માણસો ધર્મની કેટલીક ક્રિયાઓ કરવાને માટે છાવણીથી દૂર રહ્યા હતાં.

હિંદુસ્તાનના પ્રાચીન આર્યો યુદ્ધમાં મરણ પામેલાઓ અને મરણની તૈયારીમાં આવેલાઓને પશુપક્ષીઓના ભક્ષને માટે રણભૂમિ ઉપરજ મૂકીને ચાલ્યા જતા એ રિવાજ ઘણો વિચિત્ર હતો. ઇરાનના આર્ય લોકો એવુ માને છે કે રણક્ષેત્ર ઉપર મરણ પામવાનુ સદ્ભાગ્ય જેઓને પ્રાપ્ત થયુ હોય તેઓને માટે ખરેખર શોભે એવો અનુરૂપ વિધિ આજ છે. કદાચ હિન્દુસ્તાનના પ્રાચીન આર્યોનુ માનવુ પણ એવુંજ હશે. ગમે તેમ હોય, અશ્વત્થામા, કૃપ અને કૃતવર્મા એ ત્રણ જણાને દુર્યોધને કરેલા દ્વન્દ્વયુદ્ધની

ખબર પડી એટલે તેઓ હવે રણક્ષેત્ર આગળ આવ્યા અને તેઓએ તે મહાપુરુષને પોતાના દુર્ભાગ્યને માટે વિલાપ કરતો, પણ હજી જીવતો, જોયો. ૧૧ અક્ષૌહિણી સેનાઓના માલીકને આમ દયાજનક સ્થિતિમાં પડેલો જોઈને અશ્વત્થામાને ઘણો ખેદ થયો અને પાંડવોનાં અપકૃત્યોને માટે એ તેઓને સખ્ત ગાળો દેવા લાગ્યો અને વૈરની ઇચ્છા પ્રકટ કરવા લાગ્યો. દુર્યોધન મૃત્યુને પ્રસંગે પણ એવો ને એવોજ કટ્ટણ છાતીનો રહ્યો હતો તે એની વફાદારી જોઈને ઘણો પ્રસન્ન થયો અને "મ્હારા મૃત્યુ પછી પણ યુદ્ધ જારી રાખે એટલા માટે જળ લઈને સેનાધિપતિ તરીકે એનો અભિષેક કરજે" એવી એણે કૃપને આજ્ઞા કરી. આ પ્રમાણે પોતાનું વેર લેવાય તેને માટે યોગ્ય વ્યવસ્થા કરીને દુર્યોધન મરણ પામ્યો. કવિના પોતાના શબ્દોમાં કહીએ તો

"तां निशां प्रतिपेदेऽथ सर्वभूतभयावहाम् ।"

(પ્રાણી માત્રને ભય ઉત્પન્ન કરનારી એવી જે રાત્રી તેને શરણે એ ગયો). રાત્રી થતાં પેલા ત્રણ જણા રણભૂમિ આગળથી દૂર ગયા અને એક મ્હોટા વટવૃક્ષની નીચે રાત્રીના આરામને માટે સૂતા. અશ્વત્થામાના સાથીઓ સૂતા તેવા તરતજ ઊંઘી ગયા પણ અશ્વત્થામાને બીલકુલ ઊંઘ આવી નહીં. એના જીવને કંઈ પણ ચેન ન્હોતું. એ ઘણો અસ્વસ્થ હતો, અને વૈર લેવાના કંઈ કંઈ વિચારો એના મગજમાં ઘોળાયાં કરતા હતા. એવામાં એક ઘુવડને ઝાડની બખોલમાં ભરાતું અને રતાંધળા કાગડાઓ સ્વસ્થતામાં પડ્યા હતા તેનો ભક્ષ કરતું એણે જોયું. આ જોઈને એ એકદમ જાગ્રત્ થઈ ગયો. ઘુવડના આ કૃત્ય ઉપરથી એણે પોતાની બુદ્ધિને અનુકૂળ આવે એવો ઉપદેશ શોધી કાઢ્યો અને પાંડવો પણ સ્વસ્થતાથી ઊંઘતા હોય તે વખતે આ ઘુવડની પેઠે તેઓનો વિનાશ કરવો એવો એણે સંકલ્પ કર્યો. એણે પોતાના સાથીઓને ઊંઘમાંથી જગાડ્યા અને પાંડવોનો આવી રીતે વિનાશ કરવાના કામમાં એણે તેઓની મદદ માગી. તેઓએ આવું કૃત્ય કરવા તરફ પોતાનો અણગમો બતાવ્યો. તેઓએ કહ્યું કે "એ કૃત્ય કપટભરેલુ અને અણછાજતું છે, માટે તે આપણે ન કરવું." એણે જવાબ આપ્યો કે "શું પાંડવોએ એનાથી વધારે કપટભરેલાં કૃત્યો નથી કર્યા? મ્હારા બાપને

તેઓએ શું છેતર્યો ન્હોતો ? એ શસ્ત્રહીન હતો તે વખતે શું તેઓએ એને ન્હોતો મારી નાંખ્યો ? જો તમે બેઉ મ્હને મદદ કરવા રાજી ન હો તો હું એકલો જઈશ, પણ એ કામ કર્યા વગર હું રહેવાનો નથી." આનો આ પ્રમાણેનો ઉત્સાહ જોઈને તેઓ પણ ઉશ્કેરાયા અને એની પાછળ પાછળ રહીને **પાંડવોની** નવી છાવણી આગળ તેઓ ગયા.

એ બે જણા નવી છાવણીના દરવાજા આગળ ધનુષ્ બાણ લઈને ઊભા રહ્યા, અને ભયહીન તથા ભયાનક અશ્વત્થામા છૂપી રીતે છાવણીની અંદર દાખલ થયો. પ્રથમ એ જ્યાં આગળ ધૃષ્ટદ્યુમ્ન સૂતો હતો તે તંબુમાં દાખલ થયો અને તે ભર નિદ્રામાં હતો તે વખતે તેને ગુગળાવીને એણે મારી નાંખ્યો. બિચારા ધૃષ્ટદ્યુમ્નને ચીસ પાડવા જેટલો પણ વખત એણે મળવા દીધો નહીં. પછી એણે **શિખંડીને** અને પછી **પાંડવોના** પાંચે પુત્રોને એણે મારી નાંખ્યા. આ વખતે ભારે શોરબકોર થઈ રહ્યો, પણ ચોકીપ્હેરો કરનારાઓને કે લડવૈયાઓને ખરી વસ્તુસ્થિતિ વિષે કંઈ પણ સમજણ પડી નહીં. અશ્વત્થામાએ અનેક માણસો, હાથીઓ, અને ઘોડાઓને મારી નાંખ્યાં, અને ત્રાસ પામીને લોકોએ શસ્ત્રહીન દશામાં ન્હાસભાગ કરવા માંડી. પ્રવેશદ્વાર આગળ ઊભેલા ધનુર્ધારીઓ પોતાનું કામ ચોક્કસ કરતા રહ્યા, અને હજારો માણસો આ પ્રમાણે અશરણ સ્થિતિમાં મૃત્યુને આધીન થયા.

તેણે અશ્વત્થામાના વૈરને માટે ઘણા શોક અને ક્રોધવાળાં વચનો ઉચ્ચાર્યાં, અને કહ્યું કે "એનો વધ નહીં થાય ત્યાં સુધી હું અન્નને અડકવાની નથી **ભીમ**! તમારું બળ સૌથી વધારે છે મ્હારા નિર્દોષ છોકરાઓનો વધ કરનારને તમે મારી આવો!" **ભીમ**, એનો હમેશનો રક્ષણકર્તા, તે એની ઇચ્છાને આધીન થયો, અને **નકુલ**ને પોતાના સારથિ તરીકે લઈને તરતજ એ અશ્વત્થામાની શોધને માટે નીકળી પડયો યુધિષ્ઠિર અને અર્જુનને લઈને કૃષ્ણ બીજા રથમા એની પાછળ ગયા **ભીમ** અને **નકુલે** ગંગાનદીના કિનારા ઉપર એ બ્રાહ્મણને ન્હાતા જોયો અને તરતજ યુદ્ધની તૈયારી થઈ ગઈ કારણ કે એણે પણ પોતાનુ ધનુષ્ તૈયાર કરી દીધુ એટલામાં કૃષ્ણ અને અર્જુન આવી પહોંચ્યા તેમણે એ લડાઈ થતી અટકાવી. અશ્વત્થામા એ **પાંડવો**ના ગુરનો એકનો એક પુત્ર હતો તેનો વધ કરવો એવી તેઓની ઇચ્છા ન્હોતી તેને તાબે કર્યાની નિશાની તરીકે, તેના માથા ઉપરનુ કીમતી મણિ તેની પાસેથી લઈ લેવુ અને પછી તેને જવા દેવો એ તેઓને વધારે યોગ્ય લાગ્યુ નિર્દોષ માણસોના, ન્હાના બાળકોના ભર નિદ્રામા એણે ખૂન કર્યાં હતા સહુ કોઈ એને ધિક્કારતુ હતુ એના અપકૃત્યોને માટે એનો આત્મા એને હમેશા ડંખ્યા કરે એજ સ્થિતિ એને લાયકની હતી અશ્વત્થામા પોતાનુ મણિ આપીને વિદાય થયો પાછે **પાંડવો** દ્રૌપદીની પાસે

મરણ પામેલાઓની ધર્મક્રિયા કરવાને માટે હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યાં. યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રની પાસે ગયો અને નમસ્કાર કર્યો. ધૃતરાષ્ટ્ર વૃદ્ધ હતો, છતાં બળવાન્ હતો. તેણે ક્રોધના આવેશમાં એવો વિચાર કર્યો કે "ભીમને સજ્જડ ભેટીને હું ક્ચરી નાંખુ." પણ કૃષ્ણ એનો વિચાર સમજી ગયો અને ધૃતરાષ્ટ્રનું કંઈ વળ્યું નહીં. યુધિષ્ઠિર ગાંધારીની પાસે ગયો તે વખતે તેણે જોયું તો ગાંધારી તેને શાપ દેવાની તૈયારી કરતી હતી. તે વખતે યુધિષ્ઠિરે તેને કહ્યું કે "હજારો માનવ પ્રાણીઓનો વિનાશ કરનાર એવો હું ત્હારા શાપનેજ લાયક છું. મ્હારા વૃદ્ધો વિદાય થયા છે, મ્હારા મિત્રો મરી પરવાર્યા છે, મ્હારા સંતાનો સિધાવ્યા છે. એવું કંઈ પણ રહ્યું નથી કે જેને માટે મ્હને જીવવાનો લોભ થાય":—

"पुत्रहंता नृशंसोऽहं तव देवि युधिष्ठिरः ।
शापार्हः पृथिवीनाशे हेतुभूतः शपस्व माम् ॥
न हि मे जीवितेनार्थो न राज्येन धनेन वा ।
तादृशान् सुहृदो हत्वा मूढस्यास्य सुहृद्द्रुहः॥"

આ વચનો સાંભળ્યા પછી ગાંધારીનો ક્રોધ શાન્ત થઈ ગયો અને દ્રૌપદીને દિલાસો આપીને તેણે નીચે પ્રમાણે કહ્યું:—

"मैवं पुत्रीति शोकार्ता पश्य मामपि दुःखिताम् ।"

"દ્રૌપદી, તું શોક કરીશ નહીં. હું પણ કેટલી દુઃખી છું તેનો તું વિચાર કર. મ્હારા સોએ સો પુત્રો મરણ પામ્યા છે." પોતાના છોકરાઓને જય મળ્યો તેથી અલબત્ત કુન્તીને આનન્દ થયો, પણ દ્રૌપદીએ એને પૂછ્યું કે

"आर्ये पुत्राः क ते सर्वे सौभद्रसहिता गताः।
न त्वां तेऽद्याभिगच्छन्ति चिरं दृष्ट्वा तपस्विनीम्॥"

"આર્યે ! ત્હમારા બાળકો સર્વે ક્યાં છે ? રે ! સુભદ્રાનો પુત્ર અભિમન્યુ ક્યાં છે ? લાંબા વખત પછી મળવાથી હર્ષઘેલાં બની જેઓ તેઓ ત્હમારી તરફ દોડી આવતાં નથી ! તેઓ ત્હમારી પાસે બેસીને રમતાં નથી !" ટૂંકામાં વિલાપ અને એકબીજાને દિલાસો એ સિવાય બીજું કંઈ પણ એ

સ્થળે જોવામાં આવતું હોતું ગંગા નદી આગળ મધળી મૃત્યુક્રિયાઓ થઈ રહી ત્યાર પછી આગળ ધૃતરાષ્ટ્ર અને પાછળ પાચે ભાઈઓ એ પ્રમાણે સર્વએ ચાલવા માંડયું યુધિષ્ઠિર નગરમાં દાખલ થવાને અશક્ત હતો તે ઘણોજ ખિન્ન થયો હતો પોતાનુંજ કુટુમ્બ નહીં પણ દરેક ક્ષત્રિયનું કુટુમ્બ પાયમાલ જેવું થઈ ગયું હતું એ જોઇને એને ઘણું લાગી આવ્યું એણે પોતાના ભાઈઓ પોતાની સ્ત્રી, પોતાના મિત્રો સર્વને પોતાની પાસે બોલાવ્યા અને સમાગ તજી રહેવાને માટે એણે તેઓની રજા માગી આ વખતે યુધિષ્ઠિરની આગળના વખતમાં ૧૬ રાજાઓ રહેલા થઈ ગયા હતા, તેઓએ અશ્વમેધ કરીને પોતાના રાજ્યનો યશ રહેવો વધાર્યો હતો, અને આટલો વૈભવ છતાં આખરે તેઓએ કેવો સમાગનો ત્યાગ કર્યો હતો એ સઘળું આખ્યાન કૃષ્ણે તેને કહી સમજાવ્યું અર્જુન, ભીમ, અને દ્રૌપદી એ સર્વએ એને સ્મરણ કરાવ્યું કે " વનવાસ દરમ્યાન તમે વચન આપ્યું છે કે આ દુખના દિવસ ગયા પછી આપણે સાથે રહીને સુખ ભોગવીશું માટે તમે સન્યાસનો વિચાર કરો તે યોગ્ય નથી ' આખરે એને કબુલ કરવું પડ્યું અને વિજયના ઠાઠમાઠ સાથે એણે નગરમાં પ્રવેશ કર્યો પણ પ્રજાજનોમાથી કેટલાક દુર્યોધનના મિત્રો હતા તેઓ એના તરફ દ્વેષની નજરથી જોતા હતા એ જતો હતો તે વખતે એક ચાર્વાક નામનો માણસ બોલી ઊઠયો કે "ત્હારા પોતાના કુળનો નાશ કરનારા ! ત્હને શરમ છે ! આવી રીતે જીવવું તેના કરતા મરવું એજ બહેતર છે" પણ યુધિષ્ઠિર રાજા પોતાની અસાધારણ મિઠાશને લીધે સર્વ પ્રકારના વિરોધને શમાવી દેનો હતો તે કહેતો હતો કે " હું સર્વને નન્દન કરું છું દુખમાં ગરકાવ થઈ ગયલો એવો હું તિરસ્કારના કરતા દયાને પાત્ર વિશેષ છું " પણ પ્રજાજનોમાંથી ઘણા એવા હતા કે જેઓ ખરા અંતઃકરણથી યુધિષ્ઠિર રાજાને આશીર્વાદ આપતા હતા આગળ ચાલતા યુધિષ્ઠિરે દુર્યોધનના મહેલમાં પોતાનો મુકામ રાખ્યો અને ત્યાં આગળ એણે તથા દ્રૌપદીએ રાજ્યના મુકુટ ધારણ કર્યા શ્રીકૃષ્ણે પોતે એ બેઉના મસ્તક ઉપર પવિત્ર પાણી વડે પ્રોક્ષણ કર્યું અને તેમનો રાજ્યાભિષેક કર્યો બ્રાહ્મણોએ મ્હોટે અવાજેથી વેદના મન્ત્રો ભણીને આશીર્વચનો કહ્યા અને છેવટે એના ગુણની પ્રશંસાના

ગાન ગાયાં. પછી યુધિષ્ઠિરે એકઠા થયલા પ્રજાજનો સમક્ષ નીચે પ્રમાણેનાં વચનો કહ્યાં—

"धन्याः पांडुसुता नूनं येषां ब्राह्मणपुंगवाः ।
तथ्यान्वाप्यथवाऽतथ्यान्गुणानाहुः समागताः ॥
धृतराष्ट्रो महाराजः पिता मे दैवतं परम् ।
शासनेऽस्य प्रिये चैव स्थेयं मत्प्रियकांक्षिभिः ॥
यदि चाहमनुग्राह्यो भवतां सुहृदां तथा ।
धृतराष्ट्रे यथापूर्वं वृत्तिं वर्तितुमर्हथ ॥"

"પાંડુપુત્રો ખરા ભાગ્યશાળી કે તેમની અત્રે એકઠા થયલા દ્વિજવરો આટલી પ્રશસા કરે છે (એ પ્રશંસાને તેઓ લાયક છે કે નહીં એ પ્રશ્ન જુદો છે). મહારાજ ધૃતરાષ્ટ્ર, મ્હારા પિતા, તે મ્હાક પરમ દૈવત છે. મ્હારૂં પ્રિય જેઓ ઇચ્છતા હોય તેઓએ એની આજ્ઞામાં રહેવું. મ્હને જેઓ ખુશ કરવા માંગતા હોય તેઓએ અગાઉ જેવી રીતે ધૃતરાષ્ટ્રની સાથે વર્તતા હતા તેવીજ રીતે હવે પણ વર્તવું." ત્યાર પછી હસ્તિનાપુરમાં યુધિષ્ઠિરનુ ધર્મરાજ્ય ચાલ્યુ. રામના રાજ્યની પેઠે એ રાજ્યમાં પણ પ્રજાનુ કલ્યાણ એ તરફજ રાજાનું લક્ષ રહેતું હતું.

થોડા દિવસ પછી યુધિષ્ઠિર પાછો કુરુક્ષેત્રમાં ગયો. ત્યાં આગળ ભીષ્મપિતામહ બાણશય્યા પર સૂતા સૂતા ઉત્તરાયણની રાહ જોતા હતા. સેંકડો ઋષિઓ અને રાજાઓ યુધિષ્ઠિરની સાથે હતા. કૃષ્ણ પણ એની સાથે હતો. યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને આદરપૂર્વક નમસ્કાર કર્યા અને તેની તબીયત વિષે સમાચાર પૂછ્યા. પછી રાજાના ધર્મો, આપત્તિને પ્રસંગે પાળવાના ધર્મો, અને સન્યાસના ધર્મો એ સર્વ વિષે યુધિષ્ઠિરે ભીષ્મને પૂછ્યું. યુધિષ્ઠિરે જે પ્રશ્નો પૂછ્યા તેના જવાબમાં ભીષ્મે શું કહ્યુ તે શાન્તિપર્વ અને અનુશાસનપર્વમાં આપવામાં આવ્યું છે. એ બે પર્વો ઉપરથી તે વખતની સમાજસ્થિતિ અને તે વખતના ધર્મ તથા ફિલસુફીના વિચારો સમ્બન્ધી આપણને ઘણી ઉપયોગી માહિતી મળે છે. ભીષ્મે યુધિષ્ઠિરના સઘળા પ્રશ્નોના ઉત્તર આપ્યા અને એની સઘળી શંકાઓનું સમાધાન કર્યું ત્યાર

પછી "ભૂતકાળ માટેનો શોક તમે ભૂલી જજો અને મહાશ્રમપૂર્વક લડાયલી લડાઈનુ ફળ તમે ભોગવજો" એવી સલાહ આપીને એને વિદાય કર્યો. ઉત્તરાયણનો મગલ સમય આવી પહોંચ્યો એટલે ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને ફરીથી બોલાવ્યો અને શાન્તિપૂર્વક ઈશ્વરચિન્તન કરતાં કરતાં એણે પોતાના પ્રાણ છોડી દીધા. એની પાછળ રહેલા સમ્બન્ધીઓએ વિધિપૂર્વક એની મરણક્રિયાઓ કરી.

હવે યુધિષ્ઠિરે પોતાના પાપની શુદ્ધિ અર્થે અશ્વમેધ કરવાનો વિચાર કીધો. પણ એ યજ્ઞ કરવાને માટે જે દ્રવ્ય જોઈએ તે ક્યાંથી લાવવુ ? હિન્દુસ્તાનના જુદા જુદા રાજાઓ પાસેથી પૈસા કઢાવી શકાય એમ એનાથી બને એવું નહોતું, કારણ કે અત્યાર સુધીમાં એ રાજાઓ ઉપર ઘણી આફત પડી ચૂકી હતી. વ્યાસે એને એવી સલાહ આપી કે "તમે હિમાલય પર્વત ઉપર જાઓ. ત્યાં મરુત્તે યજ્ઞ કર્યો તે વખતનું અઢળક ધન ભર્યું છે." આ ઉપરથી સઘળા ભાઈઓ હિમાલય ઉપર ગયા અને ત્યાં શિવજીને પ્રસન્ન કરીને તેઓ દ્રવ્ય લઈ આવ્યા.

તેઓની ગેરહાજરી દરમ્યાન અભિમન્યુની સ્ત્રી ઉત્તરાએ એક મરેલા બાળકને જન્મ આપ્યો. ઘણું કરીને એ બાળક ૭ મહીનાનું હતું અને એની માતાએ અભિમન્યુના મરણની ખબર સાંભળી તે ઉપરથી તેના હૃદયને જે આઘાત થયલો તેને પરિણામે એનો અકાળે પ્રસવ થયો હતો. વંશવૃદ્ધિની જે ઝાંખી સરખી પણ આશા હતી તે આ પ્રમાણે નાશ પામી અને પાંડવોના અંતઃપુરમાંથી હુમકે હુસકાં ભરીને રડતી સ્ત્રીઓનો અવાજ સંભળાવા લાગ્યો. શ્રીકૃષ્ણ ત્યાં આગળ અશ્વમેધને માટે આવ્યા હતા તેને પોતાની બ્હેન સુભદ્રા, પોતાની ફોઈ કુન્તી, દ્રૌપદી, અને ઉત્તરા એ સર્વના વિલાપ સાંભળીને ઘણું લાગી આવ્યું. તેણે પેલા મુવેલા બાળકને પોતાના ખોળામાં લીધુ અને નીચે પ્રમાણેનાં વચનો કહ્યાંઃ-

"नोक्तपूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन ।
न च युद्धात्परावृत्तस्तथा संजीवतामयम् ॥
यथा मे दयितो धर्मो ब्राह्मणश्च विशेषतः ।
अभिमन्योः सुतो जातो मृतो जीवत्वयं तथा ॥

**यथाहं नाभिजानामि विजये तु कदाचन ।**
**विरोधं तेन सत्येन मृतो जीवत्वयं शिशुः ॥"**

"જો હું કદી મશ્કરીમાં પણ જૂઠું ન બોલ્યો હોઉં તો આ બાળક જીવતો થાઓ ! જો ધર્મ મ્હને વ્હાલો હોય અને જો બ્રાહ્મણ ઉપર મ્હારી વિશેષ પ્રીતિ હોય તો આ અભિમન્યુનો જન્મેલો પુત્ર જીવતો થાઓ ! જો હું વિજયને સમયે કદી વિરોધભાવ ન રાખતો હોઉં તો તે સત્ય વડે કરીને આ મરેલો બાળક પાછો સજીવન થાઓ !"

**શ્રી**કૃષ્ણ **ભ**ગવાને આ શબ્દો ઉચ્ચાર્યા એટલે તરતજ તે બાળકમાં ધીરે ધીરે શ્વાસ આવવા લાગ્યો અને અંતઃપુરની સ્ત્રીઓના આનન્દનો કંઈ પણ પાર રહ્યો નહી. આવી રીતે કૃષ્ણની યોગશક્તિ વડે જે બાળક જીવતો થયો તેનું નામ "પરિક્ષિત્".

**પ**રિક્ષિત્ એક માસનો થયો એટલામાં સુવર્ણ રત્ન વગેરેનો અઢળક ભંડાર લઇને **હિ**માલય પર્વત ઉપરથી **પાં**ડવો પાછા આવ્યા. કૃષ્ણના છેલ્લા સ્નેહકૃત્ય વિષે જ્યારે તેઓને ખબર પડી ત્યારે તેઓના આનન્દનો પાર રહ્યો નહીં અને હંમેશના હિતકર્તા તરીકે તેઓ તેને પૂજવા લાગ્યા. પછી તરત યજ્ઞ માટેની તૈયારીઓ થવા માંડી. એક અશ્વને છૂટો મૂકવામાં આવ્યો અને તેનું રક્ષણ કરવાનું કામ **અર્જુ**નને સોંપવામાં આવ્યું. મહાભારતની લડાઈમાં પ્રખ્યાત થયલા વીર પુરુષની સાથે તકરારમાં ઉતરે એવા સમર્થ રાજાઓ ઘણા થોડા હતા, અને જેઓ એવા સમર્થ હતા તેઓ પણ ખુશીથી એને તાબે થયા. તોપણ **અર્જુ**નના આ પર્યટન વિષે અર્વાચીન કવિઓએ જાણે બીજું મહાભારતજ રચ્યું છે અને જૈમિનિનું "અશ્વમેધ" નામનુ કાવ્ય તે આનુ ઉદાહરણ છે. **અશ્વમેધ**નો ઘોડો **હ**સ્તિનાપુરમાં પાછો આવ્યો ત્યારે યુધિષ્ઠિરને ઘણી ખુશાલી થઈ અને એ નિમિત્તે દરબારમાં એણે ઘણી કીમતી ભેટો આપી. એ અને એની રાણીએ પછી તરત યજ્ઞની દીક્ષા લીધી. બ્રાહ્મણોએ અશ્વનો વધ કર્યો અને શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે અશ્વના આંતરડાંને હવિ તરીકે અગ્નિમાં નાંખ્યાં. એમાંથી જે પવિત્ર ગંધ નીકળી તેનો યુધિષ્ઠિર અને એના ભાઈઓએ તેમજ ત્યાં હાજર

બ્રાહ્મણોએ સત્કાર કર્યો. યજ્ઞ પૂરો થયા પછી યુધિષ્ઠિરે કહ્યું કે "અશ્વમેધ જેવા મહાયજ્ઞમાં પૃથ્વી એજ દક્ષિણા કહી છે. અર્જુને એ પૃથ્વી જીતી છે અને હું એ પૃથ્વી વ્યાસને આપુ છું. વ્યાસ અને બ્રાહ્મણો સૌ એ પૃથ્વીને માંહોમાંહે વેચી લો. હું મ્હારા ભાઈઓ અને સ્ત્રીને સાથે લઈને વનવાસ કરવાની ઇચ્છા રાખું છુ." દ્રૌપદી અને પાંડવોએ પણ આ વિચારમાં પોતાની સંપૂર્ણ સંમતિ બતાવી, તે જોઈને હાજર રહેલાં સર્વે માણસો આશ્ચર્યથી ચકિત થયાં. વ્યાસે પાંડવોની ઉદારતા અને સાધુતાનાં વખાણ કર્યાં અને કહ્યું કે "ત્હમે મ્હને પૃથ્વી આપી છે તે હુ ત્હમને પાછી આપુ છું અને એનો નિષ્ક્રય ત્હમે મ્હને આપો." પછી કરોડ કરોડ એટલા સુવર્ણના સિક્કાઓ યુધિષ્ઠિર તરફથી આપવામાં આવ્યા અને તે ઉપરાંત યજ્ઞને માટે ખાસ બનાવેલાં સુવર્ણનાં પાત્રોનુ પણ દાન કરવામાં આવ્યું. આ સઘળું દ્રવ્ય બ્રાહ્મણોમાં વ્હેંચાયું. પાંડવોની ઉદારતાનાં વખાણ કરતા કરતા અને આશીર્વાદ આપતા આપતા બ્રાહ્મણો દ્રવ્યના ગાંસડા બાંધી બાંધીને હસ્તિનાપુરથી પોતપોતાને ઘેર ગયા. વ્યાસે પોતાનો ભાગ કુન્તીને આપ્યો અને તેણે તે ધર્માદા આપ્યો. આ પ્રમાણે યુધિષ્ઠિરનો અશ્વમેધ પૂરો થયો. પાંડવોના પાછલા જીવનનો એક ઉજ્જવળ બનાવ એકલો આજ હતો. એ યજ્ઞપ્રસંગે હજારો માણસોને રોજ કીમતી ખાનપાન આપવામાં આવતાં હતાં. નાના પ્રકારનાં ધન વડે કરીને એ યજ્ઞ શોભતો હતો. દારૂ વગેરે પદાર્થોનો દરિયો જાણે એ યજ્ઞમાં ઉછળતો હતો.

"बह्वन्नधनरत्नौघः सुरामैरेयसागरः ॥"

ખરેખર, જુદા જુદા દેશના લોકો એકસરખી રીતે એ યજ્ઞનાં વખાણ કરી રહ્યા હતાઃ–

"कथयन्ति स्म पुरुषा नानादेशनिवासिनः ॥"



## પ્રકરણ ૧૧ મું.

### પછી શું થયું ?

મહાભારતમાં જણાવ્યું છે કે યુદ્ધ પછી ૩૬ વર્ષ સુધી પાંડવોએ હસ્તિનાપુરમાં રાજ્ય કર્યું; પણ નિકટમાં નિકટનાં સગાંસમ્બન્ધીઓના મરણથી ખિન્ન થયલા પાંડવોએ એટલાં બધા વર્ષ સુધી રાજ્યસુખ ભોગવ્યું હોય એ બહુ અસંભવિત જણાતું નથી. ધૃતરાષ્ટ્ર તરફ બહારથી ઘણું માન બતાવવામાં આવતું હતું, પણ ખરું જોતાં કોઈને પણ ક્ષમા ન આપે એવી પ્રકૃતિના ભીમ તરફથી એને ઘણાં અપમાન સહન કરવાં પડતાં અને કેટલીક વખત તો દિવસોના દિવસો સુધી એને ભૂખ્યા રહેવું પડતું. આ કારણથી સાચા ક્ષત્રિયને શોભે એવો એણે વનમાં ચાલ્યાં જવાનો નિશ્ચય કીધો અને યુધિષ્ઠિરને એણે એ નિશ્ચયની ખબર આપી. યુધિષ્ઠિરનું ચિત્ત પહેલેથીજ વ્યગ્ર તો બન્યું હતું તેમાં આ સમાચાર મળવાથી તેને ઘણો સખ્ત આઘાત થયો. ધૃતરાષ્ટ્રને પોતાનો વિચાર છોડી દેવાનું સમજાવ્યું એ કરી શક્યો નહીં, અને એની એક બાજુએ ગાંધારી અને એક બાજુએ કુન્તી અને પાછળ વિદુર અને સંજય એવી સ્થિતિમાં એ આંધળો રાજા હસ્તિનાપુરથી ચાલ્યો ગયો અને પાંડવો તથા એની પ્રજા પાછળ વિલાપ કરતાં રહ્યાં. પાંડવોએ કુન્તીને વિનંતિ કરી કે "તમે પોતે યુદ્ધ કરવાના ધર્મનું અમને ભાન કરાવ્યું છે, યુદ્ધ કરવાને માટે તમારી તરફથીજ અમને પ્રોત્સાહન મળ્યું હતું, માટે તમે અમારી સાથે રહો અને યુદ્ધનું ફળ ભોગવો." પણ તે દૃઢ ચિત્તની સ્ત્રીએ જવાબ વાળ્યો કે "તમે ભીખ માંગતા ન થાઓ એટલું હું ઇચ્છતી હતી અને તેથીજ તમને મ્હેં યુદ્ધ કરવાની સલાહ આપી હતી. મ્હે એ સલાહ મ્હારા પોતાના સ્વાર્થને માટે ન્હોતી આપી. મ્હેં મ્હારા પતિના વખતમાં પૂરતું સુખ ભોગવ્યું છે એટલે હવે કંઈ પણ સુખ મેળવવાની મ્હને તૃષ્ણા નથી." આ પ્રમાણે તેણે કહ્યું અને દ્રૌપદીના આગ્રહ અથવા અશ્રુબિન્દુઓને ન ગણકારતાં તે ચાલી નીકળી. છતાં પડતી વખતે એણે પોતાના પુત્રોને જે શિખામણ આપી તે ઘણીજ રૂડી અને અર્થઘનતાવાળી હતી:—

"धर्मे ते धीयतां बुद्धिर्मनस्ते महदस्तु च ॥"

(ધર્મ ઉપર ત્હારી શ્રદ્ધા હજો ! ત્હારૂં મન હમેશા મ્હોટું રહેજો !)

અશ્વમેધ પછી થોડા વર્ષમાં જ ધૃતરાષ્ટ્રે વનવાસ કીધો હોવો જોઈએ મહાભારતમાં લખ્યું છે તે પ્રમાણે ૧૮ વર્ષ સુધી એણે દુઃખ વેઠ્યાં કીધું હોય અને ત્યાર પછી વનમાં જવાનું વિચાર્યું હોય એ સુસંભવિત જણાતું નથી એના ગયા પછી બે ત્રણ મહીને એવા સમાચાર આવ્યા કે હિમાલય પર્વત ઉપર મ્હોટો દાવાનળ સળગ્યો તેમાં એ મરણ પામ્યા. સઘળા ભાઈઓ આ સમાચાર સાંભળીને અત્યન્ત દિલગીર થયા અને શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે તેઓએ સઘળી મરણક્રિયાઓ કરી

આ પછી કેટલાક વર્ષ રહીને—હાલના મહાભારતમાં લખ્યું છે તે જો ખરૂં ગણીએ તો ૧૫ વર્ષ રહીને—યાદવકુળનો વિનાશ થયાના અને શ્રી કૃષ્ણનું મરણ થયાના સમાચાર આવ્યા યાદવ લોકો ઘણા તોફાની હતા અને તેઓને દારૂ પીવાનું વ્યસન પણ લાગેલું હતું એક વખતે દારૂની લ્હેરમાં સાત્યકિએ કૃતવર્માની મશ્કરી કરી અને પાંડવોની છાવણી ઉપર એમ એક રાત્રે તૂટી પડવાનું કૃત્ય જેનું પ્રપંચી હતું તે વિષે ટીકા કરી કૃતવર્માએ આ ટીકાનો કરડો જવાબ આપ્યો અને સાત્યકિએ ભૂરિશ્રવાને માર્યો હતો તે પણ દગાથીજ માર્યો હતો એ વાતનું સ્મરણ કરાવ્યું બન્ને વચ્ચે ખૂબ ટપાટપી થઈ અને બન્નેએ પોતપોતાની તરવારો મ્યાનમાંથી બહાર કાઢી બેહડો માણસો આ બે લડવૈયાઓના ભેગા યુદ્ધમાં દાખલ થયા અને એકેકને હાથે વઢાઈને મરણ પામ્યા કૃષ્ણે પોતે પોતાના છોકરાઓને મારી નખાયલા જોયા એટલે યુદ્ધમાં એ પણ સામેલ થયા અને ઘણા લડવૈયાઓને એણે મારી નાખ્યા આખર એ સ્થળ આગળથી એ ખસી ગયા અને એક ઝાડની નીચે બેસીને એ ધ્યાન ધરતા હતા તેવામાં એક શિકારીનું તીર એના પગને તળિએ વાગ્યું અને એ મરણ પામ્યા બળરામનું મરણ પણ એવીજ રીતે થયું યાદવોએ માંહોમાંહે જે ખુનરેજી ચલાવી હતી તેનો દાખલો લઈને બીજી પ્રજાઓ પણ એવું કરવાને ઉશ્કેરાઈ હોય એ સ્વાભાવિક છે એવી કેટલીક સ્થાનિક પ્રજાઓ તરફથી બળરામના ઉપર હુમલા કરવામાં આવ્યા અને તેનું મરણ થયું

યાદવ લોકોએ મહાભારતના જેવોજ વિનાશકારી બળવો જગાવ્યો હતો અને એ બળવાને અન્તે શહેરમાં એકલાં બૈરાંછોકરાંઓજ જીવતાં રહ્યાં હતાં એ વાતની પાંડવોને ખબર પડી ત્યારે તેઓને ઘણી ચિન્તા થઈ, અને એ અનાથ બૈરાંછોકરાંઓની સંભાળ લેવાને માટે અર્જુન તરત દ્વારિકા તરફ દોડયો. ત્યાં આગળ સર્વેએ પોતાના બચાવનાર તરીકે એને આવકાર આપ્યો, અને સર્વેને સાથે લઈને એ હસ્તિનાપુર પાછો આવવા નીકળી પડયો. પંજાબ આગળ પ્હોંચતાં (એણે લાંબો રસ્તો પસંદ કર્યો હોય એમ જણાય છે) કેટલાક જંગલી લોકોએ એના ઉપર હુમલો કર્યો. એના સાથમાં જે સ્ત્રીઓ હતી તેમના સૌન્દર્યથી અને તેમની સમૃદ્ધિથી લલચાઈને એ જંગલી લોકો પોતાના દંડુકા લઈને એની પાછળ પડયા. મહાભારતમાં જણાવ્યું છે કે અર્જુનનાં બાણ કદી પણ નિષ્ફળ ન જાય છતાં આ વખતે તે નિષ્ફળ ગયાં અને આ વખતે દિવ્ય અસ્ત્રોનું પણ એને કંઈ સ્મરણ રહ્યું નહીં. પોતાના ધનુષ્યને દંડુકા તરીકે વાપરીને એ ઘણી બહાદુરીથી લડયો, તોપણ પેલા જંગલી લોકો એના સાથમાંની ઘણી સ્ત્રીઓને લઈ ગયા. ખરેખર કેટલીક સ્ત્રીઓ તો એ લોકોની સાથે પોતાની રાજીખુશીથી ગઈ! સત્યનો પ્રેમ ધરાવનાર વ્યાસજીનું વચન આ પ્રમાણેનું છે. સત્ય હકીગત એણે છુપાવી નથી, અને એ હકીગત એવી છે કે તે જાણ્યા પછી અંતઃપુરમાં અનેક સ્ત્રીઓ રાખવાના અનિષ્ટ રિવાજ વિષે કંઈ પણ વિશેષ ટીકા કરવાની જરૂર રહેતી નથી.

પાંડવોને આ દુનિયાની સાથે જોડનારી જે છેલ્લામાં છેલ્લી સાંકળ હતી તે શ્રીકૃષ્ણના મરણથી તૂટી ગઈ, અને ધર્મરાજાએ અર્જુનને કહ્યું કે સઘળાં માણસો, પછી તે ઊંચાં હોય કે નીચાં, પણ તે કાળને આધીન છે:–

"कालः पचति भूतानि सर्वाण्येव महामते।"

પ્રકૃતિના હતા. તેઓને ઘરમાં સડ્યાં કરીને મરવું એ પસંદ ન્હોતું. જિંદગીનું કર્તવ્ય જ્યાં સમાપ્ત થયું અને જિંદગી જ્યાં બોજારૂપ લાગવા માંડી કે મહાપ્રસ્થાનને માટે નીકળી પડવું એવી ઘણા હિંમતવાન આર્યોની ટેવ હતી. ધર્મશાસ્ત્રોમાં જણાવેલો એ એક રીતસરનો વિધિજ હતો. પાંડવોએ હસ્તિનાપુરની ગાદી ઉપર પરિક્ષિતને બેસાડ્યો અને કૃષ્ણના ભત્રીજા વજ્રને ઇન્દ્રપ્રસ્થની ગાદી ઉપર બેસાડ્યો. પરિક્ષિત્ એ સુભદ્રાનો પૌત્ર હતો અને વજ્ર એ સુભદ્રાનો ભત્રીજો હતો. એ બેઉ કુમારો ન્હાની વયના હતા તેથી તેઓની સંભાળ રાખવાને માટે સુભદ્રાને તેઓની પાસે રહેવાનું પાંડવોએ કહ્યું. કૃપને પરિક્ષિતના ગુરુ તરીકે અને યુયુત્સુને મંત્રી તરીકે નીમવામાં આવ્યો. છૂટાં પડતી વખતે સુભદ્રાને યુધિષ્ઠિરની શિખામણ એ હતી કેઃ—

"मा चाधर्मे मनः कृथाः ॥"

(અધર્મમાં કદી મન જવા દેવું નહીં)

આખા મહાભારતનો મ્હોટામાં મ્હોટો ઉપદેશ આજ છે.

પાંડવોએ વિધિપ્રમાણે ઇષ્ટિ કરીને પછી પોતાના અગ્નિઓને ગંગા-નદીમાં નાંખ્યા અને પછી તેઓએ ઇશાન દિશા તરફ થઈને પ્રયાણ કરવા માંડયું. દ્રૌપદી તેઓની પાછળ પાછળ ચાલી. તેઓ હિમાલય પર્વતની પેલી તરફ ગયાં, મહા અરણ્ય મૂકીને તેઓ આગળ વધ્યાં, અને આખરે તેઓ-માંથી એકેક પછી એકેક એમ સર્વે મરણ પામ્યાં ત્યાંસુધી તેઓએ આગળ ને આગળ ચાલ્યાંજ કીધું.

પરિક્ષિતના સમ્બન્ધમાં આપણે જોઈ ગયા મહાભારતનું યુદ્ધ પૂરૂં થયું ત્યાર પછી એ ત્રણ મહીના રહીને એનો જન્મ થયો હતો. અને પાંડવોએ મહાપ્રસ્થાન વખતે જે વ્યવસ્થાઓ કરી તે ઉપરથી આપણને ચોખ્ખું માલમ પડે છે કે એ વખતે એની ઉમ્મર ન્હાની હોવી જોઇએ. એ વખતે એની ઉમ્મર ઘણુંખરૂં ૧૬ વર્ષ કરતાં વધારે નહીં હોય એમ જણાય છે. એણે (પરિક્ષિતે) કેટલાં વર્ષ સુધી રાજ્ય કીધું તે સમજી શકાતું નથી. ઘણુંખરૂં આખા હિંદુસ્તાન દેશ ઉપરની સઘળી રાજસત્તા

એના એકલાના હાથમાં હતી. તે છતાં એનુ રાજ્ય નિર્બળ હતુ એ વિષે કંઈ સંશય નથી. **નાગ** નામના લોકોએ એનીજ સ્હામે હુલ્લડ મચાવ્યુ હતુ. **પરિક્ષિત**ના મૃત્યુ વિષેની જે કથા **મહાભારત**માં કહેવામાં આવી છે તે સાદા રૂપમાં નીચે પ્રમાણે મૂકી શકાયઃ–**નાગ**લોકોનો સરદાર **તક્ષક** તે **પરિક્ષિત** રાજાનો જૂનો શત્રુ હતો. **અર્જુન**ને હાથે **ખાંડવ** વનમાં **નાગ** લોકોનો નાશ થયો હતો અને એ દાવાનળમાંથી જે થોડા ઘણા લોકો ન્હાસીને બચી ગયા હતા તેમાનો એક **તક્ષક** હતો. **તક્ષકે** ઘણું કરીને **તક્ષશિલા**માં એક ન્હાનુ રાજ્ય સ્થાપ્યુ. **તક્ષક**ની પ્રજા તે સ્થળમાં વસતી હતી તે ઉપરથીજ તેનુ નામ **તક્ષશિલા** એવુ પડયુ હશે. **મહાભારત**ના યુદ્ધ વખતે એ **તક્ષકે પાંડવો**ની વિરુદ્ધ લડવામાં ભાગ લીધો હોય અને **કર્ણ**ને મદદ આપી હોય એમ જણાય છે, કારણ કે **મહાભારત**માં એવું કહ્યું છે કે **કર્ણે અર્જુન**ની મ્હામાં બાણ તરીકે **તક્ષક**નો ઉપયોગ કર્યો. પણ તે સફળ થયો નહીં. પોતાનું લક્ષ્ય ચૂકી ગયો તેથી **કર્ણે** ફરીથી **તક્ષક**નો ઉપયોગ ન કરવાનો સંકલ્પ કર્યો. **અર્જુન** જ્યાંસુધી જીવતો હતો ત્યાંસુધી વેર લેવાની ઇચ્છામાં **તક્ષક** ફાવ્યો નહીં ત્યારે **તક્ષક** લાગ શોધતો બેસી રહ્યો અને **અર્જુન**ના પૌત્ર ઉપર વેર લેવાનો તેણે વિચાર રાખ્યો. **પરિક્ષિત**ને એક ઋષિનો એવો શાપ હતો કે " સર્પદંશથી ત્હારૂ મૃત્યુ થશે. " આથી **પરિક્ષિતે** જળની અંદર એક મહેલ બંધાવ્યો, તેની અંદર પોતે ભરાઈ રહ્યો, અને ત્યાં કોઈને પણ આવવાની મનાઈ કરી. એક બ્રાહ્મણે એક વખતે **પરિક્ષિત**ને ફળોની ભેટ આપી અને એમાંના એક ફળમાંથી એક ન્હાનું સરખુ જીવડું બહાર નીકળ્યુ તેને **પરિક્ષિતે** મશ્કરીમાં ઉપાડી લીધું અને કહ્યું કે " ઋષિનો શાપ જો ફળવાનો હોય તો આ જીવડું મ્હને કરડે ! " અને ખરેખર પેલુ જીવડું ક્ષણવારમાં **તક્ષક** પોતે બની ગયુ, રાજાને કરડયું, અને પછી આકાશમાં ઊડી ગયુ ! ઘણુંખરૂ **મહાભારત**ની આ કથાનો અર્થ બીજો કંઈ નહીં પણ એટલોજ છે કે **પરિક્ષિત**ને એના પોતાનાજ શહેરમાં ( **હસ્તિનાપુર**માં ) ઘેરી લેવામા આવ્યો હતો અને આખરે **તક્ષકે** બ્રાહ્મણનો વેષ લઈને એના મહેલમાં પ્રવેશ કર્યો અને એને મારી નાંખ્યો.

પરિક્ષિતના મંત્રીએ આ વખતે પોતાની દક્ષતા દાખવી તે તક્ષકની મ્હામે થયો અને તક્ષકને પોતાના રાજ્ય તરફ પાછા વળવાની તેણે ફરજ પાડી. પરિક્ષિતનો બાળક પુત્ર જનમેજય હતો તેને હવે હસ્તિનાપુરની રાજ્યગાદી ઉપર બેસાડવામાં આવ્યો. એ રાજા બહાદુર અને દક્ષતાવાળો હતો. તક્ષકે પોતાના બાપનું કેવી રીતે ખૂન કર્યું હતું તે હકીગત એના જાણવામાં આવી એટલે તેનું અપ્ત વર લેવાનો એણે નિશ્ચય કીધો. તક્ષક અને તક્ષકની પ્રજાનો ઉચ્છેદ કરવાને માટે જનમેજયે જે ભયંકર લડાઈ ચલાવી હતી તેનેજ દંતકથાનું સ્વરૂપ મળવાથી મહાભારતના આદિપર્વમાંનું સર્પસત્રનું આખ્યાન લખાયલું છે. જનમેજયે તક્ષશિલા ઉપર ચઢાઈ કરી અને તે શહેરને તાબે કર્યું. એકેએક નાગને શોધી કાઢીને તેને સર્પસત્રમા હવિ તરીકે નાખવામા આવ્યા. વેદના કર્મકાંડમા સાધારણ રીતે વર્ણવવામા આવ્યા હોય છે તેવી રીતનો આ યજ્ઞ ન્હોતો, પણ જનમેજયને માટે ખાસ એક વિધાન નક્કી કરવામા આવ્યું હતું. એકેક પછી એકેક

કવિનાશાઈ સંભળાવેલી કહેવાય છે. અને એ વાતમાં કંઈ અસંભવિત પણ લાગતું નથી. જે મહાયુદ્ધમાં એનો હાલનો શત્રુ તક્ષક પણ સ્હામા પક્ષમાં રહીને લડ્યો હતો તે યુદ્ધની સવિસ્તર હકીગત જાણવાને માટે જનમેજય ઘણો આતુર હોય એમાં લેશ પણ નવાઈ જેવું નથી. એ મહાકાવ્ય સાંભળ્યા પછી અને છવના રહેલા નાગ લોકને માફી બક્ષીને સર્પસત્ર પૂરો કર્યા પછી જનમેજય તક્ષશિલાથી હસ્તિનાપુરમાં પાછો આવ્યો એવું મહાભારતમાં જણાવેલું છે, તે ઉપરથી મહાભારતનું કાવ્ય પ્રથમ તક્ષશિલામાં ગવાયલું એ ઘણું સંભવિત જણાય છે.

પરિક્ષિતનો પુત્ર જનમેજય ઘણો સમર્થ રાજા હતો એમ માનવાને અનેક કારણો છે. એણે સર્પસત્ર કર્યો હતો એટલુંજ નહીં, પણ અશ્વમેધ પણ કર્યો હતો. હરિવંશમાં એ અશ્વમેધનો વૃત્તાન્ત આપવામાં આવ્યો છે તેમાં જણાવ્યું છે કે હિંદુસ્તાનમાં થયેલો છેલ્લામાં છેલ્લો અશ્વમેધ તે આ હતો. એની પછી અશ્વમેધની બંધી કરવામાં આવી હતી. જનમેજયના વંશજો કોણ કોણ હતા તે પણ હરિવંશમાં ગણાવ્યું છે. લાંબા વખત સુધી રાજ્યની સત્તા એ કુટુમ્બના હાથમાંજ રહી હતી એમ જણાય છે. આખરે હિંદુસ્તાનના રાજ્યકર્તાઓમાંથી પાંડવોનું નામ અદૃશ્ય થઈ ગયું, અને બુદ્ધના દિવસોમાં તો એક પ્હાડી પ્રજા તરીકેજ પાંડવોનું નામ લોકોની જાણમાં રહ્યું. પોતે પાંડવોના વંશજ હોવાનો દાવો કરે એવી રજપૂતની એકજ જાત રહી હતી. તેઓ તુવારના નામથી ઓળખાતા. ઇસ્વીસનના આઠમા સૈકામાં અનંગપાળની સરદારી હેઠળ તેઓએ દિલ્હીના રાજ્યનું પુનઃ સંસ્થાપન કર્યું, અને ૧૨મા સૈકાની શરૂઆત સુધી તેઓએ પોતાની કીર્તિ એવી ને એવી જાળવી રાખી. એ સમયમાં છેલ્લા તુવાર રાજાનો સગો પૃથ્વીરાજ, જે જાતે તુવાર નહીં પણ ચોહાણ હતો, તેને શાહબુદ્દીન

" સૂર્ય કદાચ વિનાશ પામે અને રુપેરી ચન્દ્ર પણ વિનાશ પામે, પરન્તુ પૂરુનો વશ પૃથ્વી ઉપરથી કદી વિનાશ પામશે નહીં "



## પરિશિષ્ટ ૧.

### મહાભારતનો વિસ્તાર.

આદિપર્વના પ્હેલા અધ્યાયમાં, ૧૮ પર્વના અધ્યાય તેમજ શ્લોકોની જે સખ્યા સૌતિએ આપી છે તે અને મહાભારતની મુંબાઈની આવૃત્તિમાં એ અધ્યાય તેમજ શ્લોકોની જે ખરેખરી સંખ્યા થાય છે તે નીચેના પત્રક ઉપરથી માલમ પડશે.

| | | મહાભારતમાં જણાવેલી સખ્યા | | ખરેખરી સખ્યા શી જોવામાં આવે છે. | |
|---|---|---|---|---|---|
| સખ્યા | પર્વ. | અધ્યાય. | શ્લોક. | અધ્યાય. | શ્લોક. |
| ૧ | આદિ | ૨૨૭ | ૮૮૮૪ | ૨૩૪ | ૮૪૬૬ |
| ૨ | સભા | ૭૮ | ૨૫૧૧ | ૮૧ | ૨૭૦૯ |
| ૩ | વન | ૨૬૯ | ૧૧૬૬૪ | ૩૧૫ | ૧૧૮૫૪ |
| ૪ | વિરાટ | ૬૭ | ૨૦૬૭ | ૭૨ | ૨૩૨૭ |
| ૫ | ઉદ્યોગ | ૧૮૬ | ૬૬૯૮ | ૧૯૬ | ૬૬૧૮ |
| ૬ | ભીષ્મ | ૧૧૭ | ૫૮૮૪ | ૧૨૨ | ૫૮૧૭ |
| ૭ | દ્રોણ | ૧૭૦ | ૮૯૦૯ | ૨૦૨ | ૯૫૯૩ |
| ૮ | કર્ણ | ૬૯ | ૪૯૬૮ | ૯૬ | ૪૯૮૭ |
| ૯ | શલ્ય | ૫૯ | ૩૨૨૦ | ૬૫ | ૩૬૦૮ |
| ૧૦ | સૌપ્તિક | ૧૮ | ૮૭૦ | ૧૮ | ૮૧૦ |
| ૧૧ | સ્ત્રી | ૨૭ | ૭૭૫ | ૨૭ | ૮૨૬ |
| ૧૨ | શાન્તિ | ૩૨૯ | ૧૪૭૩૨ | ૩૬૬ | ૧૩૭૩૨ |
| ૧૩ | અનુશાસન | ૧૪૬ | ૮૦૦૦ | ૧૬૯ | ૭૮૩૯ |
| ૧૪ | અશ્વમેધ | ૧૦૩ | ૩૩૨૦ | ૯૨ | ૨૮૫૨ |
| ૧૫ | આશ્રમવાગી | ૪૨ | ૧૫૦૬ | ૩૯ | ૧૦૮૫ |
| ૧૬ | મૌસલ | ૮ | ૩૨૦ | ૮ | ૨૮૭ |
| ૧૭ | મહાપ્રાસ્થાનિક | ૩ | ૩૨૦ | ૩ | ૧૦૯ |
| ૧૮ | સ્વર્ગારોહણ | ૫ | ૨૦૯ | ૬ | ૩૦૭ |
| ૧૯ | ખિલ અને હરિ-વંશ | ... ... | ૧૨૦૦૦ | ... ... | ૧૨૫૮૦ |
| | કુલ્લે. | ૧૯૨૩ | ૯૬૮૩૬ | ૨૧૧૧ | ૯૫૮૨૬ |

ઉપલા પત્રક ઉપરથી જણાશે કે (૧) મહાભારતના ૧૦૦૦૦૦ શ્લોક છે એવું કહેવામાં આવે છે, પણ એ આંકડો આશરા પડતો છે, અને મહાભારતના શ્લોકની સંખ્યા સૌતિની ગણત્રી પ્રમાણે પણ ૧૦૦૦૦૦ થી ઓછી–૯૬૮૨૬ ની–છે, અને (૨) મુંબાઈની આવૃત્તિ જે આપણા જોવામાં આવે છે તેમાં ૯૫૮૨૬ શ્લોક છે, એટલે સૌતિએ જણાવેલી સખ્યા કરતાં પણ એમાં ૧૦૧૦ શ્લોક ઓછા છે.



# પરિશિષ્ટ ૨.

## પેટા પર્વો.

સોતિએ ન્હાનાં પર્વો નીચે પ્રમાણે ગણાવ્યાં છેઃ—

૧—આદિપર્વ, ૧૮.

૧ પૌષ્યનું આખ્યાન. ૨ પૌલોમીનું આખ્યાન. ૩ આસ્તીકનું આખ્યાન. ૪ અંશાવતરણ. ૫ પાંડવોનો જન્મ. ૬ લાક્ષાગૃહનો દાહ. ૭ હિડિમ્બ. ૮ બકાસુરનો વધ. ૯ ચિત્રરથનો મેળાપ. ૧૦ દ્રૌપદીનો સ્વયંવર. ૧૧ લગ્ન. ૧૨ વિદુરનું આગમન. ૧૩ રાજ્યલમ્ભ. ૧૪ અર્જુનનો વનવાસ. ૧૫ સુભદ્રાહરણ. ૧૬ કૃષ્ણ તરફની લગ્નની ભેટો. ૧૭ ખાંડવ વનનો વિનાશ. ૧૮ મયદર્શન.

૨—સભાપર્વ, ૯.

૧ સભાપર્વ. ૨ મન્ત્રપર્વ. ૪ જરાસન્ધવધ. ૩ દિગ્વિજય. ૫ રાજસૂય યજ્ઞ. ૬ અર્ઘાભિહરણ. ૭ શિશુપાલવધ. ૮ દ્યૂતપર્વ. ૯ અનુદ્યૂત (બીજી વારનુ દ્યૂત.)

૩—વનપર્વ, ૨૨.

૧. કિર્મીરવધ. ૨ અર્જુનનુ અભિગમન. ૩ કૈરાત નામનું કૃષ્ણ અને અર્જુનના યુદ્ધનુ પર્વ. ૪ અર્જુનનુ ઇન્દ્રલોકમાં પ્હોંચવું (ઇન્દ્રલોકાભિગમન). ૫ નલોપાખ્યાન. ૬ તીર્થયાત્રા. ૭ જટાસુરવધ. ૮ યક્ષયુદ્ધ. ૯ નિવાતકવચની સાથે યુદ્ધ. ૧૦ અજગરનો મેળાપ. ૧૧ માર્કણ્ડેયસમાસ્યા. ૧૨ દ્રૌપદી અને સત્યભામાનો સંવાદ. ૧૩ ઘોષયાત્રા. ૧૪ સ્વપ્નમાં યુધિષ્ઠિરને મૃગનું દર્શન. ૧૫ વ્રીહિદ્રૌણિક. ૧૬ દ્રૌપદીહરણ. ૧૭ જયદ્રથવિમોક્ષણ. ૧૮ રામોપાખ્યાન. ૧૯ સતી સાવિત્રીનું માહાત્મ્ય. ૨૦ કુણ્ડલાહરણ. ૨૧ આરણેય. ૨૨ ઐન્દ્રદ્યુમ્ન.

૪—વિરાટપર્વ, ૫.

૧. પાંડવોનો વિરાટનગરમાં પ્રવેશ, ૨ સમય (કોલકરાર) નું પાલન ૩ કીચકવધ. ૪ ગોહરણ. ૫ ઉત્તરાનાં લગ્ન.

૫—ઉદ્યોગપર્વ, ૧૧

૧ ઉદ્યોગપર્વ ૨ સંજયયાન ૩ ધૃતરાષ્ટ્રપ્રજાગર ૪ સનત્સુજાત ૫ યાનસન્ધિ ૬ ભગવદ્યાન (વિષ્ટિને માટે ભગવાનનુ જવુ) ૭ સેનાકાન ૮ ઉલૂકદૂતાગમન ૯ રથાતીરથ સખ્યા ૧૦ અમ્બોપાખ્યાન ૧૧ ભીષ્મ અને કર્ણનુ યુદ્ધ

૬—ભીષ્મપર્વ ૫

૧ ભીષ્મનુ અભિષેચન ૨ જમ્બૂખણ્ડવિનિર્માણ ૩ દ્વીપવિસ્તાર કીર્તન ૪ ભગવદ્ગીતા ૫ ભીષ્મવધ

૭—દ્રોણપર્વ, ૮

૧ દ્રોણનુ અભિષેચન ૨ સશપ્તકનો વધ ૩ અભિમન્યુનો વધ ૪ અર્જુનની પ્રતિજ્ઞા ૫ જયદ્રથનો વધ ૬ ઘટોત્કચનો વધ ૭ દ્રોણનો વધ ૮ નારાયણાસ્ત્રનો મોક્ષ

૮—કર્ણપર્વ, ૧

૯—શલ્યપર્વ, ૪

૧ શલ્યનુ મૃત્યુ ૨ દુર્યોધનનુ તળાવમા સતાવુ ૩ ગદાયુદ્ધ ૪ સારસ્વત

૧૦—સૌપ્તિકપર્વ ૨

૧ સૌપ્તિક ૨ ઐષીક

૧૧—સ્ત્રીપર્વ, ૩

૧ જલપ્રદાનિકપર્વ ૨ સ્ત્રીવિલાપ ૩ શ્રાદ્ધપર્વ

૧૨—શાન્તિપર્વ, ૬

૧ રાજધર્મ ૨ આપદ્ધર્મ ૩ મોક્ષધર્મ ૪ ચાર્વાક નિગ્રહ ૫ ધર્મ રાજનો અભિષેક ૬ ગૃહોનો પ્રવિભાગ

૧૩—અનુશાસનપર્વ, ૨

૧ દાનધર્મ ૨ ભીષ્મનું સ્વર્ગારોહણ

૧૪—અશ્વમેધપર્વ, ૨

અશ્વમેધ ૨ અનુગીતા

# પરિશિષ્ટ ૩.

## કૂટશ્લોકો.

આખા મહાભારતમાં કૂટ શ્લોકો સ્થળે સ્થળે દીઠામાં આવે છે, પણ ખાસ કરીને આગલાં પર્વોમાં એવા શ્લોકોની સંખ્યા વધારે હોય છે અને પાછલાં પર્વોમાં ઓછી હોય છે. એવા કૂટ શ્લોકોનાં કેટલાંક ઉત્કટ ઉદાહરણો હમે નીચે આપીએ છિયેઃ—

### આદિપર્વ.

૧. "**नगैरिव सरस्वती.**" અહીં "**सरस्वती**" એ શબ્દનો એવો અર્થ આપવામાં આવ્યો છે કે "જેમાં તળાવ આવ્યું હોય એવો પ્રદેશ."

૨. "**भगनेत्रहरं हरम्.**" અહીં "**भग**" એટલે "કામદેવ," "નેત્ર" એટલે "શરીર," અને "**हरम्**" એટલે "નાશ કરનાર" એવી રીતના અર્થ કરવામાં આવ્યા છે.

૨ "**कामयानमिव स्त्रियस्त्यजन्ति** અહીં "**कामयानम्**" નો અર્થ એવો સમજાવવામાં આવ્યો છે કે "**कामतः यानं यस्य**" એટલે જે સ્વચ્છન્દે ભટકે છે તે.

### સભાપર્વ.

૧ "**मांसतलां भेरीम्.**" "**मांस**" એટલે બાર અને "**तल**" એટલે વ્હેંત. "**मांसतलां भेरीम्**" એટલે બાર વ્હેંત જેટલા વ્યાસવાળું નગારૂં.

૨ "**संग्रामे तारकमये.**"

### વનપર્વ.

૧. "**त्रिदशनाभ्यवर्षन्त दानवग्धा दयाद्रयः।**"

૨. "**पार्थिवपुत्रपौत्रः**"

૩. "**अट्टशूला जनपदाः शिवशूलाश्चतुष्पथाः ।**
**केशशूलाः स्त्रियो राजन् भविष्यन्ति युगक्षये ॥**"

ટીકાકારે આ સ્થળે સમજૂતીને અર્થે નીચેનો શ્લોક ટાંક્યો છેઃ—

"अट्ट मन्नं शिवो वेदः, ब्राह्मणाश्च चतुष्पथाः ।
केशो भगं समाख्यातं शूलं तद्विक्रयं विदुः ॥"

## વિરાટપર્વ.

૧. "सर्वश्वेतेव माहेयी वने जाता त्रिहायनी ।"
"उपतिष्ठत पांचाली वासितेव नरर्षभम् ।"

૨. "नदीजलंकेशवनारिकेतृन्
नगाह्वयो नाम नगारिसूनुः ।
एषोऽगनावेषधरः किरीटी
जित्वा वयं नेष्यति चाद्य गावः॥"

એ પ્રખ્યાત શ્લોક.

૩. "विन्दवो जातरूपस्य शतं यस्मिन्निपातिताः ।
सहस्रकोटिसंवर्णः कस्यैतद्धनुरुत्तमम् ॥"

૪. "शलभा यत्र सौवर्णास्तपनीयविभूषिताः ।"

"सहस्रकोटि "નો ટીકાકારે એવો અર્થ કર્યો છે કે " सहस्र " એટલે બળનાન્ અને "कोटि" એટલે " ધનુષ્યના છેડાઓ. " ત્યાર પછીના શ્લોકમાં " सौवर्ण " એ શબ્દ આવે છે તેનો અર્થ " ચન્દન " એવો આપવામા આવ્યો છે.

## ઉદ્યોગપર્વ.

૧. " एकयाद्वे विनिश्चित्य त्रींश्चतुर्भिर्वशं कुरु ।
पञ्च जित्वा विदित्वा षट् सप्त हित्वा सुखी भव ॥"

૨. " स कृत्वा पांडवान् सत्रं लोकं संमोहयन्निव ।
अधर्मानरतान्मूढं दग्धुमिच्छति ते सुतः ॥"

અહી "सत्र" નો "मिष" એવો અર્થ આપવામાં આવ્યો છે.

૩. " किनाश इव वर्णः "

## ભીષ્મપર્વ.

૧. " तुदन्ति मम गात्राणि माघमासे गवा इव ॥ "

## દ્રોણપર્વ.

૧. " नटनर्तकगांधर्वैः पूर्णकैर्वर्धमानकैः ॥ "

૨. " ततो भागीरथी गङ्गा उर्वशी चाभवत्पुरा ।
दुहितृत्वं गता राज्ञः पुत्रत्वमागमत्तदा ॥ "

૩. " येनयातौ मखमुखौ दिशाशाविह पादपः ।
तेनशास्थातुमिच्छन्ति तं गताश्जनीश्वरम् ॥ "

૪. " कालस्य ग्रसतो योधान् धृष्टद्युम्नेन मोहितान् । "

૫. " एकचक्रमिवार्कस्य रथं सप्तर्षयो हयाः ॥ "

## કર્ણ પર્વ.

૧. " हंसांशुगौरस्ते सेना हंसः शर इवाविशन् । "

૨. " गोवर्धनो नाम वरः सुभद्रं नाम चत्तरम् । "

૩. નીચેનું ઉદાહરણ સૌથી વધારે ખરાબ છે—

" गोकर्णा सुमुखी कृतेन इषुणा गोपुत्रसंप्रेषिता
गोशब्दात्मजभूषणं सुविहितं सुव्यक्तगोऽसुप्रभम् ।
दृष्ट्वा गोगतकं जहार मुकुटं गोशब्दगोपूरि वै
गोकर्णासनमर्दनश्च न ययावप्राप्य मृत्योर्वशम् ॥ "

અહીં " गो " શબ્દ જુદા જુદા અર્થમાં વપરાયો છે.

## શાન્તિ પર્વ.

૧. " चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पञ्चभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु ॥ "

૨. " कोकिलस्य वराहस्य मेरोः शून्यस्य वेश्मनः ।
नटस्य भक्तिमिश्रस्य यच्छ्रेयस्तत्समाचरेत् ॥ "

૩. " तीर्थानां हृदयं तीर्थं शुचीनां हृदयं शुचिः ॥ "

## અશ્વમેધ પર્વ.

૧. " वाराणस्यामुपातिष्ठत् मैत्रेयं स्वैरिणीकुले ॥ "

અહીં ટીકાકારે " स्वैरिणी "નો અર્થ એવો કર્યો છે કે " स्वान् ईरयतीति, धर्माय प्रेरयति मुनिश्रेणिः

# પરિશિષ્ટ ૪.

## ભારતમાં પાછળથી કરવામાં આવેલા ઉમેરાઓ.

વૈશંપાયનના ભારતમાં સૌતિએ પાછળથી જે જે ઉમેરાઓ કરેલા હમને જણાય છે તે આ પરિશિષ્ટમાં દર્શાવવાનો હમારો વિચાર છે.

### આદિપર્વ.

૧. પૌષ્યનું આખ્યાન ચોખ્ખું પાછળથી ઉમેરવામાં આવેલું જણાય છે, કારણ કે એ આખ્યાન તદ્દન અપ્રાસંગિક છે. મહાભારતની વાર્તા સાથે એ આખ્યાનને કંઈ પણ સમ્બન્ધ નથી અને એ આખ્યાન મહાભારતની સાથે અન્ત ભાગમાંજ કૃત્રિમ રીતે જોડી દેવામાં આવ્યું છે. પણ એ જોડાણ થોડી વાર રહીને પાછું તૂટી જાય છે. (અધ્યાય ૩.)

૨. પૌલોમી આખ્યાન પણ અપ્રાસંગિક છે. સૂતનું શૌનકની પાસે આવવાનું થાય છે તે ઉપરથી એ આખ્યાન દાખલ કરવામાં આવ્યું છે અને એની આગળ કંઈ પણ લખાણ આવી ગયું ન હોય તેવી રીતે એ આખ્યાનની શરૂઆત થાય છે. એ આખ્યાન 'અરેબિયન નાઈટ્સ' ની વાર્તા જેવું છે અને ઋષિઓ તરફ ક્ષત્રિયોની પૂજ્યબુદ્ધિ હતી તેની પ્રશંસા કરવી એટલો એ આખ્યાનનો હેતુ છે. (અધ્યાય ૪-૧૨.)

૩. આસ્તીકનું આખ્યાન ફરીથી આપવામાં આવ્યું છે. આ સઘળાં આખ્યાનની રચના હલકા પ્રકારની છે. "**तदागतं ज्वलित**" થી શરૂ થતા શ્લોકોમાં દેવદાનવના યુદ્ધનું વર્ણન આપવામાં આવ્યું છે, તે અપ્રાસંગિક છે અને તેમાં ઝાઝું કવિત્વ પણ નથી. એજ પ્રમાણે વિનતા અને કદ્રુ દરિયા આગળ આવ્યાં અને દરિયો ઓળંગી ગયાં તે વખતે દરિયાનું વર્ણન આપવામાં આવ્યું છે તે પણ અપ્રાસંગિક છે. ઇન્દ્ર અને સૂર્યની જે સ્તુતિઓ આપવામાં આવી છે તેમાં કંઈ પણ ચમત્કાર નથી. જે દેવની સ્તુતિ કરવાની હોય તેનું દરેક વસ્તુની

સાથે તાદાત્મ્ય દર્શાવવુ એની જૂની અને અતિપરિચિત પૃદ્ધતિ પ્રમાણે એ સ્તુતિઓ રચાયલી છે. આ આખ્યાનો એકબીજાની સાથે જોડી દેવામાં આવ્યાં છે. સહજ કથનથી અથવા કોઈ આકસ્મિક પ્રશ્નથી નવા આખ્યાનનો પ્રસગ દાખલ કરવામાં આવ્યો છે.

( અધ્યાય ૧૩–૫૮. )

૪. કશ્યપ અને તક્ષકનુ અને પરિક્ષિતના મૃત્યુનુ આખ્યાન ફરીથી આપવામાં આવ્યુ છે.

૫. 'અંશાવતાર' એ પાછળથી ઉમેરવામાં આવેલુ છે. મહાભારતની લડાઈમાં આગળ પડતો ભાગ લેનારા દરેક પાત્રને કોઈ દેવ અથવા દાનવના અવતાર તરીકે વર્ણવવામાં આવ્યુ છે. અહી જે વિગતો આપવામા આવી છે તે બીજે સ્થળે અ પવામા આવેલી વિગતોથી કવચિત્ કવચિત્ ઉલટી છે.

૧૦. વ્યાસનું આગમન અને પોતાના પુત્રને તજી દેવાની એણે ધૃતરાષ્ટ્રને આપેલી સલાહ એ પાછળથી ઉમેરવામાં આવ્યાં છે અને તેનું કારણ હમે આગળ જણાવી ગયા છિયે.

( અધ્યાય ૧૫૮. )

૧૧. ધૃતરાષ્ટ્રના છોકરાઓનાં નામ બે વખત આપવામાં આવ્યાં છે.

( અધ્યાય ૧૧૫-૧૧૬. )

૧૨. પાંડુએ મૃગનો વધ કર્યાની હકીગત બે વખત આપવામાં આવી છે અને "**સર્વભૂતહિતે કાલે**" એ શ્લોક પણ ફરીવી આપવામાં આવ્યો છે.

( અધ્યાય ૧૧૮. )

૧૩. આકાશમાં દેવતાઓનાં દર્શન અને આકાશવાણી વિષે વારંવાર કથનો કરવામાં આવ્યાં છે તે ઘણુંખરૂ પાછળથી ઉમેરાયલાં હશે. દેવનાઓની અને બીજા સ્વર્ગમાં વસનારાઓની ગણના કરવાનું સામર્થ્ય દર્શાવવાનો પ્રસંગ એ સ્થળોમાં કવિએ ખાસ શોધ્યો જણાય છે.

૧૫. કૃપ અને દ્રોણના જન્મની હકીગત ચમત્કારભરેલી છે. સુન્દર અપ્સરાઓનાં દર્શનથી ઋષિઓના વીર્યનો સ્રાવ થાય અને તેમાંથી પછી કોઈ પ્રકારે મનુષ્યની ઉત્પત્તિ થાય એવી રીતે ઘણુંખરુ પુરાણુમાં મ્હોટા માણસોના જન્મ વર્ણવવામાં આવ્યા છે.

( અધ્યાય ૧૩૦. )

૧૫. હિડિમ્બ અને બકની વાર્તા બાળકથાઓના જેવી છે અને તે પાછળથી ઉમેરાયલી હશે એ ઘણું સંભવિત જણાય છે.

( અધ્યાય ૧૫૪-૧૬૬. )

૧૬. દ્રોણ અને દ્રુપદનું આખ્યાન ફરીથી આપવામાં આવ્યું છે.

૧૭. ગંધર્વ રાજા ગંગા નદીમાં રમતા હતા તેનું આખ્યાન પાછળથી ઘુસાડી દેવાયલું જણાય છે. આ સ્થળે અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપવાની હમેશની યુક્તિ લગાડવામાં આવી છે.

૧૮. યુદ્ધ પછી ગંધર્વ અને અર્જુન સાથે બેસીને એકબીજાને તપતીનું

અને વિશ્વામિત્રનું આખ્યાન કહી સંભળાવે એ હસવા જેવું લાગે છે અને એ આખ્યાનો અહીં આપવામાં આવ્યાં છે તે બરાબર શોભતાં નથી. ( અધ્યાય ૧૭૨–૧૭૫. )

૧૯. વસિષ્ટ અને કલ્માષપાદ અને ભાર્ગવ અને ઔર્વનાં આખ્યાનો તદ્દન અપ્રાસગિક છે. એ આખ્યાનો કંટાળો આવે એવાં લાગે છે અને મુખ્ય વાર્તાના પ્રવાહને વિઘ્નકર્તા થઈ પડે છે.

( અધ્યાય ૧૭૭–૧૮૪. )

૨૦. દ્રૌપદી અનેક પતિને પરણી શકે એ વિચારના સમર્થનમાં વ્યાસ દ્રુપદને જે આખ્યાન કહી સંભળાવે છે તે હમે આગળ બતાવી ગયા છિયે તે પ્રમાણે પાછળથી ઉમેરાયલું છે.

( અધ્યાય ૧૯૮–૧૯૯. )

૨૧. સુન્દોપસુન્દનું આખ્યાન પુરાણનાં આખ્યાનો જેવું છે. શિવનું વરદાન મળ્યાથી ગર્વિષ્ટ બનેલા અસુરો હાથે કરીને પોતાનો વિનાશ આણે છે.

( અધ્યાય ૨૧૧–૨૧૪. )

## સભાપર્વ.

૧. યુધિષ્ઠિરની સભામાં જે ઋષિઓનાં નામ આવે છે તેજ બ્રહ્મસભામાં પણ આવે છે. ( અધ્યાય ૧૧–૧૨. )

૨ દ્યૂતક્રીડાની વાર્તા ફરીથી આપવામાં આવી છે. એ વાર્તા ફરીથી આપવાના કારણ તરીકે એવું જણાવવામાં આવ્યું છે કે તેના તેજ બનાવની વધારે વિગત જાણવાની ઇચ્છા જનમેજયે દર્શાવી હતી. તેના તેજ શ્લોક પણ ઘણી વાર આપવામાં આવ્યા છે.

(અધ્યાય ૭૩–૮૦.)

## વનપર્વ.

૧. આગળ દર્શાવ્યા પ્રમાણે તીર્થો ફરીથી ગણાવવામાં આવ્યાં છે.

( અધ્યાય ૮૨–૮૪. )

૨. અગસ્ત્યસમુદ્રપાનની વાર્તા આ સ્થળે કદાચ અપ્રાસંગિક ગણી શકાય.

(અધ્યાય ૧૦૩–૧૦૪)

૩. ૧૩૨–૧૩૪ અધ્યાયમાં જે વાતચીત આપી છે તે ફિલસૂફીને લગતી છે અને ટીકાકારને પણ એ અધ્યાય સમજાવવાનું કામ ઘણું અઘરૂં લાગેલું જણાય છે. એમાંનો દરેક શ્લોક કૂટશ્લોકના જેવો છે અને તે દરેકને સમજાવવાને માટે ટીકાકારે જાતે સ્ત્રગ્ધરા છંદના શ્લોકો રચ્યા છે.

૪. યવક્રીતનું આખ્યાન રસ પડે એવું નથી અને એની ભાષા પણ સારી નથી.

(અધ્યાય ૧૩૫–૧૩૮.)

૫. વરાહાવતારનું આખ્યાન તદ્દન સમ્બન્ધ વગરનું છે; એની ભાષા પણ સારી નથી. (અધ્યાય ૧૪૨.)

૬. ભીમ હનુમાનને મળ્યા વિષેનું જે આખ્યાન છે તે બહુ વાસ્તવિક નથી, કારણ કે મારુતિ કોણ છે તેની ભીમને પ્રથમથીજ ખબર હતી. એ ભાગ કદાચ પાછળથી ઉમેરવામાં આવ્યો હશે.

(અધ્યાય ૧૪૭–૧૫૦)

૭. મારુતિ ચાર યુગનું અને વળી ચાર આશ્રમનું વર્ણન આપે છે તે તદ્દન અપ્રાસંગિક છે.

૮. ભીમ વગર રજાએ ગંધમાદન પર્વત ઉપર ગયો અને દ્રૌપદીની વિનંતિ પ્રમાણે મણિને મારી આવ્યો એ વાત ફરીથી કહેવામાં આવી છે. કુબેર ભીમને ઠપકો આપે છે તે એવી રીતે કે તેથી ભીમ તાબે થવાને બદલે ઉલટો યુદ્ધને માટે વધારે ઉશ્કેરાય. ભીમ મૂર્ખાઈભરેલી રીતે અને આ સ્થળે તો અતિ દીનતાથી વર્તતો હોય એવું ચિત્ર આ સ્થળે આપવામાં આવ્યું છે.

(અધ્યાય ૧૪૬, ૧૬૦, ૧૬૧, ૧૬૨.)

૯. માર્કણ્ડેય આવીને જુદી જુદી વાર્તાઓ કહે છે એ સઘળું પાછળથી ઉમેરાયલું જણાય છે. બ્રાહ્મણોની પ્રશંસા કરવી અને વિષ્ણુના અવતાર તરીકે કૃષ્ણનું માહાત્મ્ય વર્ણવવું એટલોજ ઉમેરાનો હેતુ જણાય છે. આ સ્થળે ગદ્ય અને પદ્ય એ ઉભયનો વૈવિધ્યને ખાતર વારાફરતી

ઉપયોગ કરવામાં આવેલો જણાય છે. શ્યેન અને કપોતની વાર્તા ફરીથી આપવામાં આવી છે.

( અધ્યાય ૧૮૨–૨૩૧ )

૧૦. કુમારના જન્મ વિષે જે હકીગત અહીં આપવામાં આવી છે, તે પુરાણમાં આપેલી હકીગતના કરતાં અને 'કુમારસંભવ' એ નામના કાલિદાસના જાણીતા કાવ્યમાં આપેલી હકીગતના કરતાં જુદી છે. અહીં એને અગ્નિના પુત્ર તરીકે વર્ણવવામાં આવ્યો છે.

( અધ્યાય ૨૨૨–૨૨૫ )

૧૧. સત્યભામા અને દ્રૌપદીની વચ્ચે જે વાતચીત ચાલે છે તે છોકરવાદીભરેલી છે. દ્રૌપદી તરફથી સાધ્વી સ્ત્રીનું જે ચિત્ર આલેખવામાં આવ્યું છે તે રાણીનું નહીં, પણ ઘરનાં વાસણ માંજતી અને કપડાં ધોતી હલકી સ્ત્રીનું છે.

( અધ્યાય ૨૩૧–૨૩૪. )

૧૨. ચિત્રરથ દુર્યોધનને બાંધીને લઈ ગયો તેની વાર્તા પાછળથી ઉમેરાયલી છે. દુર્યોધનને બાંધીને લાવવામાં આવે એવી ઇન્દ્રની ઇચ્છા હોય એ લગાર ન માની શકાય એવું છે.

( અધ્યાય ૨૪૧. )

અને જનમેજયને એ હકીગતની ખબર હોવી જોઇએ. તે છતાં આ સ્થળે એ હકીગત વિષે પોતે જાણે કંઈ જાણતોજ ન હોય એવી રીતે જનમેજય તરફથી પ્રશ્નો પૂછવામાં આવ્યા છે. વળી, કર્ણનાં કુંડળ આ વખતે ગયાં હોય અને તે ઉપરથી એનું 'કર્ણ' એવું નામ પડયું હોય તો આ વખત પ્હેલાં એનું નામ કંઈ જુદુ હોવું જોઇએ, પણ તેમ કંઈ છે નહીં.

( અધ્યાય ૨૯૯–૩૦૯. )

૧૬. આગળ જણાવ્યું છે તે પ્રમાણે યક્ષપ્રશ્નનો વૃત્તાન્ત પાછળથી ઘુસાડી દેવામાં આવ્યો છે.

( અધ્યાય ૩૧૨. )

## વિરાટપર્વ.

૧. ઉત્તર રથમાંથી ઉતરીને ન્હાસી ગયો અને પાછળથી એ ઘણો કુશળ સારથિ અને કવિ થયો એ વૃત્તાન્ત વિષે હમે આગળ ટીકા કરી ગયા છિયે. વિરાટપર્વ એ સઘળાં પર્વોમાં વધારે કવિત્વની ખુબીવાળું છે અને એની કથામાં વૈવિધ્ય પણ સારૂ આણાયલું છે, પરન્તુ છૂટાં છૂટાં આખ્યાનો એ પર્વમાં ઘણાં થોડાં છે.

## ઉદ્યોગપર્વ.

૧. હમે આગળ જણાવી ગયા છિયે તે પ્રમાણે શલ્યનું વચન હાસ્યજનક અને કવિત્વશૂન્ય છે. ( અધ્યાય ૭. )

૨. શક્રજયના આખ્યાનમાં વનપર્વની વૃત્રવધનીજ કથા ફરીથી કહી જવામાં આવી છે. નહુષની કથા પણ ટુંકાણમાં આપવામાં આવી છે.

( અધ્યાય ૮–૯. )

૩. વિદુર નીતિનો ઉપદેશ સઘળા સમયને માટે કામનો છે, પણ તે કંઇક અસ્થાને છે. ( અધ્યાય ૩૨–૩૯. )

૪. સનત્સુજાત અને ધૃતરાષ્ટ્રનો જે સંવાદ છે તે અતિશય ફિલસુફીભરેલો છે. ધૃતરાષ્ટ્ર જેવા પાત્રના મુખમાં એ ફિલસુફી શોભતી નથી.

( અધ્યાય ૪૦–૪૫. )

૫. ૧૦૯ શ્લોકનો ૪૮મો અધ્યાય પાછળથી ઉમેરાયેલો છે અને તે કંટાળો આપે એવો છે. અર્જુને સંજયને મ્હોંડે એવું કંઈ કહ્યું નહોતું તે છતાં અર્જુનની તરફનો એક લાંબો મંદેશો લાંબા છન્દમાં રચાયલો આ સ્થળે કહી સંભળાવવામાં આવ્યો છે.

૬. આખો સંવાદ ઘણી અકુશળતાથી લંબાવવામાં આવ્યો છે. યુધિષ્ઠિરના પ્રશ્નો અસ્થાને છે.

૭. ૫૯મો અધ્યાય પાછળથી ઉમેરાયલો છે એમ ચોખ્ખું જણાઈ આવે છે. સંજય કૃષ્ણ અને અર્જુનની સાથે ખાનગીમાં વાત કરતો હોય એવું આગળ જણાવવામાં આવ્યું નથી. વળી સભાપર્વમાં કહ્યું છે તે પ્રમાણે કૃષ્ણ આ વખતે ન્હાની ઉમ્મરનો નહોતો, પણ મ્હોટી ઉમ્મરનો હતો.

૮. કણ્વ અને નારદ ઋષિ દુર્યોધનને ઉત્તેજીત કરવા માટે આવે છે અને કેટલીક વાર્તાઓ કહે છે એ બનાવ અસંભવિત છે અને કથાના પ્રવાહમાં વિઘ્નકર્તા થઈ પડે છે.

૯. કૃષ્ણે કર્ણને પોતાની સાથે લીધો અને પોતે કોણ હતો તે જણાવ્યા બાદ તેને રાજ્ય આપવાની ઇચ્છા દર્શાવી એ વૃત્તાન્ત અસ્વાભાવિક છે, કારણ કે કૃષ્ણ એથી હલકો પડે છે. વળી કૃષ્ણ અને કર્ણ બેઉએ એ વાત છાની રાખી ત્યારે સંજયને એ વાતની ખબર કેવી રીતે પડી ?

૧૦. વિપરીત ગ્રહયોગ અને બીજાં અપશુકનો આ સ્થળે પાછળથી ઉમેરવામાં આવ્યાં છે એ હમે આગળ જણાવીજ ગયા છિયે.

૧૧. ઉલૂકની સાથે મોકલેલો સંદેશો અતિશય લાંબો છે. પણ જે મંદેશો એણે કહી સભળાવ્યો તે ટૂંકો અને સારો છે. જુદા જુદા પાંડવોના આપેલા જવાબ વળી ફરી ફરીને આપવામાં આવ્યા છે.

(અધ્યાય ૧૫૯–૧૬૩.)

## ભીષ્મપર્વ.

૧. વ્યાસનું આગમન અને ધૃતરાષ્ટ્રને ચક્ષુઓ આપવાનું એ કહે છે તે હકીગત પાછળથી ઉમેરવામાં આવી છે. ઉપર જણાવ્યા પ્રમાણે "ભૂમિખંડ" પણ પાછળથી ઉમેરવામાં આવ્યો છે.

૨. દેવીની સ્તુતિ પણ પાછળથી ઉમેરાયલી જણાય છે.
૩. કૃષ્ણનું માહાત્મ્ય વધારવાને માટે અને વૈષ્ણવ સંપ્રદાયનું સમર્થન કરવાને માટે ૬૫ અને ૬૬ અધ્યાય ઘણુંખરૂ પાછળથી ઉમેરવામાં આવ્યા હશે, કારણ કે એટલુ બધુ થયા છતાં દુર્યોધન એવો ને એવો દૃઢ રહે છે એ નવાઈ જેવુ છે.
૪. ૬૯મા અધ્યાયની શરૂઆતમાં " **दुर्योधन उवाच** " એ પ્રમાણે છે, તેને બદલે " **भीष्म उवाच** " એ પ્રમાણે હોવુ જોઇએ એમ લાગે છે.
૫. કૃષ્ણ અર્જુનના ઘોડાઓની લગામ છોડી દઇને ભીષ્મને મારવા જાય છે એ ચિત્ર સારૂં છે, પણ તે બે વાર આપવામાં આવ્યુ છે. (અધ્યાય ૧૦૭–૧૦૮). ભીષ્મની પાસે જવું અને પૃછવું કે "હમારે વધ કેવી રીતે કરવો જોઇએ ?" એ વિચાર પણ હાસ્યજનક છે, અને એના વિષે હમે આગળ ટીકા કરી ચૂક્યા છિયે.

## દ્રોણપર્વ.

૧. આગલા પર્વોના કરતાં આ પર્વની પાછળ વધારે શ્રમ લેવાયલો જણાય છે અને આખા પર્વનેજ નવું સ્વરૂપ આપવામાં આવ્યુ હોય એવુ લાગે છે. આધુનિક સમયનાં પુરાણોની પેઠે એક પછી એક ઉપમાઓ અંદર આવી જાય છે. સાતમા અધ્યાયને છેડે એક શાર્દૂલવિક્રીડિતનો શ્લોક છે એ ઘણું નકામું જેવુ છે. વળી ધૃતરાષ્ટ્ર કહે છે કે દ્રોણે ચાર વેદનો અને પાંચમા આખ્યાનનો (એટલે ભારતનો) અભ્યાસ કર્યો હતો. એના વખતમાં ભારત હતુંજ નહીં. ત્યારે એણે ભારતનો અભ્યાસ કર્યો એ કેવી રીતે બની શકે ? વળી દ્રોણપર્વ વધારે કાલ્પનિક અને દંતકથાના જેવા સ્વરૂપનુ છે.
૨. આ પર્વના લાંબા છન્દ વાળા શ્લોકોમાં વૈવિધ્ય આણવામાં આવ્યુ છે. સુભદ્રાનુ સાન્ત્વન અને એનો વિલાપ એ ઘણું ખરૂ પાછળથી ઉમેરાયલાં હશે. જે શ્લોકો અર્જુને કહેલા તેજ એમાં આપવામાં આવ્યા છે. (અધ્યાય ૭૭)

૩. સ્વપ્નાવસ્થામાં અર્જુનને શિવ પાસે લઈ જવામાં આવે છે તે અધ્યાય પણ પાછળથી ઉમેરાયલો જણાય છે.

(અધ્યાય ૮૦)

૪. તેજ પ્રમાણે બીજો અધ્યાય કે જેમાં ધર્મનાં સ્નાનાદિ કાર્યોની શોભા વર્ણવવામાં આવી છે તે પણ પાછળથી ઉમેરાયલો છે. બીજા અધ્યાયની શરૂઆતમાં ધૃતરાષ્ટ્ર પૂછે છે કે "બીજે દિવસે શું થયું?" એ ઉપરથી એ અધ્યાય પાછળથી ઉમેરાયલો ચોખ્ખો જણાઈ આવે છે. બીજો દિવસ તો ક્યારનો ઊગ્યો હતો અને અર્જુન તથા કૃષ્ણે શું કર્યું તે સંજયે ધૃતરાષ્ટ્રને ક્યારનું કહ્યું હતું.

(અધ્યાય ૮૪)

૫. ધૃતરાષ્ટ્ર કહે છે કે "સૈંધવનાં ઘરોમાં હમેશના જેવો અવાજ આજે મ્હારા સાંભળવામાં આવતો નથી." આ ઉપરથી જણાય છે કે એ છાવણીમાં રહેતો હશે, અને કદાચ એ ગજપુરમાં રહેતો હોય તોપણ સંજય દરરોજ એને યુદ્ધની વાત કહેતો હતો એમ ન્હોતું. દ્રોણના મૃત્યુ પછીજ એ એની પાસે આવ્યો હતો અને શું શું બન્યું તે એને જણાવ્યું હતું. (અધ્યાય ૮૫)

૬. સાત્યકિ અને ભૂરિશ્રવાના યુદ્ધની હકીગત પાછળથી ઉમેરાયલી છે. ઘણુંખરૂં ભીષ્મ સાત્યકિના રથમાં હતો. એ રથમાંથી એ નીકળ્યો ક્યારે? બે માણસો એકબીજાને રથમાંથી ઉતારે એ દેખાવ વિચિત્ર જણાય છે. એજ પ્રમાણે યુદ્ધ પૂર જોશમાં હતું તે વખતે એ બે જણા ખાલી હાથે મલ્લની પેઠે લડયા એ બનાવ પણ વિચિત્ર છે; અને આ સઘળી વખતે અર્જુન શું કરતો હતો?

(અધ્યાય ૧૪૨-૧૪૩)

૭. ભીમે સાત વખત દ્રોણના રથને હાથવતી ઉંચકીને ફેંકી દીધો એ વૃત્તાન્ત કેવળ અતિશયોક્તિથી ભરેલો છે.

૮. દ્રોણ અને ઘટોત્કચ એ બેના બીજી વખતના યુદ્ધ વિષેના જે અધ્યાય છે તે ઘણુંખરૂ પાછળથી ઉમેરવામાં આવ્યા હોય એવા જણાય છે.

પ્રત્યેનું જણા એકબીજાને કડવાં વચનો કહે છે તે છતાં પોતે અગાઉ ઘટોત્કચને હરાવ્યો હતો તે વિષે દ્રોણ કંઈ પણ કહેતો નથી. બીજું, ઘટોત્કચ પોતાની સાથે એક અક્ષૌહિણી સેના લાવ્યો હતો, પણ શરૂઆતમાં એ અક્ષૌહિણી સેના વિષે કંઈ પણ કહેવામાં આવ્યું નથી. ત્રીજું, એણે ૮ અક્ષૌહિણીને અને પાછળથી ૭ અક્ષૌહિણીને હરાવી એવું જણાવવામાં આવ્યું છે, અને આ વાત અસંભવિત છે.

૯. ૧૮૪ અધ્યાયના અન્ત ભાગમાં વ્યાસનું આગમન થાય છે તે વગર જરૂરનું અને નકામું છે.

૧૦. આ પર્વને છેડે ટીકાકાર કબૂલ કરે છે કે આ પર્વમાં શ્લોકોની સંખ્યા સૌતિની જણાવેલી સંખ્યા કરતાં વધારે છે અને તેનું કારણ ટીકાકારે એવું જણાવ્યું છે કે લહીયાઓની ભૂલને લીધે એટલો ફેર પડ્યો હશે. પણ લહીયાઓની ભૂલને લીધે શ્લોકોની સખ્યામાં વધારો કેવી રીતે થાય છે? કેટલાક શ્લોકો પાછળથી ઘુસાડી દેવામાં આવ્યા છે એજ વાત અહીં સ્પષ્ટ કબૂલ કરવામાં આવી છે.

## કર્ણપર્વ.

૧. શંકરે ત્રિપુરાસુરને માર્યો એ હકીગત ફરીથી આપવામાં આવી છે. આગળ દ્રોણપર્વને છેડેજ એ હકીગત એક વાર અપાઈ ગયલી છે, અને પાછી તરતજ અહીં ફરીથી આપવામાં આવી છે તે પરથી એ પાછળથી ઉમેરાયલી જણાઈ આવે છે. (અધ્યાય ૩૪)

૨. દુર્યોધન વાર્તા કહે એ વિચિત્ર છે, કારણ કે વાર્તા સાધારણ રીતે વૃદ્ધ જનો તરફથીજ કહેવામાં આવવી જોઈએ. આ વિચિત્રતા કમી કરવાને માટે દુર્યોધન પાસેથી એવું કહેવડાવવામાં આવ્યું છે કે "મ્હારા પિતાની આગળ એક બ્રાહ્મણે આ વાત કહી હતી ત્યારે મ્હેં સાંભળી હતી."

૩. પુનરુક્તિ અને વિસ્તાર એ સૌતિની રચનાનું દૂષણ છે.

૪. કર્ણ પોતાની બડાશ મારતો હોય છે તેજ વખતે એક બ્રાહ્મણે એને બે શાપ દીધા હતા તેનું એને સ્મરણ થાય એ વિચિત્ર છે. ઘણુંખરૂં આ ભાગ પાછળથી ઉમેરાયલો હોવો જોઈએ.

૫. ૫૫થી ૬૩મા અધ્યાય સુધીમાં સંકુલ યુદ્ધનું જે વર્ણન આપવામાં આવ્યું છે તેમાં તેની તેજ વાર્તાનો વિસ્તાર કરવામાં આવ્યો છે તે કંટાળો ઉત્પન્ન કરે એવો છે. યુધિષ્ઠિરનું ભાષણ પણ ઘણું લાંબુ છે.

૬. યુધિષ્ઠિર અને અર્જુનની વચ્ચે તકરાર થાય છે, યુધિષ્ઠિર અર્જુનને વગર કારણે ઠપકો આપે છે અને અર્જુન યુધિષ્ઠિરને મારવાને માટે પોતાની તરવાર ખેંચે છે એ વૃત્તાન્ત ઉભયના સ્વભાવને પ્રતિકૂળ છે અને તે બીલકુલ યોગ્ય પણ લાગતો નથી અને આનન્દ પણ આપતો નથી. કૃષ્ણે એ તકરારના સમાધાનને માટે જે વચનો કહ્યાં છે તે પણ એને શોભે એવાં નથી.

(અધ્યાય ૬૮)

## શલ્યપર્વ.

૧. શલ્યે ભીમની સાથે યુદ્ધ કર્યું હોય એ અસમ્ભવિત છે. કારણ કે બેભાન સ્થિતિમાં રણક્ષેત્ર ઉપરથી ક્યારનોએ એને લઈ જવામાં આવ્યો હતો.

(અધ્યાય ૧૬)

૨. યુયુત્સુ વિદુરની પાસે આવ્યો અને રાત્રે તેની સાથે રહ્યો એ હકીગત સંજય ધૃતરાષ્ટ્રને કહી સંભળાવે એ વિચિત્ર છે. સંજયે એ હકીગત કેવી રીતે જાણી? વિદુર તો ધૃતરાષ્ટ્રની પાસે હતો. એક ઠેકાણે સંજય કહે છે કે "ધૃતરાષ્ટ્રે સંજયને પકડયો." સંજય જાતેજ બોલનારો હોય તો તેણે "સંજયને"ને બદલે "મ્હને" એમ કહેવું જોઈએ.

(અધ્યાય ૨૯)

## ગદાપર્વ.

૧. જે વખતે રસ ખરેખરો જામ્યો હોય છે અને ભીમ તથા દુર્યોધનના યુદ્ધનો વૃત્તાન્ત શરૂ થવાનો હોય છે તેજ વખતે જનમેજય વૈશંપાયનને વચમાં અટકાવીને તેની પાસે સરસ્વતી નદીનું અને બળરામની યાત્રાનું વર્ણન અપાવે એ બનાવની વિચિત્રતા વિષે હમે આગળ ટીકા કરી ગયા છીએ.

(અધ્યાય ૩૫)

૨. કૃષ્ણ ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને સાન્ત્વન આપવાને આવે એ લગાર વિચિત્ર છે. સંજયની જે વાર્તા હજી ચાલુ છે તેની સાથે આ હકીગત બંધબેસતી આવતી નથી. સંજયનુ છેલ્લુ વાક્ય એ હતું કે "ગાંધારી, કે જેના પુત્રો નાશ પામ્યા હતા, તેની પાસે એ ગયો." પણ ગાંધારી ત્યાં હતી નહીં, કારણ કે તેને મોકલી દેવામાં આવી હતી સંજયની દિવ્ય દૃષ્ટિ જતી રહી હતી એટલે સંજયે આ પણ જોયુ હોય એ બનવા જોગ નથી વળી કૃષ્ણ જ્યારે આવે છે ત્યારે એ ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને સાથેજ જોય છે.

(અધ્યાય ૬૩)

૩. કૃષ્ણ ઉતર્યો તેની સાથે અર્જુનનો રથ બળીને ભસ્મ થઈ ગયો એ વાત હસવા જેવી છે કારણ કે કૃષ્ણ તો રોજ સંધ્યાસમયે રથમાંથી ઉતરતો હતો, અને દ્રોણ તથા કર્ણના બ્રહ્માસ્ત્રની અસરને સ્હામા અસ્ત્ર વડે અર્જુન નાબુદ કરતો હતો તેના વર્ણનની ખુબી ક્યાં રહે છે?

## સૌપ્તિકપર્વ.

૧ અશ્વત્થામા શિવને પ્રસન્ન કરે છે એ વાત પાછળથી ઉમેરાયલી છે અને એના અપરાધ તથા વિજયને વધારે ઘોર સ્વરૂપ આપવાને માટે એ વાત દાખલ કરવામાં આવી છે (અધ્યાય ૭)

૨. અશ્વત્થામા દુર્યોધનની પાસે જાય છે અને નિર્દોષ પાંડવોનો પોતે વિનાશ કર્યો હતો એ વાત તેને કહી સંભળાવે છે એ વૃત્તાન્તમાં પણ વિરોધ સમાયલો છે, કારણ કે આગલા પર્વને છેડે દુર્યોધનને મરી ગયેલો જણાવવામાં આવ્યો હતો. (અધ્યાય ૯)

૩. મહાદેવ અને લિંગપૂજાના માહાત્મ્ય વિષેનું કથન આ પર્વને છેડે કરવામાં આવ્યુ છે તે વગર જરૂરનુ છે.

## સ્ત્રીપર્વ.

૧. વિદુર અને સંજય તરફથી જે સાન્ત્વન આપવામાં આવે છે તેમાં તેની તેજ હકીગત અને તેના તેજ શ્લોક પણ ફરીથી જોવામાં આવે છે.

(અધ્યાય ૨-૪)

૨. વ્યાસ ગાંધારીને રણભૂમિનાં દર્શન કરાવે છે તેમાં પણ તેનો તેજ વિચાર જોવામાં આવે છે. ગાંધારી તરફથી રણભૂમિનું જે વર્ણન આપવામાં આવે છે તે કવિત્વહીન છે અને તેના વિષે હમે આગળ ટીકા કરી ગયા છિયે.

(અધ્યાય ૧૬-૧૭)

૩. ગાંધારી કૃષ્ણને શાપ દે છે એમ કરીને ભવિષ્યમાં બનનારી હકીગત વગર કારણે આગળથી જણાવી દેવામાં આવી છે. એ વિષે પણ હમે આગળ ટીકા કરી ગયા છિયે.

(અધ્યાય ૨૫)

## શાન્તિપર્વ.

૧. આ સ્થળે સુભદ્રા દ્વારિકામાં હતી એવું દર્શાવવામાં આવ્યું છે, અને અગાઉ એવું આવી ગયું છે કે એ છાવણીમાં હતી અને અભિમન્યુના મરણ વખતે એને દિલાસો આપવામાં આવ્યો હતો.

૨. વ્યાસ અને અર્જુનનાં ભાષણોમાં પુનરુક્તિ ઘણી છે. સોળ રાજાઓની વાત પણ અહીં ફરીથી આપવામાં આવી છે.

(અધ્યાય ૨૨, ૨૭, ૨૮, ૨૯.)

૩. સ્યમન્તપચક અને પરશુરામે કરેલો ક્ષત્રિયોનો નાશ એ વિષેની વાર્તા અહીં ફરીથી આપવામાં આવી છે. અગાઉ આદિપર્વમાં એ વાર્તા આવી ગઈ છે.

૪. યુધિષ્ઠિર પોતાના ભાઇઓને ધર્મ, અર્થ, અને કામ વિષેના પ્રશ્નો પૂછે અને ભીમ એને સુંદર સ્ત્રીઓ વગેરેની ભલામણ કરે એ તદ્દન અનુચિત અને અપ્રાસંગિક છે.

૫ બોધ્ય અને કશ્યપ અને સ્કન્દની વાર્તાઓ ઘણુંખરું પાછળથી ઉમેરાયલી છે. (અધ્યાય ૧૭૮.)

૬. ૧૯૦મો અને ૧૯૨મો અધ્યાય ગદ્યમાં છે અને તે હાલનાં શાસ્ત્રોની પદ્ધતિ પ્રમાણે લખાયલા છે. એ અધ્યાય પાછળથી ઉમેરવામાં આવ્યા હોય એમ જણાય છે.

૭. વિષ્ણુની સ્તુતિ, જગતની ઉત્પત્તિ, અને ત્રણ ગુણોની પ્રવૃત્તિ એ વિષે વારંવાર કથન કરવામાં આવ્યું છે.

૮. બલિ અને ઇન્દ્રની વાતચીત ફરીથી આપવામાં આવી છે. આ મોક્ષ-પર્વમાં પુનરુક્તિ એટલી બધી છે કે તે કંટાળો આપનારી થઈ પડે છે. ૨૪૮મા અધ્યાયમાં ગુણો અને તત્ત્વો વિષે પુનરુક્તિ કરવામાં આવી છે. આ પુનરુક્તિ ઘણું કરીને પાંચમી વખતની છે. ગીતાના શ્લોકો તેના તે ફરી ફરીને ટાંકવામાં આવેલા પણ ઘણે સ્થળે જોવામાં આવે છે.

( અધ્યાય ૨૨૩, ૨૨૪, ૨૨૭. )

૯. મૃત્યુની વાર્તા ફરીથી આપવામાં આવી છે.

( અધ્યાય ૨૫૫, ૨૫૭ )

૧૦. જાજલિ અને તુલાધારની વાર્તા પાછળથી ઉમેરાયલી છે—અને ઘણું-ખરૂ અહિંસાધર્મના સમર્થનને માટે એ વાર્તા ઉમેરવામાં આવી હોય એમ જણાય છે.

### અનુશાસનપર્વ.

૧. વિશ્વામિત્રે બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યું એ વાર્તા વગર જરૂરે અહીં ફરીથી આપવામાં આવી છે. ( અધ્યાય ૩–૪. )

૨. ઉપમન્યુ આખ્યાન અને શિવસહસ્રનામ પાછળથી ઉમેરાયલાં છે, એ હમે આગળ જણાવીજ ગયા છિયે. ( અધ્યાય ૧૭. )

૩. બીજા અધ્યાયમાં એકદમ સ્ત્રીઓના નઠારા સ્વભાવ વિષે વિસ્તાર કરવામાં આવ્યો છે.

૪. બ્રાહ્મણોનો મહિમા અને બ્રાહ્મણોની પવિત્રતા ફરીથી દર્શાવવામાં આવી છે. શિબિનું આખ્યાન પાછું ફરીથી આપવામાં આવ્યું છે. "દાનધર્મ"ની અંદર આ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે એ નવાઈ જેવું છે. મૂળ અનુશાસનપર્વમાં તો ઘણુંખરૂ દાન વિષેજ લખવામાં આવ્યું હશે.

( અધ્યાય ૩૨–૩૩. )

૫ વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા વિષેની વાર્તા અહીં પાછી વિચિત્ર રીતે આપવામાં આવી છે.

૬. સુવર્ણની ઉત્પત્તિ વિષે કહેવામાં આવ્યુ છે અને કાર્તિકેયના જન્મની વાર્તા ફરીથી આપવામાં આવી છે. સાધારણ રીતે લોકોમાં સુવર્ણની નહીં પણ પારાની ઉત્પત્તિ શિવના વીર્યમાંથી થયલી માનવામાં આવે છે.

( અધ્યાય ૮૪, ૮૫, ૮૬. )

૭. "હે બ્રહ્મન્ ' આ વિષેની સવિસ્તર હકીગત જાણવાની મ્હારી ઇચ્છા છે" ( અધ્યાય ૯૫ ). અહી ભીષ્મના સમ્બન્ધમાં 'બ્રહ્મન્' એ શબ્દ વાપરવામાં આવ્યો છે એ નવાઈ જેવું છે.

૮. ઉમામહેશ્વરનો સંવાદ પાછળથી ઘુસાડી દેવાયલો અને હાસ્યજનક છે. તેના તે જૂના પ્રશ્નો ફરીથી આ સ્થળે પૂછવામાં આવ્યા છે, અને જણાવવામાં આવ્યું છે કે જન્મ વડે કરીનેજ બ્રાહ્મણ થવાય છે, અને સારા આચાર વડે કરીને માત્ર આવતા જન્મમાંજ બ્રાહ્મણ થઈ શકાય.

( અધ્યાય ૧૪૦-૧૪૮. )

૯. ચ્યવન અને કૌશિકનુ આખ્યાન આગળ આપવામાં આવ્યુ છે, તેમાં અને કૃષ્ણ અને દુર્વાસાના આખ્યાનમાં કંઈ ફેર નથી.

( અધ્યાય ૧૫૯-૧૬૦ )

૧૦. ૧૬૬મા અધ્યાયમાં આપેલી સ્હવારની પ્રાર્થનામાં નદીઓને ફરીથી ગણાવવામાં આવી છે.

૩. અભિમન્યુના મરણ વખતે પૃથ્વી માતા સુભદ્રાને દિલાસો આપે એ કેવી રીતે બની શકે ?
૪. એક નોળિયો યુધિષ્ઠિરના અશ્વમેધની નિન્દા કરે છે એ અધ્યાય અહિંસાધર્મના સમર્થનને માટે પાછળથી ઉમેરવામાં આવેલો છે.
(અધ્યાય ૯૦)
૫. એ નોળિયાને કોઈનો શાપ હતો એ વાત એથી પણ મોડા વખતમાં ઉમેરવામાં આવી છે અને આગલા અધ્યાયની સાથે એ વાત બંધબેસતી આવતી નથી.

## આશ્રમવાસિપર્વ.

૧. ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરને રાજ્યશાસનપદ્ધતિ વિષે જે શિખામણ આપે છે તે એઉના સ્વભાવથી તદ્દન ઉલટી છે. (અધ્યાય ૬-૭)
૨. નારદે ખાત્રીપૂર્વક કહ્યું કે "દેવતાઓ માંહોમાંહે એવી વાત કરતા હતા કે ધૃતરાષ્ટ્ર કુબેર લોકમાં જશે." આ લગાર વિચિત્ર છે અને ઘણુંખરૂં પાછળથી ઘુસાડી દેવામા આવ્યું છે. (અધ્યાય ૩૮-૩૯)
૩. પાંડવો અને તેમની સ્ત્રીઓ વિષેનું વર્ણન તદ્દન અપ્રાસંગિક છે. ધૃતરાષ્ટ્ર આંધળો હતો એટલુંજ નહીં પણ આશ્રમવાસી હતો, એટલે એ ચિત્રનો સાક્ષાત્કાર એનાથી થઈ શકે એમ હતું નહીં.
૪. મરેલાં માણસો ફરીથી દેખાય એ વિચાર પ્રાચીન-ભારતના જેટલોજ પ્રાચીન-છે, તોપણ જનમેજયને એના પિતાનું દર્શન કરાવવામાં આવ્યું એ વૃત્તાન્ત ચોખ્ખો પાછળથી ઉમેરાયલો જણાય છે.

## મહાપ્રસ્થાનિકપર્વ.

૧. પાંડવો પશ્ચિમ, દક્ષિણ, અને પૂર્વ તરફ ગયા અને તેમણે દ્વારિકાનો પ્રલય થતો જોયો એ વાત તદ્દન અસંભવિત છે. તેઓ એટલું બધું ચાલી શક્યા હોય એ સંભવિત નથી અને ધર્મશાસ્ત્ર પ્રમાણે મહાપ્રસ્થાન ઈશાન દિશા તરફજ થાય છે.
(જુઓ બૌધાયનનું ધર્મશાસ્ત્ર)
(અધ્યાય ૧, ૨, ૩,)

૫ વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા વિષેની વાર્તા અહીં પાછી વિસ્તૃત રીતે આપવામા આવી છે

૬ સુવર્ણની ઉત્પત્તિ વિષે કહેવામા આવ્યુ છે અને કાર્તિકેયના જન્મની વાર્તા ફરીથી આપવામા આવી છે સાધારણ રીતે લોકોમા સુવર્ણની નહીં પણ પારાની ઉત્પત્તિ શિવના વીર્યમાથી થયલી માનવામા આવે છે

(અધ્યાય ૮૪, ૮૫, ૮૬)

૭ હે બ્રહ્મન્ ! આ વિષેની સવિસ્તર હકીગત જાણવાની મ્હારી ઇચ્છા છે (અધ્યાય ૮૫) અહીં ભીષ્મના સમ્બન્ધમા 'બ્રહ્મન્' એ શબ્દ વાપરવામા આવ્યો છે એ નવાઈ જેવુ છે

૮ ઉમામહેશ્વરનો સવાદ પાછળથી ઘુસાડી દેવાયનો અને હાસ્યજનક છે તેના તે જૂના પ્રશ્નો ફરીથી આ સ્થળે પૂછવામા આવ્યા છે, અને જણાવવામા આવ્યુ છે કે જન્મ વડે કરીનેજ બ્રાહ્મણ થવાય છે અને સારા આચાર વડે કરીને માત્ર આવતા જન્મમાજ બ્રાહ્મણ થઈ શકાય

(અધ્યાય ૧૪૦-૧૪૮)

૯ ચ્યવન અને કૌશિકનુ આખ્યાન આગળ આપવામા આવ્યુ છે, તેમા અને કૃષ્ણ અને દુર્વાસાના આખ્યાનમા કઈ ફેર નથી

(અધ્યાય ૧૫૯-૧૬૦)

૧૦ ૧૬૬મા અધ્યાયમા આપેલી સ્હવારની પ્રાર્થનામા નદીઓને ફરીથી ગણાવવામા આવી છે

### અશ્વમેધપર્વ.

૧ ધર્મરાજનો શોક અને વ્યાસ અને કૃષ્ણ તરફથી એને અપાયનો દિલાસો એ વિષે પુનરુક્તિ કરવામા આવી છે
ઉત્તંક અને મણિની વાર્તા આદિપર્વમા જુદે સ્વરૂપે છપાઈ ગયલી હોય એમ જણાય છે

(અધ્યાય ૫૩-૫૮)

૩. અભિમન્યુના મરણ વખતે પૃથ્વી માતા સુભદ્રાને દિલાસો આપે એ કેવી રીતે બની શકે?
૪. એક નોળિયો યુધિષ્ઠિરના અશ્વમેધની નિન્દા કરે છે એ અધ્યાય અહિંસાધર્મના સમર્થનને માટે પાછળથી ઉમેરવામાં આવેલો છે.
(અધ્યાય ૯૦)
૫. એ નોળિયાને કોઈનો શાપ હતો એ વાત એથી પણ મોડા વખતમાં ઉમેરવામાં આવી છે અને આગલા અધ્યાયની સાથે એ વાત બંધબેસતી આવતી નથી.

## આશ્રમવાસિપર્વ.

૧. ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરને રાજ્યશાસનપદ્ધતિ વિષે જે શિખામણ આપે છે તે બેઉના સ્વભાવથી તદન ઉલટી છે. (અધ્યાય ૬–૭)
૨. નારદે ખાત્રીપૂર્વક કહ્યું કે "દેવતાઓ માંહોમાંહે એવી વાત કરતા હતા કે ધૃતરાષ્ટ્ર કુબેર લોકમાં જશે." આ લગાર વિચિત્ર છે અને ઘણું-ખરૂં પાછળથી ઘુસાડી દેવામા આવ્યું છે. (અધ્યાય ૩૮–૩૯)
૩. પાંડવો અને તેમની સ્ત્રીઓ વિષેનું વર્ણન તદન અપ્રાસંગિક છે. ધૃતરાષ્ટ્ર આંધળો હતો એટલુંજ નહીં પણ આશ્રમવાસી હતો, એટલે એ ચિત્રનો સાક્ષાત્કાર એનાથી થઈ શકે એમ હતું નહીં.
૪. મરેલાં માણસો ફરીથી દેખાય એ વિચાર પ્રાચીન–ભારતના જેટલોજ પ્રાચીન–છે, તોપણ જનમેજયને એના પિતાનું દર્શન કરાવવામાં આવ્યું એ વૃત્તાન્ત ચોખ્ખો પાછળથી ઉમેરાયલો જણાય છે.

## મહાપ્રસ્થાનિકપર્વ.

૧. પાંડવો પશ્ચિમ, દક્ષિણ, અને પૂર્વ તરફ ગયા અને તેમણે દ્વારિકાનો પ્રલય થતો જોયો એ વાત તદન અસંભવિત છે. તેઓ એટલું બધું ચાલી શક્યા હોય એ સંભવિત નથી અને ધર્મશાસ્ત્ર પ્રમાણે મહાપ્રસ્થાન ઈશાન દિશા તરફજ થાય છે.
*(જુઓ બૌધાયનનું ધર્મશાસ્ત્ર)*
(અધ્યાય ૧, ૨, ૩,)

## સ્વર્ગારોહણપર્વ.

૧. આ મહાકાવ્યના દરેક પાત્રનો આત્મા જે દેવથી એનો ઉદ્ભવ થયલો તે દેવમા મૃત્યુ પછી પાછો ભળી ગયલો જણાવવામાં આવ્યો છે. આ વિચાર ઘણુ કરીને અર્વાચીન છે.

૨. છેલ્લા અધ્યાયમાં પર્વોનુ વર્ણન આપવામાં આવ્યુ છે તે ચોખ્ખુ પાછળથી ઘુસાડી દેવામાં આવેલુ છે. વૈશંપાયન ચાલ્યો ગયો છે અને જનમેજય ગજપુરમાં પાછો આવ્યો છે અને સૂતે શૌનકની આગળ ભારત વાંચ્યાના પુણ્ય વિષે કહ્યુ છે. જનમેજય ફરીથી આવીને જુદાં જુદાં પર્વો વિષેની વિગતો વૈશપાયનને પૂછે એ નવાઈ જેવું છે. વળી આ સ્થળે રામાયણ વિષે, ૧૮ પર્વ વિષે, અને હરિ તથા કૃષ્ણની પૂજા વિષે કથન કરવામા આવ્યુ છે.



## પરિશિષ્ટ ૫.

## મહાભારતમાં ગ્રહોનાં બબ્બે સ્થાનકો વિષે કહેવામાં આવ્યું છે તેનો ખુલાસો.

મહાભારતના યુદ્ધનો જે સમય નક્કી કરવામાં આવ્યો છે તે સમયે ગ્રહોની ખરેખરી સ્થિતિ નીચે પ્રમાણે હતી. આ ગણત્રીઓને માટે લશ્કર કૉલેજના પ્રોફેસર આપ્તેનો આપણે આભાર માનવો જોઇએઃ—

### કાર્તિક વદ્ય અમાવાસ્યા.

(શુક્રવાર) કંપ—૩૧૮૦

| ગ્રહો. | અંશ. | | | નક્ષત્રો. |
|---|---|---|---|---|
| રવિ | ૨૩૪° | ૫૬′ | ૨″ | જ્યેષ્ઠા |
| બુધ | ૨૨૫° | ૩૨′ | ૫૨″ | અનુરાધા અથવા જ્યેષ્ઠા |
| શુક્ર | ૨૧૮° | ૨૬′ | ૩૪″ | અનુરાધા |
| મંગળ | ૨૫૮° | ૩૯′ | ૪૩″ | પૂર્વાષાઢા અથવા ઉત્તરાષાઢા |
| બૃહસ્પતિ | ૩૫૦° | ૨૨′ | ૨૨″ | રૈવતી |
| શનિ | ૩૧૪° | ૫૫′ | ૮″ | શતતારકા |
| રાહુ | ૨૩૫° | ૧૮′ | ૨૯″ | જ્યેષ્ઠા |

સૂર્યગ્રહણ થયું હશે. આગલી પૂર્ણિમા ઉપર ચન્દ્રગ્રહણ થયું હોય એ સંભવિત નથી.

### ૨. કાર્તિક વદ્ય અમાવાસ્યા.

(શનિવાર) કંપ—૨૫૬૭

| ગ્રહો. | અંશ. | | | નક્ષત્રો. |
|---|---|---|---|---|
| રવિ | ૨૩૩° | ૪૧′ | ૨૦″ | જ્યેષ્ઠા |
| બુધ | ૨૪૧° | ૨૨′ | ૫૮″ | મૂળ |
| શુક્ર | ૨૭૮° | ૪૩′ | ૩૦″ | ઉત્તરા અથવા શ્રવણ અથવા ધનિષ્ઠા. |
| મગળ | ૨૩૮° | ૨૨′ | ૪″ | જ્યેષ્ઠા અથવા મૂળ |
| બૃહસ્પતિ (વક્રગતિનો) | ૨૩૭° | ૨૮′ | ૨૨″, | જ્યેષ્ઠા અથવા મૂળ |
| શનિ (વક્રગતિનો) | ૨૫૪° | ૩૧′ | ૫૧″ | પૂર્વાષાઢા અથવા ઉત્તરાષાઢા |
| રાહુ | ૨૧૯° | ૫૬′ | ૩૧″ | અનુરાધા. |

સૂર્યગ્રહણ થયુ હોય એ ઘણું સંભવિત છે. આગલી પૂર્ણિમા ઉપર ચન્દ્રગ્રહણ થયુ ન્હોતું.

### ૩. કાર્તિક વદ્ય અમાવાસ્યા.

(શુક્રવાર) કપ—૨૫૨૭

| ગ્રહો | અંશ. | | | નક્ષત્રો. |
|---|---|---|---|---|
| રવિ | ૨૧૨° | ૪′ | ૫૮″ | વિશાખા અથવા અનુરાધા. |
| બુધ | ૨૧૪° | ૨૭′ | ૫૭″ | અનુરાધા |
| શુક્ર | ૨૫૫° | ૫૮′ | ૨૬″ | પૂર્વા અથવા ઉત્તરાષાઢા |
| મગળ | ૨૯૮° | ૨૬′ | ૯″ | ધનિષ્ઠા અથવા શતતારકા. |
| બૃહસ્પતિ | ૧૩° | ૪૨′ | ૧૦″ | ભરણી |
| શનિ | ૨૪° | ૧૫′ | ૩″ | ભરણી અથવા કૃત્તિકા |
| રાહુ | ૧૬૨° | ૪૩′ | ૫૮″ | હસ્ત |

ચન્દ્રગ્રહણ અને સૂર્યગ્રહણ બેમાંથી એક પણ થવાનો સભવ નથી.

### ૪. કાર્તિક વદ્ય ૧૦.

(રવિવાર) કપ—૧૨૭૧

(એટલે ઇ. સ. પૂર્વે ૧૧૯૪ ના અક્ટોબર માસની ૩૧મી તારીખ)
(મિ. આયરની નિર્ણીત કરેલી તારીખ)

| ગ્રહો. | અંશ. | | | નક્ષત્રો. |
|---|---|---|---|---|
| રવિ | ૨૩૧° | ૧૩′ | ૩૭″ | જ્યેષ્ઠા અથવા મૂળ |
| બુધ | ૨૪૬° | ૪૧′ | ૪૯″ | મૂળ અથવા પૂર્વા |
| શુક્ર | ૨૩૩° | ૧૮′ | ૫૭″ | જ્યેષ્ઠા અથવા મૂલ |
| મંગળ | ૨૫૧° | ૩૫′ | ૨૪″ | ” |
| બૃહસ્પતિ | ૩૨૨° | ૫૨′ | ૧૨″ | |
| શનિ | ૨૫૩° | ૫૪′ | ૨૭″ | |
| રાહુ | ૮૮° | ૫′ | ૨૫″ | |

ચન્દ્રગ્રહણ કે સૂર્યગ્રહણ બેમાંથી એક પણ થવા"

યુદ્ધના પ્હેલાં તરતજ સૂર્યગ્રહણ થયુ હતું એ વાત ઘણુંખરૂ સાચી હશે; અને એ વાત પાછળથી બનાવી કાઢી હશે, એવું માનવાને કંઈ પણ કારણ નથી. ઉપર જે હકીગત આપવામાં આવી છે તેનાથી સાધારણ રીતે સ્વીકારવામાં આવેલી તારીખનું વિશેષ સમર્થન થાય છે. શક સંવત્ પ્હેલાં ૨૫૬૬ વર્ષ એવો ગર્ગના વચનનો હું અર્થ કરૂં છુ એ તારીખ ઘણી સંભવિત પણ જણાય છે. બીજી તારીખો ઉપલી હકીગત ઉપરથી અસંભવિત માલમ પડે છે.

પણ એ વાત અપ્રસ્તુત છે. ગ્રહોનાં આ સ્થાનકોની સાથે મહાભારતમાં જણાવેલાં સ્થાનકોની આપણે સરખામણી કરીએ છિયે ત્યારે આપણને એ મહાભારતમાં જણાવેલા સ્થાનકો ખોટાં છે એવું ખાત્રીથી માલમ પડે છે. વળી ઉદ્યોગ પર્વના જે અધ્યાયમાં દુર્યોધનના પક્ષમાંથી કર્ણને ખસેડવાનો પ્રયત્ન કરતો કૃષ્ણને દર્શાવવામાં આવ્યો છે તે અધ્યાય પાછળથી ઘુસાડી દેવામાં આવેલો છે એવું હમે આગળ દર્શાવી ગયા છિયે. તેજ પ્રમાણે ભીષ્મપર્વની શરૂઆતના એક અધ્યાયમાં વ્યાસ ધૃતરાષ્ટ્રને સમજાવે છે કે 'ત્હમે વચ્ચે પડીને યુદ્ધ થતું અટકાવો' અને કહે છે કે "એ યુદ્ધ જોવાની જો ત્હમારી ઇચ્છા હોય તો હુ ત્હમને દિવ્ય દૃષ્ટિ આપુ" તે અધ્યાય પણ પાછળથી ઘુસાડી દેવામાં આવેલો છે. મુખ્યત્વે કરીને આ બે અધ્યાયમાં ગ્રહોનાં સ્થાનક વિષે ઉપરની હકીગત આપવામાં આવી છે, અને તે વખતે જ અપશુકનો થતાં હતાં તેની ટીપ જેમ બને તેમ લાંબી કરવાના હેતુથી સૌતિએ એ હકીગતો દાખલ કરી છે એમાં કંઈ પણ સંશય નથી. પરન્તુ એ હકીગતો પાછળથી ઉમેરાયલી છે એવું માનવા છતાં પણ એ વિષે સંભાળપૂર્વક વિચાર કરવાની જરૂર છે, કારણ કે એ હકીગતો વગર વિચારે નહીં, પણ ઘણી બુદ્ધિપૂર્વક અને ચતુરાઈથી દાખલ કરવામાં આવી હોવી જોઇએ એવું માન્યા વગર આપણને ચાલે એમ નથી. આ કારણથી બહારથી પરસ્પર વિરોધવાળાં જણાતાં આ વચનોને કેટલે અંશે આપણાથી પરસ્પર અનુકૂલ બનાવી શકાય છે અને એ સમ્બન્ધમાં ટીકાકાર શું કહે છે તેની તપાસ કરવાનો પ્રયત્ન આપણે આ પરિશિષ્ટમાં કરીશું.

એ વિષયને હાથમાં લેતા પ્હેલાં, ટીકાકાર પોતાની ટીકામાં કેટલીક

વાર જે સર્વતોભદ્ર ચક્ર વિષે લખે છે તે વાંચકની આગળ રજુ કરવું જરૂરનું છે. એ ચક્ર નરપતિના રચેલા "નરપતિવિજય" નામના ખગોળ-શાસ્ત્રને લગતા ગ્રન્થમાંથી લીધેલું છે અને યુદ્ધવિષયક પ્રશ્નોના સમ્બન્ધમાં એના વિષે ઘણી વાર કથન કરવામાં આવે છે. એ ચક્રની આપણા કામને માટે જરૂરની રૂપરેખા હમે બાજુ પરના પૃષ્ઠ પર દોરીએ છિયે.

આ ચક્રમાં એક ચોરસની દરેક બાજુએ કૃત્તિકાથી માંડીને સાત સાત નક્ષત્રો આપ્યા છે અને માત્ર સગવડને ખાતર ખૂણાઓમાં ચાર અક્ષરો મૂક્યા છે. આમાંના ગમે તે નક્ષત્રમાંથી ગ્રહના વેધ જુદી જુદી દિશામાં અને ખાસ કરીને ત્રણ દિશામાં છે. ગ્રહ જ્યારે વક્રગતિનો હોય છે ત્યારે એનો વેધ પાછલી તરફનો હોય છે; અને જ્યારે સીધો હોય છે ત્યારે સઘળાનો વેધ આડી લીટીમાં હોય છે. એ સિવાય બીજા વેધ છે તેના વિષે આ સ્થળે કંઈ લખવાની જરૂર નથી.

હવે સર્વ કોઈ કબૂલ કરે છે કે કૃષ્ણ વિષ્ટિને માટે ગયા હતા તે કાર્તિક માસમાં ગયા હતા. તે વખતે ચન્દ્ર રેવતી નક્ષત્રમાં હતોઃ—

"कौमुदे मासि, रेवत्यां शरदन्ते हिमागमे ॥"
(ઉદ્યોગ પર્વ, અધ્યાય ૮૨)

હસ્તિનાપુર પ્હોંચતાં એને બે ત્રણ દિવસ થયા હોવા જોઇએ અને પોતાના કામથી ફારક થતાં એને બે દિવસ લાગેલા હોવા જોઇએ. એ જ્યારે હસ્તિનાપુરથી પાછા ફર્યા ત્યારે એણે કર્ણને કહ્યું કે "આજથી સાત દિવસે અમાવાસ્યા આવશે તે દિવસથી યુદ્ધ શરૂ કરજો, કારણ કે તે દિવસે શુક્રનો ઉદય છે." હવે ટીકાકાર એવું ધારે છે કે અમાવાસ્યાને દિવસે ચન્દ્ર જ્યેષ્ઠામાં હોવાનો સંભવ હતો, અને 'મહાભારતની તારીખ' એ નામનું પુસ્તક હાલમાંજ પ્રસિદ્ધ થયલું છે, તેના લખનાર મિ. આયર પણ એમજ ધારે છે. જ્યેષ્ઠા નક્ષત્રનો અધિપતિ ઇન્દ્ર છે. દુર્યોધને પુષ્ય નક્ષત્રમાં એટલે કૃષ્ણના ગયા પછી બીજે દિવસે અથવા તરતજ પોતાના સૈન્યને ખસેડ્યું. ૭ દિવસમાં ચન્દ્ર પુષ્યથી જ્યેષ્ઠા સુધી પ્હોંચ્યો હોય એ સંભવિત જણાતું નથી, અને મિ. આયર એવી કલ્પના કરે છે કે ૭ દિવસ લખ્યા

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| અ | કૃત્તિકા | રોહિણી | મૃગ | આર્દ્રા | પુનર્વસુ | પુષ્ય | અશ્વિની | અ |
| ભરણી | | | | | | | | મઘા |
| અશ્વિની | | | ૯ | | ૪ | | | પૂર્વા |
| રેવતી | | ૫ | | | | | | શુક્ર ઉત્તરા |
| ઉત્તર ભાદ્રપદા | | ૨ | | | | | | હસ્ત |
| પૂર્વ ભાદ્રપદા | | | | | | ૭ | | ચિત્રા |
| શતતારકા | | | | | | | | સ્વાતિ શની ગુરુ |
| ધનિષ્ઠા | | | | | | | | વિશાખા |
| ૧ | શ્રવણ | આશ્લેષા | ઉત્તરાષાઢા | પૂર્વાષાઢા | મૂલ | જ્યેષ્ઠા સૂર્ય—ચંદ્ર રાહુ | અનુરાધા | ૧ |

છે તેને બદલે ૧૦ દિવસ હોવા જોઇએ. પણ એ ભૂલી જાય છે કે એ પક્ષ ૧૩ દિવસનોજ હતો એવું કહેવામાં આવ્યું છે, અને એ વખતે ચન્દ્રની ગતિ ઘણી ત્વરિત હોવી જોઇએ.

કૃષ્ણ સાથેની વાતચીતમાં કર્ણ નીચે પ્રમાણે કહે છે ( ૧૪૨મો અધ્યાય, ઉદ્યોગ પર્વ ):—

" प्राजापत्यं हि नक्षत्रं ग्रहस्तीक्ष्णो महाद्युतिः ।
शनैश्चरः पीडयति पीडयन्प्राणिनोऽधिकम् ॥
कृत्वा चाङ्गारको वक्रं ज्येष्ठायां मधुसूदन ।
अनुराधां प्रार्थयते चैत्रं संगमयन्निव ।
नूनं महद्भयं कृष्ण कुरूणां समुपस्थितम् ।
विशेषेण हि वार्ष्णेय चित्रां पीडयते ग्रहः ॥
सोमस्य लक्ष्म व्यावृत्तं राहुरर्कमुपैति च ।
दिवश्चोल्काः पतन्त्येताः सनिर्घाताः सकम्पनाः ॥ "

(પ્રજાપતિનું નક્ષત્ર, એટલે રોહિણી તેને શનિનો દુષ્ટ ગ્રહ પીડા કરે છે. મંગળ જ્યેષ્ઠા નક્ષત્રથી વક્રગતિ પામીને અનુરાધા નક્ષત્રને શોધે છે. ખરેખર, કૌરવોને મહાભયનું કારણ આવી પડયું છે. ખાસ કરીને, એ ગ્રહ ચિત્રાને પીડે છે. ચન્દ્રની સ્થિતિ વિપરીત થઈ ગઈ છે, અને રાહુ સૂર્યની પાસે જાય છે. આકાશમાંથી ઉલ્કાપાત પણ જોશભેર થાય છે.)

મ્હારો કૃષ્ણપક્ષ સાધારણ રીતે વદ પચમીથી શરૂ થતો ગણવામાં આવે છે, એટલે આ વચન કર્ણે કહ્યાં તે કાર્તિકના કૃષ્ણપક્ષની પંચમીને દિવસે અથવા તો ત્યાર પછીને કોઈ દિવસે કહ્યાં હોવાં જોઈએ. તે દિવસે પુષ્ય અથવા પુનર્વસુનું નક્ષત્ર આવતું હોય એ ઘણું બનવા જોગ છે.

ત્યાર પછી ઉભય પક્ષની સેનાઓ કુરુક્ષેત્રમાં જઇને મુકામ કરે છે. જુદા જુદા વિભાગને માટે જુદી જુદી છાવણીઓ રાખવામાં આવે છે, અને એ છાવણીઓને એવી ભગવડભરેલી બનાવવામાં આવે છે કે હસ્તિના-પુર પણ વિસાત પડી જાય. આ છાવણીઓ તૈયાર થતાં કેટલાક

લાગેલા હોવા જોઈએ. એ દરમ્યાન વ્યાસ ધૃતરાષ્ટ્રની પાસે જાય છે અને તેને લડાઈ ન થવા દેવા સમજાવે છે, પણ તે નકામુ જાય છે. વ્યાસ નીચેનાં અપશુકનો ગણાવે છે.—

धूमकेतुर्महाघोरः पुष्यं चाक्रम्य तिष्ठति ।
सेनयोरशिवं घोरं करिष्यति महाग्रहः ॥
मघास्वङ्गारको वक्रः श्रवणे च बृहस्पतिः ।
भगं नक्षत्रमाक्रम्य सूर्यपुत्रेण पीड्यते ॥
शुक्रः प्रोष्ठपदे पूर्वे समारुह्य विरोचते ।
ऐन्द्रं तेजस्वि नक्षत्रं ज्येष्ठामाक्रम्य तिष्ठति ॥
रोहिणीं पीडयत्येवमुभौ च शशिभास्करौ ।
चित्रास्वात्यन्तरे चैव विष्ठितः परुषग्रहः ॥
वक्रानुवक्रं कृत्वा च श्रवणं पावकप्रभः ।
ब्रह्मराशिं समावृत्य लोहिताङ्गो व्यवस्थितः ॥
विशाखयोः समीपस्थौ बृहस्पतिशनैश्चरौ ।
चन्द्रादित्यावुभौ ग्रस्तावेकाह्ना हि त्रयोदशीम् ॥
चतुर्दशीं पञ्चदशीं भूतपूर्वां च षोडशीम् ।
इमां तु नाभिजानामि अमावास्यां त्रयोदशीम् ॥

"એક મહા ભયંકર ધૂમકેતુ પુષ્ય નક્ષત્રનુ આક્રમણ કરીને ઊભો છે એ મહાગ્રહ ઉભય સેનાઓનુ ઘણુ અશુભ કર્યા વગર રહેશે નહીં. મઘા નક્ષત્રમા મંગળની વક્રગતિ છે અને બૃહસ્પતિ શ્રવણ નક્ષત્રમા છે. શનિનો ગ્રહ ભગ (પૂર્વા) નક્ષત્રનુ આક્રમણ કરીને તેને પીડા કરે છે અને શુક્રના ગ્રહે પૂર્વ ભાદ્રપદાનુ આક્રમણ કર્યું છે. ઇન્દ્રનો તેજસ્વી ગ્રહ જ્યેષ્ઠા નક્ષત્રનુ આક્રમણ કરે છે સૂર્ય અને ચન્દ્ર એ બેઉ રોહિણીને પીડા કરે છે. પૈનો નઠારો ગ્રહ ચિત્રા અને સ્વાતિની વચમાં ઊભો રહ્યો છે. રાતો ગ્રહ વક્રગતિની પાછી ઉલટી ગતિ કરીને બ્રહ્મની રાશિનુ, એટલે શ્રવણ નક્ષત્રનુ આક્રમણ કરે છે. બૃહસ્પતિ અને શનિ એ બેઉ વિશાખાની પાસે પાસે ઊભેલા છે. તેરસને દિવસે સૂર્ય અને ચન્દ્ર ઉભયના ગ્રહણ થયાં હતાં. અમાવાસ્યા

ચૌદસ જેવે દિવસે આવેલી મ્હેં જોઈ છે, પણ તેરસ જેવે દિવસે અમાવાસ્યા આવેલી મ્હેં કદી જોઈ નથી "–(ભીષ્મપર્વનો અધ્યાય ૨)

આ ઉપરથી જણાય છે કે ખરેખર યુદ્ધ અમાવાસ્યા પ્હેલાં નહીં પણ પછી થયું હોવું જોઈએ. ભીષ્મે પોતાના મૃત્યુને દિવસે કહ્યું હતું કે "બાણશય્યા પર સૂતાં મ્હને ૫૮ દિવસ થયા." તે ઉપરથી મિ. આયરે એવું અનુમાન કર્યું છે કે યુદ્ધ અમાવાસ્યા પ્હેલાં થયું હતું, પણ એ અનુમાન આ ઉપરથી ખોટું ઠરે છે. વળી એ પણ ચોક્કસ જણાય છે કે રવિ, ચન્દ્ર, અને રાહુ ત્રણે જ્યેષ્ઠાની પાસે હતા, કારણ કે ત્યાર વગર સૂર્યનું ગ્રહણ થયું હોત નહી. અમાવાસ્યા પ્હેલાં બોલતી વખતે કર્ણ એમ કહે કે રાહુ સૂર્યની સમીપમાં જાય છે તેનો અર્થ પણ આ રીતે આપણાથી સમજી શકાય છે. વળી સૂર્ય અને ચન્દ્ર બેઉ રોહિણીને પીડે છે એ વ્યાસનું વચન પણ સમજી શકાય છે, કારણ કે જ્યેષ્ઠામાંથી સ્હામસ્હામા વેધ વડે કરીને સૂર્ય અને ચન્દ્ર બેઉ રોહિણીને પીડા કરી શકે. (જુઓ રાતી લીટી ૧). શુક્ર ઉત્તરા નક્ષત્રમાં હોઈને ત્યાંથી પૂર્વ ભાદ્રપદ ઉપર પ્રકાશતો હશે એમ આપણાથી ધારી શકાય. (જુઓ રાતી લીટી ૨). "**विशेषेण हि वार्ष्णेय चित्रां पीडयते ग्रहः**" (ખાસ કરીને એ ગ્રહ ચિત્રાને પીડે છે) એ કર્ણનું વચન અને "**चित्रास्वात्यन्तरे चैव विष्ठितः परुषग्रहः**" (પેલો નઠારો ગ્રહ ચિત્રા અને સ્વાતિની વચમાં ઊભો રહ્યો છે) એ વ્યાસનું વચન બેઉ કોઈ ધૂમકેતુને અથવા કોઈ નઠારા કલ્પિત તારકને ઉદ્દેશીને કહેવાયલાં છે

કરે છે કે મઘા એ માત્ર અનુરાધાનું સાયન અભિધાન છે. મંગળની શ્રવણમાં સ્થિતિ વર્ણવવામાં આવી છે તે તરફ એ તદ્દન દુર્લક્ષ રાખે છે. ટીકાકારનું ધારવું એવું છે કે સર્વતોભદ્રચક્ર પ્રમાણે મંગળ ખરેખરો મઘામાં હતો અને વેધને લીધે એણે શ્રવણ ઉપર આક્રમણ કર્યું હતું. પણ કર્ણે મંગળને જ્યેષ્ઠા અને અનુરાધાની વચમાં મૂક્યો છે એ વાતનું ટીકાકારને આ સ્થળે વિસ્મરણ થયું જણાય છે. હમારા વિચાર પ્રમાણે ખરેખરો ખુલાસો એ છે કે વ્યાસ બોલતા હતા તે વખતે મંગળ વક્રગતિવાળો હોઇને અનુરાધા તરફથી વિશાખા તરફ જતો હતો. વક્રગતિ હોવાથી એનો વેધ અનુરાધા તરફથી મઘા તરફ જાય છે, કારણ કે એજ પ્હેલો નક્ષત્ર છે. ત્યાર પછી એની ગતિ પલટાઈ જાય છે અને વિશાખાથી શ્રવણ તરફ એનો વેધ એજ પ્રમાણે જાય છે. આ પ્રમાણે ત્રણે વચનોનું સૌથી સારૂ સમાધાન થઈ શકે છે. બૃહસ્પતિ શ્રવણમાં હતો તેમજ વિશાખાની પાસે હતો. ટીકાકારનું અનુમાન એવું છે કે બૃહસ્પતિ ખરેખરો શ્રવણમાં હતો અને ત્યાંથી એનો વેધ વિશાખા, જે છેલ્લો નક્ષત્ર છે, ત્યાં જતો હતો. એજ પ્રમાણે, એના વિચાર પ્રમાણે, શનિ ખરેખરો પૂર્વા (અથવા ભગ નક્ષત્ર)માં હતો અને ત્યાંથી એનો વેધ વિશાખા તરફ પણ જતો હતો. આના સમ્બન્ધમાં "શતપદ ચક્ર" નામના બીજા ચક્ર વિષે એ લખે છે. એ જે ખુલાસો આપે છે તેમાં ઉંડા ઉતરવાની આપણને જરૂર નથી. હમે ધારીએ છિયે કે "સમીપસ્થ" એ શબ્દ ઘણો સ્પષ્ટ છે અને બૃહસ્પતિ તથા શનિ એઉ વિશાખાની પાસે હતા એવું સૌતિએ જણાવ્યું છે. શનિનાં સ્થાન વિષે કંઈ પણ ખુલાસો આપવાનો મોદકે બીલકુલ પ્રયત્નજ કર્યો નથી. શનિના સમ્બન્ધમાં ત્રીજી હકીગત કર્ણના ભાષણમાં કહેવાયલી છે. એ ભાષણમાં શનિ રોહિણીને પીડતો હતો એમ જણાવવામાં આવ્યું છે. આ વચનોનો ખુલાસો આ પ્રમાણે થઈ શકેઃ વિશાખાથી બૃહસ્પતિનો વેધ શ્રવણ તરફ જાય છે. સ્વાતિ આગળથી શનિનો વેધ રોહિણી તરફ જાય છે (જુઓ રાતી લીટી ૩). પૂર્વા અથવા ભગ નક્ષત્ર શનિથી પીડાય છે એવું જે કહેવામાં આવ્યું છે તેને માટે સ્વાતિ અને વિશાખાની

વચ્ચેના સ્થાનથી વેધને આડી લીટી વડે અશ્વિની તરફ અને ત્યાંથી સીધો પૂર્વા તરફ આપણે લઈ શકીએ. ( જુઓ રાતી લીટી ૪).

આ જુદા જુદા વેધમાં અને હાલની જ્યોતિષવિદ્યામાં જે ચાર પ્રકારની 'દષ્ટિ'ઓ જણાવવામાં આવે છે તેમાં ઝાઝો ફેર નથી એવું માલમ પડે છે. એ ચાર પ્રકારની દષ્ટિઓ નીચે પ્રમાણે છેઃ-(૧) આખી અથવા અર્ધચન્દ્રાકાર, એટલે ૧૪ નક્ષત્રને અંતરે; (૨) પોણી અથવા ત્રિકોણાકાર, એટલે ૯ અથવા ૧૮ નક્ષત્રને અંતરે; (૩) અડધી અથવા ચતુષ્કોણ, એટલે ૭ અથવા ૨૧ નક્ષત્રને અંતરે; અને (૪) પા અથવા ષટ્કોણ, એટલે ૪ અથવા ૧૬ અથવા ૨૪ નક્ષત્રને અંતરે. રોહિણી અને પૂર્વાનો શનિનો વેધ ક્રમશઃ ૧૬ અને ૨૪ નક્ષત્રને અંતરે છે.

આ સ્થળે ઉમેરવું જોઈએ કે આ વેધ જણાવવામાં સૌતિનો હેતુ એવું દર્શાવવાનો હતો કે રોહિણી અને શ્રવણ એ જીવન અથવા સૃષ્ટિના નક્ષત્રો, જેનો અધિપતિ બ્રહ્મા છે તે, અને પૂર્વા, જેનો અધિપતિ ભગ છે અને મઘા, જેના અધિપતિ પિતૃઓ છે, તેના તરફ ગ્રહોની કુદષ્ટિ હતી. વળી આપણાથી એવું પણ સમજાય છે કે મંગળ વક્રગતિ લઈને શનિની પાસે જાય એ ભવિષ્યના વિનાશકારી યુદ્ધનું ચિહ્ન છે એવું તે વખતે પણ હાલની પેઠે માનવામાં આવતું હતું. ભોઅર લડાઈ થઈ તેની પ્હેલાં તરતજ ગ્રહોની સ્થિતિ એ પ્રમાણેની હતી.

ખરેખર યુદ્ધ ક્યારે થયુ એ પ્રશ્નની ચર્ચા આ સ્થળે પ્રસંગવશાત્ આપણે કરીશું, અને એ સમ્બન્ધમાં "તે દિવસે ચન્દ્ર મઘા નક્ષત્રમાં હતો અને સાતે ગ્રહ આકાશમાં પ્રકાશતા જણાયા હતા" એ પ્રખ્યાત શ્લોકને આપણે તપાસીશું. આ શ્લોક અને ભીષ્મે પોતાના મૃત્યુ વખતે જણાવ્યું હતું કે "બાણશય્યા પર સૂતાં મ્હને ૫૮ દિવસ થયા" એ બે ઉપર આધાર રાખીને મિ. આયર એવા અનુમાન ઉપર આવે છે કે યુદ્ધની શરૂઆતમાં ચન્દ્ર મઘા નક્ષત્રમાં હતો, એટલે કાર્તિક અમાવાસ્યાના પાંચ દિવસ પ્હેલાં યુદ્ધની શરૂઆત થઈ. પણ પુષ્ય નક્ષત્રમાં, સેનાઓએ

છાવણી વગેરેને માટે ચાલવા માંડયું ત્યાર પછી આ હિસાબે વચ્ચમાં બેજ દિવસ રહે છે તે બહુ ઓછા છે અને મહાભારતમાં અન્ય સ્થળોએ જે સ્થિતિ વર્ણવવામાં આવી છે તેનાથી આ સ્થિતિ વિપરીત જણાય છે. યુદ્ધને છેલ્લે દિવસે બળરામ આવી પ્હોંચ્યા તેણે કહ્યું હતું કે "મ્હને નીકળ્યાને આજે ૪૨ દિવસ થયા. પુષ્ય નક્ષત્રમાં હું નીકળ્યો હતો અને શ્રવણમાં હું પાછો આવી પ્હોંચ્યો." 'મઘાવિષય' એ શબ્દનો ટીકાકારે એવો અર્થ કર્યો છે કે મઘાના અધિપતિનો પ્રદેશ મઘાના અધિપતિ એટલે પિતૃઓ, જે ચન્દ્રમાં વસતા ગણાય છે, તે. એ ચન્દ્ર તે પાછો મૃગનો અધિપતિ છે. તે ઉપરથી ટીકાકાર ધારે છે કે ચન્દ્ર મૃગ નક્ષત્રમાં હતો; અને એવી રીતે યુદ્ધને અઢારમે દિવસે શ્રવણ, જે મૃગથી ૧૮ નક્ષત્રને અન્તરે આવેલું છે, તેમાં બળરામનુ આગમન થયુ એ વચનની સાથે આ હકીગતને ટીકાકારે બંધબેસતી કરી છે. ટીકાકારે ભારતસાવિત્રી નામના ગ્રન્થમાંથી પણ ઉતારાઓ આપ્યા છે. એ ગ્રન્થમાં કહ્યું છે કે ચન્દ્ર ભરણી નક્ષત્ર, જેના અધિપતિ મૃત્યુદેવ છે, તેમાં હતો અને એવી રીતે એને 'મઘાવિષય'ની સાથે સમ્બન્ધ છે. પણ આ વિચારની વિરુદ્ધ ટીકાકારે એવી દલીલ કરી છે કે ભરણીથી શ્રવણ સુધીમાં ૨૧ નક્ષત્રો આવે છે તે સર્વના ઉપર ૧૮ દિવસમાં ચન્દ્રથી ફરી વળાય નહીં. પણ એ એટલું કબૂલ કરે છે કે મૃગશીર્ષના શુકલપક્ષની ત્રયોદશીએ યુદ્ધની શરૂઆત થઈ હતી, કૃષ્ણપક્ષની અષ્ટમીએ ભીષ્મનુ પતન થયુ હતું, દ્રોણના સેનાધિપત્ય હેઠળ રાત્રે જે ભયંકર યુદ્ધ થયું હતું તે બારસે થયુ હતું, અને એ પ્રમાણે ચન્દ્રમા તે રાતે ત્રણેકને સુમારે ઊગ્યો હતો એવું મહાભારતમાં કહ્યું છે તે બરાબર છે અને મૃગશીર્ષની અમાવાસ્યાને દિવસે દુર્યોધન હણાયો હતો. હવે હમે આગળ જણાવી ગયા છિયે કે કાર્તિકની અમાવાસ્યાને દિવસે સૂર્યગ્રહણ થયું હતું, તે દિવસે ચન્દ્ર જ્યેષ્ઠામાં હતો. જ્યેષ્ઠા અને મૃગની વચ્ચે ૧૫ નક્ષત્રો છે. સાધારણ રીતે એટલાં નક્ષત્રો ઉપર ફરી વળતાં ચન્દ્રને ૧૪ દિવસ લાગે. "હું મ્હારી શય્યા ઉપર ૫૮ દિવસ સુધી સૂતો" એ ભીષ્મનાં વચનો વિષે ટીકાકારે એવો ખુલાસો કર્યો છે કે "અષ્ટપચાશત્" એ શબ્દનો

સાધારણુ રીતે 'પ૮' એવો અર્થ થાય છે, પણ અહીં સોમાંથી એટલી રકમ બાદ કરવાની છે એટલે એનો '૪૨' એવો અર્થ થાય. મૃગશીર્ષના કૃષ્ણપક્ષની અષ્ટમીએ ભીષ્મ બાણવડે વીંધાઇને પડયો અને માઘના શુક્લપક્ષની પંચમીએ એનું મરણ થયલું કહેવાય છે, એટલે મૃગશીર્ષના કૃષ્ણપક્ષની અષ્ટમીથી તે માઘના શુક્લપક્ષની પચમી સુધીમાં પ૮ નહીં પણ ૪૨ દિવસ થાય છે, અને ટીકાકારે એટલા માટે 'પ૮'ના '૪૨' કરી નાંખ્યા છે. પણ અનુશાસનપર્વમાં એક બીજો શ્લોક છે તે એની લક્ષ બહાર રહેલો જણાય છે. ત્યાં આગળ યુધિષ્ઠિરને વિષે કહ્યુ છે કે યુદ્ધ પૂરૂ થયા પછી ૫૦ રાત્રી સુધી એ હસ્તિનાપુરમાં રહ્યો અને ત્યાર પછી એ ભીષ્મને જોવા ગયો, કારણુ કે ઉત્તરાયણની શરૂઆતમાં ભીષ્મનુ મરણ થવાનુ હતું. આયરની પેઠે કેટલાક શ્લોકોના પાઠ બદલ્યા વિના અથવા તો કેટલાક શ્લોકોને પાછળથી ઘુસાડી દેવામાં આવેલા એમ ગણીને કાઢી નાંખ્યા વિના સઘળાં વચનોને એકબીજાની સાથે બંધબેસતાં કરવાં એ હમને તો અશક્ય લાગે છે. અનુશાસનપર્વનાં છેલ્લાં બે કથનોને તજી દેવાં એ સૌથી સલામતીભરેલો રસ્તો છે અને એમ કરવાથી ફેરફાર પણ બહુ થોડો કરવો પડે છે. બાકીનાં સઘળાં વચનોનુ એ પ્રમાણે સમાધાન થઈ જાય છે અને યુદ્ધને પ્રથમ દિવસે ચન્દ્ર મૃગા અથવા ભરણી નક્ષત્રમાં હતો એવું આપણાથી માની શકાય છે. મિ મોદક એવો અર્થ કરે છે કે ચન્દ્ર ખરેખરો મઘામાં અને સાયન મૃગમાં હતો. ભીષ્મનું પતન અને મૃત્યુ એ બેની વચ્ચેના દિવસોની ગણત્રીમાં ફેરફાર હોવાને લીધે એમને કઈ હરકત આવતી નથી.

આ શ્લોકનો દ્વિતીયાર્ધ પણ પ્રથમાર્ધના જેવોજ ગુંચવણિયા છે. સાતે ગ્રહ એકી વખતે આકાશમાં પ્રકાશે એ કદી બની શકે નહીં, કારણુ કે સૂર્યનો જ્યારે પ્રકાશ હોય ત્યારે બીજા ગ્રહ અદૃશ્યજ રહે. પણ આ બનાવ તે વખતે અસાધારણ ગણાતો હતો એ વાત કબૂલ રાખીએ તોપણ સાતે ગ્રહ તે વખતે ક્ષિતિજની ઉપર હતા એટલું તો બતાવી શકાવું જોઈએ. ટીકાકારની પેઠે બૃહસ્પતિ શ્રવણમાં હતો એવુ જો આપણે માનીએ તો એ વખતે એ ક્ષિતિજની ઉપર હોઈ શકે નહીં, પણ નીચેજ હોય, અને

શુક્રનું પણ એમજ છે. આ ઉપરથી ચોખ્ખું જણાય છે કે સૌતિએ ગ્રહોનાં જે સ્થાન જણાવેલાં તેજ હમે પણ જણાવ્યાં છે. અમાવાસ્યાથી ચોદસ સુધીમાં સૂર્ય જયેષ્ઠાથી મૂળ સુધી ગયો હોય અને ચન્દ્ર મૂળથી મૃગ સુધી ગયો હોય એવું આપણે માની શકીએ. એટલે તે દિવસે સૂર્ય ઊગ્યો ત્યારે બુધ, મંગળ અને બૃહસ્પતિ એની સાથે હતા, શનિ એની પાસે હતો, શુક્ર એનાથી જરા ઉંચો હતો અને લગભગ પૂર્ણિમાસ્યાના જેવો ચન્દ્ર પશ્ચિમ દિશા તરફ હતો. પછીના શ્લોકમાં જણાવ્યું છે તે પ્રમાણે વાદળાંઓ વડે સૂર્ય ઢંકાઈ ગયો હોય તો એ સઘળા સામટા જોવામાં આવે એ બનવા જોગ છે.



## પરિશિષ્ટ ૬.

### જનમેજયની બ્રહ્મહત્યા.

જનમેજયની બ્રહ્મહત્યા કઈ એ એક પ્રશ્ન છે અને એ પ્રશ્ન હમેશાં નિરુત્તરજ રહેશે એવો ભય રહે છે. વેદની અને પુરાણની કથાઓ જાણનારા અનેક વિદ્વાનોને હમે પૂછી જોયું પણ આ વિષેની દંતકથા કોઈ પણ પુરાણમાં આવતી હોય એવી માહિતી કોઈ પણ વિદ્વાન્ તરફથી હમને મળી શકતી નથી. આદિપર્વના બીજા અધ્યાયમાં જે વાર્તા આપવામાં આવી છે તે તદ્દન અપૂર્ણ છે. એ વાર્તાનો સારાંશ આ સ્થળે આપવામાં આવશે તો તે રસદાયક થઈ પડશે. જનમેજય પારિક્ષિત પોતાના ત્રણ ભ્રાતઓની સાથે કુરુક્ષેત્રમાં એક મ્હોટો યજ્ઞ કરતા હતા. એ વખતે યજ્ઞના સ્થાન આગળ કેટલાક કૂતરાઓ આવ્યા. તેઓને મારીને કાઢી મૂકવામાં આવ્યા. તે ઉપરથી એ કૂતરાઓની માતા સરમા જનમેજય અને એના ભ્રાતૃઓ ઉપર ચીઢવાઈ અને વગર વાંકે પોતાના છોકરાઓ તરફ ગેરવર્તણૂક ચલાવી તેને માટે એણે તેઓને ઠપકો આપ્યો, અને કહ્યું કે "હમારા ઉપર કોઈ અણધારી આફત આવી પડશે." સરમાનો શાપ સાંભળીને રાજા ગભરાયો તે શ્રુતશ્રવા નામના એક ઋષિની પાસે ગયો તેણે ઉપાધ્યાય તરીકે પોતાનો છોકરો સોમશ્રવા રાજાને સોંપ્યો અને રાજાને કહ્યું કે "એ છોકરો મહાદેવકૃત્યા સિવાય હમારી સઘળી પાપકૃત્યાઓનું શમન કરશે; પણ એ છોકરામાં એક દોષ છે તે એ કે કોઈ પણ બ્રાહ્મણ એની પાસે કંઈ વરદાન માગે તો તે વરદાન એ તેને આપ્યા વગર રહે નહીં." આ શરત કબૂલ રાખીને રાજાએ એ છોકરાને ઉપાધ્યાય તરીકે સ્વીકાર્યો અને પોતાના ભાઈઓને એણે કહ્યું કે "આ છોકરો જે કંઈ આજ્ઞા કરે તેના પ્રમાણે હમારે કરવું." પછી એ તક્ષશિલા ગયો અને એ દેશ પોતાને તાબે કીધો. અહીં વાર્તા પૂરી થાય છે અને જનમેજયના ભાઈઓ ઉપર અણધારી આફત શી આવી પડી, સોમશ્રવાએ રાજાને શી મદદ આપી, સોમશ્રવાની પાસે શું વરદાન માગવામાં આવ્યું હતું અને કોના તરફથી માગવામાં આવ્યું હતું એ સઘળાં વિષે કમનશીબે આગળ કંઈ પણ હકીગત આપવામાં આવી નથી.

જનમેજયે સર્પસત્ર કીધો તે વખતે, જે ઋષિ આવ્યા હતા તેમાં પણ આ સોમશ્રવાને ગણાવવામાં આવ્યો નથી. કદાચ સૌતિએ જાણી જોઈને આ વાર્તા અધુરી રાખી હશે અને એ અધુરી રહેલી વાતને બદલીને જનમેજયે કરેલા અશ્વમેધની વાર્તા આપી હશે. એ અશ્વમેધની વાર્તા હરિવંશમાં આપવામાં આવી છે. ત્યાં આગળ એવું જણાવવામાં આવ્યું છે કે શાસ્ત્ર-વિધિ પ્રમાણે વધ કરાયલા યજ્ઞપશુ (અશ્વ)ની સાથે જનમેજયની રાણીએ શયન કર્યું હશે તે વખતે ઇન્દ્રે તેની સાથે ઉપભોગ કર્યો. તે ઉપરથી ચીડ-વાઇને જનમેજયે યજ્ઞના બ્રાહ્મણોને કાઢી મૂક્યા અને રાણીને પણ પોતાના ઘરમાંથી વિદાય કરી. આખરે ઋષિઓના વચ્ચે પડવાથી રાણીનો તો પાછો સ્વીકાર કરવામાં આવ્યો, પણ તે સમયથી એવો ઠરાવ થયો કે હવેથી કોઇએ પણ અશ્વમેધ કરવો નહીં. હજી પણ ઘણાખરા ક્ષત્રિયો આ પ્રતિબંધને માને છે.



# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલાં ઐતિહાસીક પુસ્તકો.

**ઇમ્પિરિયલ ગેઝીટીઅર**—ઇંડિયા વો. ૪ શું (છપાય છે.)

**ઈંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ**—(સુપ્રસિદ્ધ વિદ્વાન લેખક મી. બકલના પુસ્તકનો અનુવાદ). કર્તા, રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. બી. એ. પ્રિન્સિપાલ ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ ફોર મેન, અમદાવાદ. "શાંકર ભાષ્ય, કર્તવ્ય" વગેરેના લખક. "વાંચનારને વિચાર કરવાની ટેવ પડી છે તેને તો આ ગ્રંથ ઘણો રસીક લાગ્યા વિના રહેશે નહિ." **લાઇબ્રેરી માટે મંજુર.** પૃ. ૭૩૯. કીમત રૂપિયા બે.

**ગ્રીસ દેશનો ઇતિહાસ**—(મી. સ્મીથના ઇંગ્રેજી પુસ્તક પરથી). કર્તા, રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઇ. ઇ. વનરાજ ચાવડો, સિદ્ધરાજ જયસિંહ, અકબર, ભવાઇસંગ્રહ, વગેરેના લેખક. "ગ્રીક લોક જેમ રાજ્ય પ્રકરણમાં પ્રખ્યાત છે તેમ તેઓની વિદ્યા હુન્નર, કવિતા, સંસારી રીતભાતો, વગેરે મનોરંજક અને જાણવાજોગ છે. આ પુસ્તકમાં એ સઘળાનું ટુંકું બ્યાન કર્યું છે. પારસી બોલીમાં જેને યુનાની કહે છે અને આપણે જેને મૂળમાં યવન કહેતા તે એ ગ્રીક પ્રજા છે." પૃ. ૩૮૦ (નકશા સહિત) કીમત ચૌદ આના.

**ગુજરાતનો ઇતિહાસ**—પ્રાચીન અને અર્વાચીન. (મુંબઈ સરકારે રચાવેલાં ગેઝીટીઅર અને બીજાં વિવિધ સાધનો પરથી તૈયાર કરનાર); કર્તા, રાવસાહેબ ગોવિંદભાઇ હાથીભાઈ બી. એ. એલ. એલ. બી. બેન્જામીન ફ્રેન્કલીન, જીંદગીનું સાફલ્ય વગેરેના લેખક. "આ ઇતિહાસ ઘણેભાગે તૂટક, છૂટો છવાયો, અનુમાનિક અને અપૂર્ણ છે, તોપણ **આગળ ઉપર નવી શોધો થઇ વિશેષ પુરાવો મળી આવે ત્યાંસુધી આથી સારો ઇતિહાસ મળે તેમ નથી.** ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર. ભાગ ૧, આવૃત્તિ બીજી કીમત બાર આના, ભાગ ૨, આવૃત્તિ બીજી કીમત એક રૂપિયો.

**જગતનો અર્વાચીન ઇતિહાસ**—કર્તા, રા. સા. જમીયતરામ ગૌરી-

શંકર શાસ્ત્રી બી. એ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સુરત. "ગુજરાતી ભાષાનો સામાન્ય રીતે અભ્યાસ કર્યો હોય એવાં સ્ત્રી પુરૂષો આ ગ્રન્થનો સારી રીતે ઉપયોગ કરે તે કારણથી ભાષા ઘણી સાદી વાપરી છે, અને વાંચનારને કંટાળો ન ઉપજે તે ખાતર કેટલીક હકીકત મને નિરસ, નેઃનિરૂપયોગી લાગી તે આ પુસ્તકમાં દાખલ કરી નથી. દરેક પ્રકરણના કેટલાક પેટાભાગ હોવાથી પ્રકરણ અને તેના પેટા ભાગ વિભાગનાં અધ્યાય અને ખંડ એવાં નામ અનુક્રમે રાખ્યાં છે. દરેક અધ્યાયને અને તેનો સાર પણ આપ્યો છે." પૃ. ૬૯૬. ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર. કીંમત રૂ.* બે.

**દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ**—(સુપ્રસિદ્ધ સાક્ષર વિદ્વાન ડૉક્ટર ભંડારકરના કીમતી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ). કર્ત્તા, રા. રા. નવનિતરાય નારાયણભાઇ મહેતા, બી. એ. એલ. એલ. બી. "વિચાર શક્તિ" ના લેખક. પૃ. ૨૬૦. કીંમત દશ આના.

**પ્રાચીન ભારત ભા. ૧ લો**—(બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત Ancient India એ નામના ઇંગ્રેજી પુસ્તક ભાગ ૧ નો અનુવાદ.) કર્ત્તા, રા. રા. લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ, બી. એ. પ્રાચીન હિંદુઓ કેવી તરેહની જીંદગી ગુજારતા હતા અને કેવા વિચાર ધરાવતા હતા તે બાબત વાંચનારને આબેહુબ ચિતાર આપવાની મારી ધારણા હોવાથી સૂક્તો, ઉપનિષદ્ એ વગેરે બનાવનારને વાંચનારની સમક્ષ ખડા કરવાનો અને તેમને પોતાની મેળે બોલવા દેવાનો મેં પ્રયત્ન કર્યો છે. પૃ. ૨૭૨. ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર. કીંમત બાર આના.

**પ્રાચીન ભરતખંડનો મહિમા**—કર્ત્તા, સ્વ. નારાયણ હેમચંદ્ર. પ્રાચીન ભરતખંડમાં શું શું હતું અને તેને પોતાની કીર્તિ કેવી ફેલાવી હતી, તેનું આ પુસ્તકમાં વર્ણન કરવામાં આવ્યું છે; અને તેની જોડે ભરતખંડે બીજી જાતિના ઉપર કેવો ઉપકાર કર્યો છે તેનું પણ થોડુંક વર્ણન કરવામાં આવ્યું છે. પૃ. ૨૨૪. કીંમત આઠ આના.

**ફ્રેંચ રેવોલ્યુશન યાને ફ્રાન્સ દેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ**—(મરાઠી પરથી ભાષાંતર). કર્ત્તા, રા. રા. ચુનીલાલ

